# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

## પ્રાણહારક મૃગજળ

---

તૃતીય ખણ્ડ-આકર્ષણ ( પૂર્વાર્દ્ધ )

કર્તા

ઠક્કુર નારાયણ વિસનજી

પોરબંદર ( કાઠિયાવાડ )

---

" A reforming age is always
Fertile of imposters."

*Lord Macaulay*

---

પ્રકાશક

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા-અમદાવાદ

મૂલ્ય રૂ. ૩-૪-૦.

વિક્રમાબ્દ ૧૯૭૯. ઈ. સ. ૧૯૨૩.

દ્વિતીય આવૃત્તિ પ્રત ૨૦૦૦

તૃતીય ખંડ-પૂર્વાર્દ્ધ, પ્રથમ આવૃત્તિ, પ્રત ૧૦૦૦, ઈ. સ. ૧૯૧૮

તૃતીય ખંડ-પૂર્વાર્દ્ધ, દ્વિતીય આવૃત્તિ, પ્રત ૨૦૦૦, ઈ. સ. ૧૯૨૩





“ ધિ ડાયમંડ જ્યુબિલી ” પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું;
સલાપોસ રોડ-અમદાવાદ

# ગ્રંથસમર્પણ

બંધુતુલ્ય અનુકંપાવિભૂષિત અને શુદ્ધ સ્નેહમૂર્તિ સુહૃદો

ભાઇ વલ્લભ કેશવ નાયક, અમદાવાદ,

તથા

ભાઇ માધવલાલ મોહનલાલ નાયક, અમદાવાદ;

મહાન્ યોગીશ્વર રાજર્ષિ ભર્તૃહરિની "જે પાપોને નિવારે છે, હિતની યોજના કરે છે, અવગુણને ગુપ્ત રાખે છે, ગુણોનો પ્રકાશ કરે છે, આપત્કાલયમાં ત્યાગી જતો નથી અને પ્રસંગ આવતાં પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપે છે તે સન્મિત્ર છે; એવા પ્રકારનું સંત જનોએ સન્મિત્રનું લક્ષણ કહેલું છે;" એ સન્મિત્ર વિષયક વ્યાખ્યાનો તમો ઉભયમાં સંપૂર્ણ સમાવેશ થતો હોવાથી અને તમો ઉભય મિત્રોએ મારા સુખમાં નહિ, કિન્તુ મારા સંકટના સમયમાં અનેક વાર અગ્રભાગે રહી દુઃખમાં ભાગ લઇને પોતાના આ મિત્રને યથાશક્ય સહાયતા, કોઇ પણ પ્રકારના પ્રતિફળની લેશમાત્ર પણ આશા વિના કેવળ કર્તવ્ય માનીને, આપેલી હોવાથી તે અગાધ ઋણથી કિંચિદંશે મુક્ત થવાની અને આપણી પરસ્પર સત્ય મૈત્રીના સ્મરણને ચિરસ્થાયિ રાખવાની શુદ્ધ ભાવનાને હૃદયમાં ધારીને મારી આ સાહિત્યકૃતિ હું તમો ઉભય સુહૃદોના કરકમળમાં સમર્પું છું, તેનો, આશા છે કે, તમો પ્રેમપૂર્વક સ્વીકાર કરશો.

તમારો નિરંતર ઉપકૃત અને સ્નેહાંકિત

ઠક્કુર નારાયણ વિસનજી,

ગ્રંથકાર.

" ખાનારા બહુ મિત્ર છે, તાલી મિત્ર અનેક;
જે દીઠે છાતી ઠરે, તે લાખોમાં એક ! "

એક જૂની હિન્દી કવિતાનો અનુવાદ

# ઉપોદ્‌ઘાત

## ( દ્વિતીય આવૃત્તિનો )

જ્યારે મારી આ " આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ" નામક સામાજિક નવલકથાના ' આકર્ષણ' શીર્ષક તૃતીય ખંડના આ પૂર્વાર્દ્ધની પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૧૮ ના ઑગસ્ટ માસમાં પ્રકટ કરવામાં આવી હતી તે વેળાયે ઉપોદ્‌ઘાતમાં મેં જણાવ્યું હતું કેઃ "પ્રકટ થયેલા બે ખંડો આજકાલમાં જ બીજી વાર છાપખાનામાં જવાના છે અને તે ઉભય ખંડોની બીજી આવૃત્તિ અલ્પ સમયમાં જ બહાર પડવાની છે; " અને મારા એ વિધાન અનુસાર પ્રસ્તુત નવલકથાના પ્રથમ ખંડની દ્વિતીય આવૃત્તિ ( પ્રત ૨૦૦૦ ) ઈ. સ. ૧૯૨૦ માં અને દ્વિતીય ખંડની દ્વિતીય આવૃત્તિ ( પ્રત ૨૦૦૦ ) ઈ. સ. ૧૯૨૧ માં પ્રકાશિત થઈ ચૂકી છે; માત્ર એટલું જ નહિ, પણ આ વર્ષમાંજ તૃતીયખંડ–ઉત્તરાર્દ્ધ–ની પ્રથમ આવૃત્તિ ૨૦૦૦ પ્રતની પ્રકાશિત કરવામાં આવી છે અને તે સાથે તૃતીય ખંડના આ પૂર્વાર્દ્ધની ૨૦૦૦ પ્રતની દ્વિતીય આવૃત્તિને પ્રકટ કરવાનો સુયોગ પણ પ્રકાશકને પ્રાપ્ત થયો છે અને એ ઘટના પ્રસ્તુત નવલકથાની દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી લોકપ્રિયતા તથા આદરણીયતાને સ્પષ્ટ ભાવથી સિદ્ધ કરી બતાવનારી હોવાથી એમાટે અન્ય પ્રમાણોની આવશ્યક્તા રહેતી જ નથી. ચતુર્થ ખંડના બે વિભાગો–પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ–પણ હવે સત્વર પ્રકાશિત થઈ જાય એવી મારી ઇચ્છા છે અને તે વિભાગોના પ્રકાશન સાથે પ્રસ્તુત નવલકથા સમાપ્ત થવાની છે.

તૃતીય ખંડના પૂર્વાર્દ્ધની આ દ્વિતીય આવૃત્તિમાં પૃષ્ઠ ૯૩ ના અંતમાં સાત લીટી વધારવામાં આવી છે; પૃષ્ઠ ૧૧૭ ના અંતની દોઢ લીટી કાઢી નાખવામાં આવી છે; ૨૦૯ મા પૃષ્ઠના અંતમાં ચાર લીટીઓ વધારવામાં આવી છે; ૨૨૬ મા પૃષ્ઠમાં એક ફુટનોટ વધારવામાં આવી છે; પૃષ્ઠ ૨૫૬ ના અંતમાંથી એક લીટી કાઢી નાખવામાં આવી છે; ૩૧૨ મા પૃષ્ઠમાંથી બે લીટીઓ કાઢી નાખવામાં આવી છે અને પ્રથમ આવૃત્તિમાં જે કેટલીક અશુદ્ધિએ રહી ગઇ હતી તેમને સુધારી લેવામાં આવી છે, એ ઉપરાંત અન્ય કોઈ પણ પ્રકારનું વિશેષ પરિવર્તન કરવામાં આવ્યું નથી અને હવે પછીની આવૃત્તિઓમાં કોઇ પણ પ્રકારનું વિશેષ પરિવર્તન થાય એવો સંભવ પણ નથી.

તૃતીય ખંડના આ પૂર્વાર્દ્ધની પ્રથમ આવૃત્તિના ઉપોદ્ઘાતમાં અમોએ લખ્યું હતું કે: " ...... પરંતુ ત્યારપછી કાગળોના ભાવમાં ત્રણ ગણો વધારો થયેલો હોવાથી અને આગળના ખરીદેલા કાગળો સિલ્લકમાં ન હોવાથી નિરુપાય થઇને પ્રસ્તુત તૃતીય ખંડની કીમતમાં આઠ આનાનો વધારો કરવો પડયો છે એટલે કે આ ખંડની કીમત બે રૂપિયા રાખવામાં આવી છે અને જો યુદ્ધનો અંત અને કાગળોની સોંઘવારી મોડાં થશે, તો હવે પછીના ખંડોની પણ એ જ કીમત રાખવામાં આવશે;" ઇત્યાદિ. પરંતુ વિશ્વવ્યાપક યાદવાસ્થળીની સમાપ્તિને દીર્ઘ સમય વીતી જવા છતાં થોડા સમયથી થયેલા કાગળોની કીમતના ઘટાડાને બાદ કરવામાં આવે, તો ગ્રંથકારને અપાતા પારિતોષિકમાં તેમ જ છપાઇ તથા બંધાઇ આદિ ખર્ચોમાં એટલો બધો વધારો થઇ ગયો છે કે આવા પ્રત્યેક ખંડની કિંવા આટલા જ પરિમાણુના અન્ય નવીન છપાયલા ગ્રંથોની કીમત બે

રૂપિયા કાયમ રાખવામાટેની પ્રકાશકની આશા જ્યાં દુરાશારૂપ સિદ્ધ થઇ છે; ત્યાં તેમાં ઘટાડો કરવાની આશા તો ક્યાંથી અને કેવી રીતે જ રાખી શકાય વારૂ ? અર્થાત્ પ્રસ્તુત નવલકથાના દ્વિતીય ખંડની દ્વિતીય આવૃત્તિની કીમત અનિચ્છા પૂર્વક રૂ. ૨-૪-૦ રાખવી પડી હતી અને દ્વિતીય ખંડની દ્વિતીય આવૃત્તિની કીમત સમયાનુસાર રૂ. ૩-૪-૦ નિશ્ચિત કરવી પડી હતી કે જે કીમત આ તૃતીય ખંડ પૂર્વાર્દ્ધની દ્વિતીય આવૃત્તિની પણ રાખવામાં આવી છે અને તૃતીય ખંડ-ઉત્તરાર્દ્ધની પ્રથમ આવૃત્તિની પણ એ જ કીમત રખાયલી છે. અત્યારના વિશ્વવ્યાપક વસુભક્ષક વાતાવરણને જોતાં સોંઘવારીના સ્વપ્નની પણ નિકટના કાળમાં આશા રાખી શકાય તેમ નથી અને પ્રસ્તુત નવલકથાના પ્રકાશક પોતાના પ્રકાશિત કરેલાં પુસ્તકોના મૂલ્યમાં ન્યૂનતા ક્યારે કરી શકશે એ અત્યારે નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ છે જ નહિ; માત્ર એટલું જ નહિ, પણ પ્રકાશકને ક્યારે અને કઇ વેળાયે પોતાના ગ્રંથોના મૂલ્યમાં વૃદ્ધિ કરવી પડશે એ ભીતિનો જ તેમના હૃદયમાં નિરંતર નિવાસ રહ્યા કરે છે." *

જે પ્રસ્તુત નવલકથાના તૃતીય ખંડ-ઉત્તરાર્દ્ધની પ્રથમાવૃત્તિ મુદ્રિત કરી આપતાં " ભાગ્યોદય " પ્રિન્ટિંગ પ્રેસના માલિકે એક વર્ષ જેટલો સમય લીધો હતો અને તેમ છતાં તેમના કંપોઝિટર્સની બેદરકારીથી તેમાં અસંખ્ય અશુદ્ધિઓ રહી ગઇ છે; તે જ પ્રસ્તુત નવલકથાના તૃતીય ખંડના તેટલા જ પરિમાણના આ પૂર્વાર્દ્ધની દ્વિતીય આવૃત્તિ " ડાયમંડ જ્યુબિલી " પ્રિન્ટિંગ પ્રેસના માલિક રા. દેવી-

---

* આટલો વિભાગ આવશ્યક માનીને પ્રસ્તુત નવલકથાના તૃતીય ખંડના ઉત્તરાર્દ્ધની પ્રથમ આવૃત્તિના ઉપોદ્ઘાતમાંથી અમુક શબ્દોના પરિવર્તન પૂર્વક અહીં લઇ લેવામાં આવ્યો છે.

દાસ છગનલાલ પરીખ તથા મેનેજર રા. પોપટલાલ દેવીદાસ પરીખે માત્ર એક માસ જેટલા અલ્પ કાલાવધિમાં તથા યથાશક્ય શુદ્ધતા પૂર્વક છાપી આપી છેઅને તેમાટે જો અમો તેમનો આભાર માનીએ તો તે યોગ્ય જ છે.

અસ્તુઃ અંતે જે કૃપાસિન્ધુ કરુણાનિધાન કમલેશ્વરની કૃપાથી પ્રસ્તુત નવલકથાને અપૂર્ણ અવસ્થામાં પણ અલ્પ કાળમાં જ બબ્બે આવૃત્તિઓના સાક્ષાત્કારનો સુયોગ પ્રાપ્ત થઈ શક્યો છે અને ભવિષ્યમાં પણ જે નવલકથા વિશેષ આવૃત્તિઓની અનુભૂતિ કરી શકશે એવો સંભવ પ્રત્યક્ષ દેખાય છે તે પરમાત્માનો શુદ્ધ ભાવથી ઉપકાર માનીને હું હવે અહીંજ વિરમવાની આજ્ઞા ઇચ્છું છું. ઇત્યલમ્.

અહમ્મદાબાદ (અમદાવાદ)
વિક્રમાબ્દ ૧૯૭૯, વૈશાખ;
શુક્લાસપ્તમી (ગંગાસપ્તમી),
સોમવાર. તા. ૨૩ એપ્રિલ ૧૯૨૩.

ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.

# ઉપોદ્‌ઘાત

## ( પ્રથમ આવૃત્તિનો )

પ્રસ્તુત 'આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણુહારક મૃગજળ' નામક સામાજિક નવલકથાનો 'જલાભાસ' નામક દ્વિતીય ખણ્ડ ઈ. સ. ૧૯૧૭ ના જૂન માસમાં પ્રકટ કરવામાં આવ્યો હતો અને તે વેળાયે જ એ નવલકથાના આ 'આકર્ષણ' નામક તૃતીય ખણ્ડના લેખનકાર્યનો આરંભ કરી દેવાયલો હોવાથી અલ્પ કાળમાં જ આ ખણ્ડને પ્રકાશિત કરવાની અમારી આકાંક્ષા હતી; પરંતુ કેટલીક વાર મનુષ્યની ધારણા કોઈ આકસ્મિક વિઘ્ન આવી પડતાં યથાર્થ પાર પડી શકતી નથી એવો એક નિયમ છે અને તે નિયમનો અમને પણ અનુભવ થયો છે. અર્થાત્ અમારી આ ખણ્ડને સત્વર પ્રકાશિત કરવાની અત્યંત તીવ્ર આકાંક્ષા હોવા છતાં અચાનક અમદાવાદમાં ભયંકર પ્લેગના ઉપદ્રવનો આરંભ થવાથી અને તે ઉપદ્રવ દિવસે દિવસે વધતો જવાથી અમદાવાદમાં વીશીવાળા પણ રહ્યા ન હોતા અને ચણા મમરા પણ ભાગ્યે જ મળી શકતા હતા, એવી સ્થિતિ થઈ ગઈ હતી; એટલે કે, અમદાવાદની સમસ્ત પ્રજા બહુધા અન્યત્ર પ્રયાણ કરી ગયેલી હોવાથી તે સમયના અમદાવાદને જોતાં કેટલાંક પુરાતન ઉજ્જડ થઇ ગયેલાં નગરોનું સ્મરણ થઇ આવતું હતું. આવી સ્થિતિમાં કેવળ છાપખાનાં જ ખુલ્લાં રહે, એ સર્વથા અસંભવનીય હતું અને છાપખાનાં બંધ હોવાથી પ્રસ્તુત ખણ્ડના મુદ્રણનું કાર્ય પણ લગભગ આઠ મહિના સુધી ખોરંભે પડી ગયું હતું. અર્થાત્ પ્લેગના ઉપદ્રવનો અંત આવ્યા પછી પ્રસ્તુત ખણ્ડ છપાવા માંડયો હતો અને તેથી આ ખણ્ડ

લગભગ સવા વર્ષ પછી વાંચકોના હાથમાં આવ્યો છે, કે જે ખરી રીતે સાત કે આઠ મહિનામાં જ પ્રકાશિત થવો જોઇતો હતો. પરંતુ " Better late than never " એ આંગ્લ કિંવદન્તી અનુસાર આ ખણ્ડ કદાપિ બહાર ન પડે તેના કરતાં મોડો બહાર પડયો છે, એ પણ એક સંતોષદાયિની ઘટના છે અને એમાટે અમો પરમ-કૃપાળુ પરમાત્માનો અનન્ય ભાવથી અને શુદ્ધ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પ્રસ્તુત નવલકથાના પ્રકટ થયેલા બે ખણ્ડો ગુર્જર પાઠક તથા પાઠિકાઓને એટલી સીમા પર્યન્ત પ્રિય થઇ પડયા છે કે, અનેક પાઠક તથા પાઠિકાઓએ માગ્યા વિના જ આ નવલકથા વિશે પોતાનો સન્તોષ દર્શાવીને ઉત્તમોત્તમ પ્રશંસાપત્રો મારાપર મોકલી આપ્યાં છે; પરંતુ અત્યાર સુધીમાં મારી પોતાની એવી પ્રશંસાઓ મેં કદાપિ પ્રકટ કરી નથી અને હવે પછી પણ એવાં પ્રશંસાપત્રોને પ્રકટ કરવાનો મારો મનોભાવ ન હોવાથી એ સર્વ પ્રશંસાપત્રોને મેં જાળવીને રાખી મૂક્યાં છે; છતાં મારા પ્રતિ અને મારાં પુસ્તકો પ્રતિ જે ગુર્જર પાઠક તથા પાઠિકાઓની આટલી બધી ઉત્તમ લાગણી છે, તે પાઠક તથા પાઠિકાઓનો હું શાશ્વત ઋણી છું અને આશા રાખું છું કે તેઓ મારાપર એવી જ કૃપા નિરંતર રાખતાં રહેશે. સર્વથી બલિષ્ઠ પ્રશં-સાપત્ર કિંવા પ્રમાણપત્ર તો એ જ છે કે, પ્રકટ થયેલા બે ખણ્ડો આજકાલમાં જ બીજી વાર છાપખાનામાં જવાના છે અને તે ઉભય ખણ્ડોની બીજી આવૃત્તિ અલ્પ સમયમાં જ બહાર પડવાની છે તેમ જ બાકીના ખણ્ડોમાટે પણ એટલી બધી માગણી થયા કરે છે કે પ્રકાશકો જવાબ લખી લખીને કંટાળી જાય છે. આ કારણથી જો કોઇ અચાનક બાધા ન આવી પડે, તો હવે પછીના સર્વ ખણ્ડો થોડા

થોડા સમયના અંતરે બની શક્તી ઉતાવળથી પ્રકટ કરવાનો મારો મનોભાવ છે અને તે મનોભાવને પરમદયાઘન પરમાત્મા સિદ્ધ કરો, એ જ તે પરમાત્માનાં ચરણોમાં મારી અનન્યભાવયુત અભ્યર્થના છે.

એક બીજી વાત્તોનો સ્ફોટ કરવાની અહીં આવશ્યકતા છે અને તે એ કે, પ્રસ્તુત નવલકથાના બે ખણ્ડો લખાઇ અને છપાઇ ગયા ત્યાં સુધી પ્રસ્તુત નવલકથાની ચાર ખણ્ડમાં સમાપ્તિ કરવાનો મારો વિચાર હતો; પરંતુ તૃતીય ખણ્ડ લખતાં મારા જોવામાં આવ્યું કે, પ્રસ્તુત નવલકથાના પ્રથમ તથા દ્વિતીય ખણ્ડમાં જે વિષયોનો વિસ્તાર કરવામાં આવ્યો છે અને હવે પછીના ખણ્ડોમાં જે કેટલાક આવશ્યક વિષયોનો વિસ્તાર થવાનો છે, તે સર્વ વિષયોને વીસ વીસ ફૉર્મના બે ખણ્ડોમાં તેમના યથાર્થ સ્વરૂપમાં કદાપિ ચર્ચી શકાય તેમ નથી અને એટલામાટે પ્રસ્તુત નવકથાના ' આકર્ષણ ' તથા ' મૃગજળ ' નામક બે ખણ્ડોને બબ્બે ભાગમાં વિભક્ત કરીને એકન્દર છ ભાગમાં પ્રસ્તુત નવકથાની સમાપ્તિ કરવાનો નિશ્ચય કરવો પડયો છે. એ નિશ્ચય અનુસાર પ્રસ્તુત તૃતીય ખણ્ડ ' આકર્ષણ ' નો આ પૂર્વાર્દ્ધ આજે પ્રકટ થાય છે અને તૃતીય ખણ્ડનો ઉત્તરાર્ધ પણ અલ્પ સમયમાં જ પ્રટક થઇને પાઠકોના હસ્તમાં આવશે, એવી આશા છે.

પ્રસ્તુત નવલકથાના પ્રકાશક મહાશયે જ્યારે પ્રસ્તુત નવલકથાનો પ્રથમ ખણ્ડ પ્રકાશિત કર્યો, તે વેળાયે તેમની પાસે કાગળોનો આગળ ખરીદેલો કેટલોક જથ્થો સિલ્લકમાં હતો અને ત્યાર પછી કાગળોના ભાવોમાં આટલો બધો વધારો થઇ જશે, એવી કલ્પના ન હોવાથી પ્રસ્તુત નવલકથાના સર્વ ખણ્ડો દોઢ દોઢ રૂપિયાની કીમતથી બહાર પાડવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચય અનુસાર પ્રથમ અને દ્વિતીય ખણ્ડ દોઢ દોઢ રૂપિયાની કીમતથી જ આપવામાં

આવ્યા છે; પરંતુ ત્યારપછી કાગળોના ભાવમાં ત્રણુ ગણો વધારો થયેલો હોવાથી અને આગળના ખરીદેલા કાગળો સિલ્લકમાં ન હોવાથી નિરુપાય થઇને તૃતીય ખણ્ડની કીમતમાં આઠ આનાનો વધારો કરવો પડયો છે એટલે કે આ ખણ્ડની કીમત બે રૂપિયા રાખવામાં આવી છે અને જો યુદ્ધનો અંત અને કાગળોની સોંઘવારી મોડી થશે, તો હવે પછીના ખણ્ડોની પણુ એ જ કીમત રાખવામાં આવશે; કારણુ કે, અત્યારની પરિસ્થિતિમાં બે રૂપિયાની કીમતથી પણુ આ પુસ્તક વેચવાનું પાલવતું નથી, તો પછી આ પુસ્તક દોઢ રૂપિયાની કીમતથી તો કેમ જ આપી શકાય વારૂ ? ઘણાં ખરાં વર્તમાનપત્રો, માસિક પત્રો અને નવાં પ્રકટ થતાં પુસ્તકોના મૂલ્યમાં વધારો થઇ ચૂકયો છે અને તેને કેટલોક કાળ પણુ વહી ગયો છે, છતાં અત્યાર સૂધી આ ગ્રંથના પ્રકાશકે કદાચિત્ થોડા વખતમાં કાગળોની સોંઘવારી થઇ જશે, એવી આશાથી અત્યાર સૂધી પોતાનાં નવીન પ્રકટ થતાં પુસ્કોની કીમત વધારી ન હોતી, પણુ અત્યાર સૂધી કાગળોની સોંઘવારી ન થવાથી અને હવે વધારે ખોટ સહન કરી શકાય તેમ ન હોવાથી છેવટે ન છૂટકે જ તેમને આ માર્ગનો સ્વીકાર કરવો પડયો છે; એટલામાટે આશા છે કે, વાંચકો પુસ્તકની મૂલ્યવૃદ્ધિના વિષયનો વિચાર ન કરતાં કેવળ કાર્યનું જ મૂલ્ય આંકશે અને પોતાની જેવી ઉદારતા તેઓ દર્શાવતા રહ્યા છે, તેવી જ ઉદારતા હવે પછી પણુ દર્શાવતા રહેશે.

**સુદામાપુરી ( પોરબંદર )**
તા. ૧૫ મા ઑગસ્ટ ૧૯૧૮, ગુરુવાર
શ્રાવણુ, શુક્લા અષ્ટમી, વિક્રમાબ્દ
૧૯૭૪

**ઠક્કુર નારાયણુ વિસનજી**
**ગ્રંથકર્ત્તા**

નવલકથાની સૃષ્ટિમાં એક અપૂર્વ યુગાન્તર

# સંસારસમસ્યા

અથવા

# કલ્પલતા કે વિષવલ્લરી ?

પ્રયોજક

## પ્રખ્યાત નવલકથાકાર ઠક્કુર નારાયણ વિસનજી

આ ગ્રંથના વાંચનથી કોઈવાર પાઠકો તથા પાઠિકાઓને આ સંસાર નન્દનવન સમાન અત્યંત રમણીય દેખાય છે તો કોઈ વાર આ સંસાર કુંભિપાક નરક સમાન અત્યંત ભયંકર ભાસવા માંડે છે; ભારતવર્ષની વારાંગનાના સતીત્વ તથા સાધુત્વના સાક્ષાત્કારથી નારીજાતિ પવિત્ર તથા પૂજ્ય જણાય છે અને એક રાજકુલોત્પન્ના અભિજાતા રાજમહિષીનાં વ્યભિચાર તથા પતિઘાત આદિ જઘન્ય કર્મોના નિરીક્ષણથી નારીજાતિ એક અત્યંત તિરસ્કરણીય તથા ત્યાજ્ય નારકીય વસ્તુ તરીકે દૃષ્ટિગોચર થાય છે; વર્તમાન વિશ્વમાં પિશાચની મોટર કેવી અને કેટલી ભીષણ તથા સર્વ વિનાશક ગતિથી દોડી રહી છે અને પિશાચપૂજકોની પિશાચપૂજાના પરિણામે અંતે કેવી અધોગતિ થાય છે એ દૃશ્યને જોતાં જેમ રોમાંચ ખડાં થઇ જાય છે તેમ જ પ્રણયાર્થીઓના પ્રણયવેદીમાં અપાતા પ્રાણબલિદાનના અવલોકનથી સખેદ તથા સાશ્ચર્ય સ્તંભિત થઇ જવાય છે.

ઉત્તમ કાગળ પૃષ્ઠ (૨૦-૩૨૦) ૩૪૦; કથાપ્રસંગનાં પાંચ સુંદર ચિત્રો અને જેઓ શ્રીમાનને આ પુસ્તક સમર્પાયેલું છે તે રાજ-સ્થાન પોરબંદરના ધર્મધુરંધર મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી બહાદુરનું ચિત્ર મળીને એકંદર ૭ ચિત્રો; અત્યંત સુંદર સોનેરી નામ-યુક્ત કપડાનું પાકું પૂઠું: મૂલ્ય રૂ. ૩-૪-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જુદું.

# મુગ્ધા મીનાક્ષી

## અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

મૃત્યુ પછી પણ આત્મા અસ્તિત્વ ધરાવે છે; માત્ર એટલું જ નહિ, પણ તે આત્મા પોતાની ભયંકર શક્તિના યોગે પોતાના શત્રુનો જીવણ સર્વનાશ કરી શકે છે તેમજ પોતાની ભદ્ર શક્તિના યોગે પોતાનાં મિત્ર તથા આત્મીય જનોનું કેટલી સીમા પર્યન્ત કલ્યાણ કરી શકે છે એ અદ્‌ભુત તત્ત્વને દર્શાવનારી; આ સ્વર્ગરૂપ સંસારને રૌરવ નરકના સ્વરૂપમાં ફેરવી નાખનાર નરરૂપ પિશાચોની પૈશાચિક લીલાઓનું હૃદયભેદક દર્શન કરાવનારી; પતિત પ્રમદાઓને તેમના ઉદ્ધારનો ભદ્ર માર્ગ બતાવનારી અને મનોહારિણી ભાષામાં લખાયલી એક સત્યઘટનાવલંબિની સામાજિક નવલકથા. રૉયલ ૧૨ પેજી સાઇજનાં પૃષ્ઠ ૨૫૨: સોનેરી નામવાળું સુન્દર કપડાનું પાકું પૂઠું: મૂલ્ય રૂ. ૩-૪-૦ પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ જુદું.

મળવાનું સ્થળ:— સોલ એજન્ટ,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

બુકસેલર અને પબ્લિશર;

ત્રણ દરવાજા-અમદાવાદ.

શા. ઠક્કુર નારાયણ વિસનજી કૃત

# લોકપ્રિય સામાજિક નવલકથાઓ

મુગ્ધા મીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ ... ૩-૪-૦
સંસારસમસ્યા અથવા કલ્પલતા કે વિષવલ્લરી ?... ૩-૪-૦
મારી ભયંકર સંસારયાત્રા અથવા એક નિરાધાર
અબળાનો આર્તનાદ... ... ... ... ૨-૮-૦
વિલાયતી વિલાસમાં ફૅશનબાઈ ખલાસ ... ૨-૮-૦
સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન? ... ૨-૮-૦
ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા ... ૪-૦-૦
કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી? ... ... ૨-૮-૦
આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ
૧ પ્રથમ ખણ્ડ-તૃષ્ણા (દ્વિતીય આવૃત્તિ) ... ૩-૦-૦
૨ દ્વિતીય ખણ્ડ-જલાભાસ (દ્વિતીય આવૃત્તિ ... ૩-૪-૦
૩ તૃતીય ખણ્ડ-આકર્ષણ-પૂર્વાર્દ્ધ (દ્વિતીય આવૃત્તિ) ૩-૪-૦
૪ તૃતીય ખણ્ડ-આકર્ષણ-ઉત્તરાર્દ્ધ (પ્રથમ આવૃત્તિ) ૩-૪-૦

મળવાનું સ્થળ:—

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે
બુકસેલર અને પબ્લિશર
ત્રણ દરવાજા-અમદાવાદ

# અનુક્રમણિકા

## ( તૃતીય ખણ્ડ-પૂર્વાર્દ્ધની )

ॐ तत्सत्परमात्मने नमः

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

# પ્રાણહારક મૃગજળ

## તૃતીય ખણ્ડ

## આકર્ષણ

## પ્રકરણ ૧ લું

### રામ રાખે તેને કોણ ચાખે ?

આકાશમાં તારાતતિ વિરલા થતી જતી હતી અને તે જાણે કલિયુગમાં થયેલી સજ્જનોની વિરલતાનેદ શાવતી હોયની ! એવો જ ભાસ થતો હતો. મુનિજનોનાં વિશુદ્ધ મનો સમાન નભોમંડળ મોદમય તથા સ્વચ્છ દેખાતું હતું. જેવી રીતે વીર પુરુષ કોઇ કાપુરુષને રણાંગણમાં નિમેષમાત્રમાં પરાજિત કરી નાખે છે, તદ્વત્ અરુણ વીર કાપુરુષ અંધકારને પરાજિત કરી વિશ્વમાં પોતાના રક્તવર્ણ પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો હતો અને તેના પરિણામે અંધકારની આશ્રયદાત્રી રજનીનો નિરુદ્યમી જનોની સંપત્તિ પ્રમાણે લય થતો

જતો હતો. પ્રાચી દિશા કાંચનવત્ પિંગા થયેલી હતી; જેવી રીતે મૂર્ખજનના ગૃહમાં બુદ્ધિમાન્ પુરુષની પ્રભાનો લોપ થાય છે, તેવી રીતે સુધાંશુ ચન્દ્રમા હતપ્રભ થયેલો દેખાતો હતો; અનુદ્યોગી અવનીપતિ પ્રમાણે નક્ષત્રો ક્ષીણતાને પામી ચૂક્યા હતા અને વિનયરહિત પુરુષના ગુણો જેવી રીતે શોભી શકતા નથી, તેવી રીતે દીપાવલીની શોભા અશોભારૂપ થઇ ગઇ હતી. અરુણનાં કિરણોની કાંતિ તારાગણનો આકાશમંડળમાંથી બહિષ્કાર કરતી હતી અને પ્રભાતકાલિક મંદ શીતલ વાયુની લહરી નાનાવિધ પ્રાણીઓનાં શરીરોને સ્પર્શ કરીને તેનામાં એક પ્રકારના ઉત્સાહ તથા આનન્દને પ્રેરતી હતી. નદી તથા સ્રોતોના જળમાં અરુણનાં રક્તવર્ણ કિરણોનો પાત થતાં જાણે તે શોણિતસરિતાઓ અથવા શોણિતસ્રોતો જ હોયની ! એવો જ જોનારને ભાસ થયા કરતો હતો. ધીમે ધીમે પુરુહૂતની દિગંગનાએ દીપ્તકાન્તિ રવિનારાયણને જન્મ આપ્યો અને રવિનારાયણનો વ્યોમમાં ઉદય થતાંની સાથે જ અરુણ અદૃશ્ય થઇ ગયો. હવે સર્વત્ર સૂર્યનારાયણનાં શુભ્ર કિરણોનો વિસ્તાર થવા લાગ્યો અને તે સાથે સૃષ્ટિદેવીએ ધવલતાને ધારણ કરી લીધી. સૂર્યદેવના તીવ્ર પ્રકાશનો અધિકાર વ્યાપતાં પર્વતોની ગહન કંદરાઓમાં જે અલ્પસ્વલ્પ અંધકાર અવશિષ્ટ રહ્યો હતો તે પણ અદૃશ્ય થઇ ગયો અને તેથી પર્વતકન્દરાઓમાં પણ દિનમણિના દિવ્ય પ્રકાશનો વિસ્તાર થતાં ત્યાંની સર્વ વસ્તુઓ પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી. નવેસરથી કહેવાની આવશ્યકતા નથી કે, ક્રૂરકર્મા માણેકલાલે અતિશય ક્રૂરતા તથા નિર્દયતાથી પોતાની દેવી સદૃશા અર્ધાંગના શારદાને ગિરિરાજ અર્બુદાચલની જે ગહન ગર્ત્તામાં નાખી દીધી હતી, તે ગર્ત્તામાં પણ અત્યારે સંપૂર્ણ પ્રકાશનો અધિકાર વ્યાપી ગયો હતો.

એ ગર્ત્તા અત્યંત વિશાળ હતી અને દિવસના સમયમાં કેટલાક લોકો કારણવશાત્ એ ગર્ત્તાના માર્ગમાં ચાલીને પોતાના ઇચ્છિત સ્થાને જતા હતા; કારણ કે, ગર્ત્તાના માર્ગના બન્ને બાજૂનાં મુખો અન્ય રાજમાર્ગો સાથે જઇ મળતાં હતાં; અને તેથી જો એક રાજમાર્ગમાંથી બીજા રાજમાર્ગમાં જવું હોય, તો સમસ્ત પર્વતની પરિક્રમા અથવા પ્રદક્ષિણા કરીને તે માર્ગમાં જઇ મળવા કરતાં એ ગર્ત્તાના માર્ગમાં ચાલીને અલ્પ આયાસથી અને અલ્પ સમયમાં તે રાજમાર્ગમાં પહોંચી શકાતું હતું. છતાં પણ એટલું તો અહીં અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે, જે પુરુષો ધૈર્યશીલ તથા નિર્ભીક હોય. તેઓ જ એ ગર્ત્તાના માર્ગમાં ચાલી શકતા હતા; કોમળ તથા ભીરુ મનુષ્યોથી એ ગર્ત્તામાં પ્રવેશ કરી શકાતો નહોતો અને તેનું કારણ એ હતું કે, એ ગર્ત્તામાં સિંહ તથા વ્યાઘ્ર આદિ અનેક હિંસ્ર પશુઓનો નિવાસ છે, એવી બહુધા સર્વ જનોની દૃઢ માન્યતા હતી અને તેમની તે માન્યતા સત્ય પણ હતી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં અત્યારે એ ગર્ત્તાના માર્ગમાં થઇને બારથી પંદર મનુષ્યોનો એક સમુદાય એક દિશામાંથી આવતો અને બીજી દિશાપ્રતિ પ્રયાણ કરતો જોવામાં આવતો હતો. ત્યારે એ સમુદાયમાંના લોકો કોણ હોવા જોઇએ વારુ ? તેમનાં રંગરૂપ તથા તેમનાં બાહ્ય ઉપકરણોના વર્ણનથી વાંચકો, તેઓ કોણ હોવા જોઇએ અને કોણ નહિ, એની યથાર્થ કલ્પના કરીશકશે.

એ સમુદાયના સર્વ પુરુષોનાં શરીરો કાળા રંગનાં હતાં અને તેમનાં નેત્રોમાં એક પ્રકારનો વિલક્ષણ ચમકાટ દૃષ્ટિગોચર થયો હતો. તેમનામાંના સાત કે આઠ તો તરુણો હતા અને તેમનાં મુખમંડળો શ્મશ્રુવિહીન હોવાથી તેઓ વીસ વીસ વર્ષથી પણ ન્યૂન વયના હોવા જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું. બીજા સાત

પુરુષોમાંના ચાર પાંચ પ્રૌઢ વયના હતા અને બે ત્રણ વૃદ્ધ હતા. પ્રૌઢ વયના માત્ર એક પુરુષ વિના અન્ય સર્વ જનોએ પોતાનાં શરીરોને વ્યાઘ્રચર્મ તથા મૃગચર્મથી આચ્છાદિત કરેલાં હતાં, મસ્તકોને ખુલ્લાં જ રાખેલાં હતાં અને પ્રત્યેક પાસે તીરકામઠું અને બર્છી એ પ્રમાણેનાં શસ્ત્રાસ્ત્રો જોવામાં આવતાં હતાં. પ્રૌઢ વયનો તેમનામાં માત્ર એક જ એવો પુરુષ હતો કે જેનો વેષ અન્ય સર્વજનો કરતાં ભિન્ન તથા આકર્ષક હતો. એ પ્રૌઢ વયના પુરુષે નીચે પાયજામો, ઉપર અંગરખું, તેનાપર નીમાસ્તીન અને મસ્તકપર જરીની કિનારીવાળો કાળા રંગનો ઘેરાવદાર ફેંટો એ પ્રમાણેનાં વસ્ત્રો ધાર્યાં હતાં; પગમાં મજબૂત જોડા પહેર્યા હતા; કમ્મરે કમરપટામાં એક સુંદર તલ્વાર લટકાવી હતી, ભેટમાં એક તમંચો રાખ્યો હતો અને ખભે એક બેનાળી બંદૂક પણ ઉપાડી હતી. તેના શરીરનો રંગ કૃષ્ણ નહિ, પણ શ્યામ હતો, એટલે કે પોતાના અન્ય સાથીઓ કરતાં એ પુરુષ વાને કાંઇક ઉજળો હતો. તેનું શરીર હૃષ્ટપુષ્ટ, સુદૃઢ તથા બલિષ્ટ હતું અને તેની વિશાળ મૂછો તથા હડપચી પાસેથી બે ભાગમાં વિભક્ત થઇને છાતી સુધી લંબાયલી દાઢીથી તેની સૌમ્ય મુખમુદ્રામાં ક્રૂરતાનો આવિર્ભાવ થયેલો દેખાતો હતો. એ ચાળીસથી બેંતાળીસ વર્ષના વયના વીરપુરુષને જોતાં જો કોઇના પણ મનમાં તેનો પ્રભાવ પડી જાય તો તે સ્વાભાવિક જ હતું. અસ્તુઃ ચાલતો ચાલતો એ લોકસમુદાય ગર્ત્તાના મધ્યભાગમાં આવી પહોંચ્યો. એ સ્થળે બેસવા તથા વિશ્રાંતિ લેવામાટેની કેટલીક નૈસર્ગિક અનુકૂળતા હોવાથી સર્વના અગ્રભાગમાં ચાલતો ઉપર્યુક્ત પ્રભાવશાળી પ્રૌઢ પુરુષ અચાનક ચાલતો અટકી ગયો અને પોતાના અનુયાયીઓને ઉદ્દેશીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"મારા ભિલ્લ વીર બાંધવો, આજે યાત્રાળુઓના કાફલાને તમોએ ઠીક તમારા જાળમાં ફસાવ્યો; શિકાર એવા મળ્યા કે હજારોનો માલ એક જ લૂટમાં હાથ આવ્યો. હવે છૈયાં છોકરાં સાથે બેચાર મહિના આરામ કરીશું અને જ્યારે પાછી જરૂર પડશે, ત્યારે જ વળી પાછી આ તલ્વારને કોઈની ગર્દનપર ધરીશું."

"યાત્રાળુ લોકો એવા મૂર્ખા છે કે યાત્રા કરવા આવે છે ત્યાં પણ અન્ય લોકોને પોતાના વૈભવનું દર્શન કરાવવામાટે હજારોનો માલ પોતા સાથે કોઇ પણ પ્રકારની આવશ્યકતા ન હોવા છતાં પણ લાવે છે." વૃદ્ધ ભિલ્લે યાત્રાળુઓની મૂર્ખતા વિશે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એ યાત્રાળુ લોકો આવા મૂર્ખ હોવાથી જ આપણો દાવ ફાવે છે અને આવી રીતે વિશેષ પરિશ્રમ વિના જ હજારોની સંપત્તિ આપણા ઘરમાં આવે છે." એક તરુણ ભિલ્લે પોતાના લાભનો પાઠ ભણી બતાવ્યો.

"ઘેરથી જાહોજલાલીમાં નીકળેલા આંધળાઓ અહીં અધવચમાં લૂટાય છે અને કોડી વગરના કંગાલ બનીને પાછા ઘર ભેળા થાય છે; એ વાર્ત્તા ઘણાકોના જાણવામાં હોવા છતાં પણ નવા નવા શિકારો આપણા જેવા વ્યાધોના હાથમાં સપડાતા જ જાય છે." તૃતીય તરુણ ભિલ્લે કાંઇક આશ્ચર્ય દર્શાવીને એ ઉદ્‍ગાર કાઢયો.

તેમના આ ઉદ્‍ગારોને સાંભળીને પ્રભાવશાળી પ્રૌઢ પુરુષ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "એ સર્વ પરમાત્માનો જ પ્રતાપ છે. આ લૂટફાટના વ્યવસાયપર જ આપણા જીવનનો આધાર હોવાથી ઇશ્વર પોતે જ એવા મૂર્ખ જનોને તેમના હાથ ઝાલીને અહીં ખેંચી લાવે છે, આપણા હાથે લૂટાવે છે અને પ્રત્યક્ષ નથી આપી શકતો એટલે આવી રીતે અપાવે છે!

'ઇશ્વર દયાભંડાર છે, એવો મહા દાતાર છે,
ચિન્તા જગતના સર્વ જીવોની હૃદય ધરનાર છે;
જન ધર્મ આચરનાર કે પાપો સદા કરનાર છે,
પણ અન્ન આપીને ક્ષુધા તે સર્વની હરનાર છે.
કણ કીડિને મણ હાથિને તે નિત્ય નિયમે આપતો,
ભૂખ્યાં ઉઠાડે પણ કદી ભૂખ્યાં નથી સૂવાડતો !'

"ખરેખર ઇશ્વરની દયાથી જ આપણે જીવીએ છીએ !" સર્વ ભિલ્લોએ ઇશ્વરની દયાળુતાનો કૃતજ્ઞતાપૂર્વક ઘોષ કર્યો.

સર્વના અધિકારી સમાન દેખાતો તે પ્રૌઢ પુરુષ હવે ત્યાં પડેલી એક વિશાળ શિલાપર બેઠો અને ત્યારપછી કહેવા લાગ્યો કે:– "બાંધવો, અઇ કાલે નિશાના આરંભમાં જ લૂટ કર્યા પછી દાંતા દરબારની સીમામાંથી બહાર નીકળી જવામાટે આપણે આખી રાતનો અખંડ પ્રવાસ કર્યો છે અને એક પળમાત્રને માટે પણ ક્યાંય વિશ્રાંતિ લેવામાટે રોકાયા નથી, એ તો તમો જાણો જ છો. અત્યારે હવે દાંતા દરબારના રાજ્યની સીમાને ઉલ્લંઘીને આપણે અન્ય રાજ્યની સીમામાં અને આપણા આ વિશ્રાંતિસ્થાનમાં નિર્વિઘ્ન આવી પહોંચ્યા છીએ, તો હવે લૂટમાં મળેલા માલને શિરપરથી ઉતારો અને ટીમણ તથા જળપાન કરી અહીં વિશ્રાંતિ લ્યો. અહીં આપણે સર્વથા નિર્ભય છીએ એટલે નમતે પહોરે અહીંથી નીરાંતે પ્રયાણ કરીશું."

"જેવી સરદારની આજ્ઞા." એમ કહીને સર્વ ભિલ્લોએ લૂટની જે જે વસ્તુઓ ઉપાડી હતી તે સર્વ વસ્તુઓનો તે પ્રૌઢ પુરુષ જે શિલાપર બેઠો હતો તે શિલા પાસે ઢગલો કરી દીધો અને ત્યાર પછી તેમનામાંના બે મનુષ્યો ચાર પાંચ મશકોને લઇને ત્યાંથી નિકટમાં આવેલા એક ગુપ્ત પાર્વતીય નિર્ઝરપર પાણી ભરવાને ચાલતા થયા.

તેઓ જે સ્થાનમાં જવાના હતા તે સ્થાનના માર્ગમાં પર્વતપરનાં વૃક્ષોમાંથી ખરતાં સૂકાં તથા લીલાં પાંદડાનો એક એટલો મોટો રાશિ થયેલો હતો કે તે પરથી ચાલીને જતાં તે પર્ણરાશિમાં પગ ઉંડા ઉતરી જતા હતા અને શુષ્ક પર્ણોનો ખખડાટ પણ થતો હતો. તેઓ પચાસેક કદમ ચાલ્યા હશે એવામાં એક ચમત્કારિક ઘટના બની. તે બેમાંના આગળ ચાલનારા ભિલ્લને જાણે તેના પગને કોઈ સર્પના શરીરનો સ્પર્શ થયો હોયની ! તેવો ભાસ થયો; કારણ કે, જે વસ્તુનો તેના ચરણને સ્પર્શ થયો હતો તે વસ્તુ સર્પના ચર્મ સમાન કોમળ અને સુંવાળી હતી. સર્પની શંકાથી પાંદડાંને ખસેડીને તેણે જોવા માંડયું એટલે કોઈ એક કોમળાંગી સુંદરી સ્ત્રીનો કોમળ હસ્ત તેના જોવામાં આવ્યો. તે હસ્ત સ્ત્રીનો હતો એ તત્કાળ તેના જાણવામાં આવી ગયું અને તેનું કારણ એ હતું કે તે હસ્ત હીરકકંકણ તથા બંગડીઓ આદિ સ્ત્રીના અલંકારોથી મંડિત હતો. શંકાની વૃદ્ધિ થવાથી આ વાર્ત્તા પોતાના સાથીને જણાવીને તેણે આસપાસનાં વધારે પાંદડાં ખસેડી નાખ્યાં તો ત્યાં પડેલી એક અલંકારમંડિતા અને અત્યંત લાવણ્યમયી લલનાનું નિશ્ચેષ્ટ શરીર તેમને દૃષ્ટિગોચર થયું. આ દૃશ્યને જોતાં જ તેઓ પાણી લાવવામાટે આગળ વધવાને બદલે પાછા હટયા અને પોતાના અગ્રણી સમક્ષ આવીને કહેવા લાગ્યા કેઃ " મહાશય, આ પાંદડાંના રાશિમાં એક અનુપમ સુંદરી અને અલંકારમંડિતા સ્ત્રીનું શબ પડેલું છે. અમો ધારીએ છીએ કે એ સ્ત્રી વશિષ્ઠ ઋષિના આશ્રમ આગળથી સ્વાભાવિક આ ગર્ત્તામાં પડેલી હોવી જોઇએ; કારણ કે, નહિ તો તેના શરીરપર આટલા બધા અલંકારો હોય નહિ. ઇશ્વરે આ પણ એક અચિંત્ય લાભ આપણને મેળવી આપ્યો છે."

સરદાર થોડીક વાર વિચારમાં પડી ગયો અને ત્યાર પછી તેણે આજ્ઞા આપી કે: "ચાર મનુષ્યો જાઓ અને તે બાઇના નિશ્ચેષ્ટ શરીરને અહીં લાવો. જો તેના શરીરમાં જીવ હશે, તો આપણે સારવાર કરીને તેને બચાવીશું અને નહિ તો તેના મૃત શરીરને અગ્નિસંસ્કાર કરીને મનુષ્ય તરીકેના આપણા કર્ત્તવ્યને પાળી બતાવીશું."

"જેવી આજ્ઞા." એ બે શબ્દો ઉચ્ચારીને ચાર તરુણ ભિલ્લો ત્યાંથી રવાના થયા અને થોડી વારમાં જ તે સ્ત્રીને ઉપાડીને પાછા ત્યાં આવી પહોંચ્યા. સરદાર પોતે શિલાપરથી ઊઠી ગયો અને તે શિલાપર એક વ્યાઘ્રચર્મ પાથરીને તેપર તે અચેષ્ટ અબળાને સુવાડવામાં આવી. સરદારે જે એક વૃદ્ધ ભિલ્લ હતો તેને કહ્યું કે: "કાકા, તમો નાડીપરીક્ષામાં કુશળ છો તો આ બાઇની નાડીની પરીક્ષા કરીને નિશ્ચયપૂર્વક જણાવો કે એ જીવતી છે કે એના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા છે?"

તે વૃદ્ધ ભિલ્લે તે અબળાની સર્વ નાડીઓની પરીક્ષા કરીને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે: "સરદાર, આ સ્ત્રી જીવતી હોય એમ જણાય છે; કારણકે, એનું શરીર ઉષ્ણ છે, નાડી અને હૃદયની ગતિ અખંડ છે તથા મંદ શ્વાસ પણ ચાલ્યા કરે છે. માત્ર શરીર એક બે ઠેકાણે છોલાયું છે અને બહુ ઊંચાણપરથી પડતાં મૂર્ચ્છા આવી ગઈ છે. યોગ્ય ઉપચાર કરાશે, તો આ બાઇ થોડી વારમાં જ શુદ્ધિમાં આવી જશે. આ પાંદડાંના રાશિમાં આવી પડવાથી જ આ સ્ત્રી બચી શકી છે; જો કોઇ પાષાણુરાશિપર પછડાઇ હોત, તો તો ક્યારનાય એના રામ રમી ગયા હોત! પરંતુ રામ રાખે તેને કોણ ચાખે વારૂ?"

"ચિન્તા નહિ; સત્વર પાણી લાવો અને આ બાઇનાં નેત્ર તથા મુખપર છાંટો એટલે એ શુદ્ધિમાં આવશે. જો ઇશ્વરની કૃપા હશે

અને એનું આયુષ્ય અવશિષ્ટ હશે, તો એ અવશ્ય બચી જશે અને આપણને એક જીવને બચાવવાનું પુણ્ય મળશે. " પ્રૌઢ નેતાએ તેના ઉપચારમાટેની આજ્ઞા આપી દીધી.

ચાર મનુષ્યો દોડયા અને અલ્પ અવકાશમાં જ પાર્વતીય ઝરણાનું સુશીતલ જળ લઇ આવ્યા. તે નિશ્ચેષ્ટ કિંવા મૂર્ચ્છિત અબળાનાં નેત્રો તથા મુખમંડળપર શીતલ જળનું સિંચન થતાંની સાથે જ તેના અવયવોમાં ચૈતન્યનો આવિર્ભાવ થતો દેખાયો. ચૈતન્યનો આવિર્ભાવ થતાં તેના મુખમાંથી આ પ્રમાણેના શબ્દો નીકળતા સંભળાયા: "પ્રાણનાથ, તમે આટલી બધી ક્રૂરતા શામાટે દર્શાવી ? પોતાના જ હસ્તથી મને આ અર્બુદાચલની એક ગહન ગર્ત્તામાં શા અપરાધથી ગબડાવી ?" આ શબ્દો ઉચ્ચાર્યા પછી અચાનક તેનાં નેત્રો ઉઘડી ગયાં અને આસમન્તાત્ વિલક્ષણ દશ્યને જોઇને હૃદયમાં એક પ્રકારનો ભ્રમ થવાથી તે પોતાના હૃદયને અને ત્યાર પછી પોતા સમક્ષ ઉભેલા દસ્યુનેતાને ઉદ્દેશીને પૂછવા લાગી કે: " શું હજી હું જીવું છું ? હું-પણ હું આ સ્થાનમાં ક્યાંથી આવી ? અને તમો સર્વ કોણ છો ? શું તમોએ મને બચાવી ? "

" અમો ભિલ્લ લુટારા છીએ અને આ જંગલ તથા પાર્વતીય પ્રદેશના રાજા છીએ. ધનાઢ્ય પ્રવાસીઓ તથા લક્ષ્મીપુત્ર વ્યાપારીઓને લૂટવા અને જેઓ સામા થાય તેમનાં ગળાંપર તલ્વાર ચલાવવી એ અમારો ધંધો છે. અમારા પંજામાં સપડાયલો શિકાર કદાપિ છટકી શકતો નથી; અમારા વ્યવસાયનો પ્રવાહ કોઇ પણ કારણથી અટકી શકતો નથી. " લુટારા સરદારે તે અબળાને પોતાનો અને પોતાના વ્યવસાયનો પરિચય કરાવ્યો.

તે અનાથા, અસહાયા અને નિરાધાર સુંદરી પોતાને લુટારા- ના પંજામાં સપડાયલી જોઇને ઝંઝાવાતના ઝપાટાથી કંપતી નિર્બળ વલ્લરી પ્રમાણે કંપવા લાગી અને મનમાં કહેવા લાગી કે: "હે જગ- દીશ્વર જગદાધાર, તેં મૃત્યુના મુખમાંથી મને બચાવીને આ યમરાજ- ના સહોદરોના પંજામાં શામાટે સપડાવી? હવે મારો તું જ આધાર છે; મારી લજ્જા, પ્રતિષ્ઠા તથા પવિત્રતાનો તું જ રક્ષનાર છે!" એ પછી તે નારી અતિશય મંજુલ તથા નમ્ર વાણીથી તે લુંટાક- નેતાને સંબોધીને કહેવા લાગી કે: "ભાઇ, તમો લુટારા છો તો લ્યો આ મારા શરીરપરના આ મૂલ્યવાન્ અલંકારોને ઉતારી લ્યો અને ઇચ્છા હોય તો મને મારી નાખો; પરંતુ મારા દેહને સ્પર્શ કરશો નહિ; મારા પાતિવ્રતરૂપ એક જ અમૂલ્ય તથા દુષ્પ્રાપ્ય રત્નને હરશો નહિ."

તે અબળાનાં આ વચનોના શ્રવણથી લુટારા સરદારના મુખ- મંડળમાં વિષાદની એક પ્રકારની ગંભીર છાયાનો વિસ્તાર થઇ ગયો અને તે અત્યંત ગંભીર સ્વરથી તે નિરાધાર નારીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "બાઇ, અમો લુટારા છીએ, પરંતુ નીચ નથી; અમારાં શરીર કાળાં છે, પરંતુ અમારાં હૃદય કાળાં નથી; અમારાં વસ્ત્ર કાળાં છે, પરંતુ અમારાં કર્મ કાળાં નથી. બ્રાહ્મણ, સાધુ અને નિરાધાર રૂપવતી નવયૌવના નારીને જોઇને અમો સ્વપ્નમાં પણ વ્યભિચાર કિંવા ભ્રષ્ટાચારની આશાને હૃદયમાં ધારતા નથી. બાઇ, તું જરા પણ ન ગભરા અને શાંત થા; અમારા સમુદાયમાં તું સર્વ પ્રકારે નિર્ભય છે;

'મરી જતાં વ્યભિચારની, દે ન બુદ્ધિ ભગવાન;
પરનારી અમને સદા, ભગિની માત સમાન!'"



શાર્દૂલરાજ: "મરી જતાં વ્યભિચારની. દે ન બુદ્ધ ભગવાન:
પરનારી અમને સદા. ભગિની માત સમાન!" પૃષ્ઠ ૧૮

લોકોને કોઇ પણ પ્રકારના અપરાધ વિના લૂટી લેનાર અને લોકોની ગર્દનપર નિર્દયતાથી છુરી ચલાવનાર લુટારાઓના એક કૃષ્ણવર્ણ ભિલ્લ નાયકના મુખમાંથી એક ધર્માત્મા મહાનુભાવના મુખને શોભાવનારા આવા પ્રકારના પવિત્ર ઉદ્‌ગારો નીકળેલા સાંભળીને તે અબળાના આશ્ચર્યનો અવધિ થયો અને તે લુંટાકનાયકની મુખચર્યાને જોઇને તેનો તેના વચનમાં દૃઢ વિશ્વાસ બંધાતાં તેના મુખમાંથી અચાનક એવો ઉદ્‌ગાર નીકળી ગયો કેઃ "તમો લુટારા નહિ, પણ આ ભૂમિપરના દેવ છો! તમારી આ ધર્મભાવનાની દિવસાનુદિવસ વૃદ્ધિ થાઓ અને પરમાત્મા નિરંતર તમારૂં કલ્યાણ કરો, એવો આ અબળાનો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે!"

"પણ બાઇ, તું ક્યા દેશની નિવાસિની છે, આ દેશમાં શા કારણથી આવી છે અને અર્બુદાચલની આ ગહન ગર્ત્તામાં તું પોતે જ પડી કે કોઇ પાપીએ તને ગબડાવી છે?" લુંટાકનાયકે તે અબળાને ઉદ્દેશીને એક નવીન પ્રશ્ન પૂછ્યો.

એના ઉત્તરમાં સાશ્રુ નયનથી તે અબળા કહેવા લાગી કેઃ "બાઇ, હું મારા પતિદેવ સાથે આ અર્બુદાચલના રમણીય પ્રદેશમાં આવી હતી. ગઇ કાલે મારા પ્રાણેશ મને વશિષ્ઠ ઋષિનો આશ્રમ જોવાના નિમિત્તથી એક નિર્જન સ્થાનમાં લઇ આવ્યા અને જ્યારે અમો આ ગર્ત્તાના ઉપરિભાગમાં આવી લાગ્યાં, તે વેળાયે એક અસત્ય શંકાને આધીન થઇને તેમણે મને નિર્દયતાથી આ ગર્ત્તામાં ગબડાવી દીધી. ત્યારપછી શું બન્યું, તેનું મને કાંઇ પણ સ્મરણ નથી."

"તારા પતિએ પોતે જ તારાપર આટલો બધો અમાનુષી અત્યાચાર કર્યો છે, એ જાણીને મને અત્યંત આશ્ચર્ય થાય છે. તારા પતિનો તારા પ્રતિ કોઇ કારણથી ધિક્કાર હતો કે કેમ? અથવા તારો

કોઈ અક્ષમ્ય અપરાધ તેના જોવામાં આવવાથી તો આ પરિણામ નથી આવ્યું ?" દસ્યુનાયકે કાંઇક શંકાશીલ થઇને આ પ્રશ્ન પૂછ્યો

"જો કે વસ્તુતઃ મારો કોઇ પણ અક્ષમ્ય અપરાધ મારા પતિના જોવા કે જાણવામાં આવ્યો નથી; કારણ કે, સ્વપ્નમાં પણ હું તેવા કોઇ અક્ષમ્ય અપરાધની ભાગિની થઇ નથી; પરંતુ મારા કોઇ હિતશત્રુએ મારા દેવતુલ્ય પતિનાં શ્રવણોમાં સંશયવિષનું સિંચન કરવાથી જ મારા પ્રાણપતિએ મારાપર આવા પ્રકારનો અમાનુષી અત્યાચાર કર્યો છે. છતાં પણ આમાટે હું તેમને દોષ આપવાને બદલે મારા પોતાના ભાગ્યને જ દોષ આપું છું; કારણ કે, મને આ મારા પૂર્વજન્મના કોઇ અજ્ઞાત પાપનું ફળ મળ્યું છે, એવી જ મારી માન્યતા છે; અર્થાત્ જો તેમ ન હોય, તો મારા પુણ્યશ્લોક નળ તુલ્ય પતિના હૃદયમાં મારા વિષે આવી ઘૃણાકારક કુશંકાનો ઉદય થાય જ નહિ !" તે અબળાએ સત્ય વાર્ત્તા જણાવી.

"બહેન, તારી મુખમુદ્રા અને તારી વાણીમાં વિસ્તરેલી નિર્દોષતાની છટા સ્પષ્ટ જણાવે છે કે અવશ્ય તું એક પવિત્ર આર્ય અબળા છે, આ પતિત ભારતવર્ષની એક દેવી છે !" આમ કહીને તે વીર દસ્યુનાયકે નીચે પ્રમાણેના ઉદ્દગાર કાઢ્યાઃ—

"માનું હૃદયથી બાઇ, તું નિર્દોષ છે, નિષ્પાપ છે;
જો પાપ કાંઇ હોય તો તારા પતિનું પાપ છે;
ભુંડું થજો તે પાપિનું એવો જ મારો શાપ છે;
કલ્યાણ તારૂં થાય એ મારા વદનનો જાપ છે;
આ પળ થકી હે બાઇ, મારી ધર્મની તું બ્હેન છે;
આવી રહે આ ભાઇને ત્યાં સર્વ જ્યાં સુખ ચેન છે!"

એક દસ્યુદલનાયકના અંતઃકરણની આવી દેવ સદૃશ વિશુદ્ધતાને જોઇને તે અબળા તેની પ્રશંસા કરતી કહેવા લાગી કે: "ભ્રાતા, તમારા આ શુદ્ધ ભાવ તથા શુદ્ધ વર્ત્તનને જોઇને મારો એવો જ નિશ્ચય થયો છે કે આજકાલના જે કેટલાક જનો વિશ્વાસઘાતક, ધોળા દિવસના ધાડપાડૂ અને શયતાન હોવા છતાં સાધુના રૂપમાં રજૂ થઇને અન્ય જનોના સંસારસુખનો નાશ કરનારા છે; તેમના કરતાં હજાર દરજ્જે સારા, વિશ્વાસપાત્ર અને પૂજવા યોગ્ય શરીરે કાળા પણ અંતરના ઉજળા જંગલમાંના ભિલ્લ લુટારા છે! પણ ભાઇ, મારાથી અહીં રહી શકાય તેમ નથી."

"તો પછી અહીંથી ક્યાં જવાનો તારો વિચાર છે ?" દસ્યુનાયકે પૂછ્યું.

"એક આર્ય અબળા પોતાના પતિના ગૃહ વિના બીજે ક્યાં જાય વારૂ ?" તે અબળાએ પ્રશ્નના રૂપમાં ઉત્તર આપ્યું.

"બહેન, કૃપા કરીને આ વિચારને માંડી વાળ; કારણકે, ક્યાંક એવું ન થાય કે નિર્ભયતાને શોધવા જતાં કોઇ નવીન ભયનો તું ભક્ષ થાય !" દસ્યુનાયકે યોગ્ય ચેતવણી આપી.

"તો પછી મારે શું કરવું અને ક્યાં જવું? શું આ જંગલમાં ભટકીને મારે મારૂં આ દુઃખમય જીવન પૂરૂં કરવું ?" સુંદરીએ એક ગંભીર પ્રશ્ન રજૂ કર્યો.

"તારે હવે શું કરવું અને જીવન ક્યાં તથા કેવી રીતે વીતાડવું, એનો નિશ્ચિત નિર્ણય યોગ્ય વિચાર પછી જ કરી શકાશે અને તે વિચારમાટે અવકાશની આવશ્યકતા છે; કારણકે, ઉતાવળથી આંબા પાકી શકતા નથી. અત્યારે તો અમારી સાથે તું અમારા નિવાસસ્થાનમાં ચાલ અને થોડો કાળ ત્યાં શાંતિમાં વીતાડી દે. આ

તારા દીન ધર્મબંધુની પર્ણકુટી તારા સત્કારમાટે તૈયાર છે; મોટાં શહેરોની ગંદી હવા કરતાં જંગલની ચોખ્ખી હવા વધારે આરોગ્ય દેનારી તથા સુખકાર છે. છતાં પણ જો તારી તારા પતિ પાસે જવાની દૃઢ ઇચ્છા હશે, તો તું કહીશ ત્યાં હું તને સંભાળથી પહોંચાડીશ; જ્યાં તારા પ્રસ્વેદનો એક બિન્દુ પડશે, ત્યાં મારા રક્તનો પ્રવાહ વહેવડાવીશ; કારણકે, તારા આશીર્વાદથી પણ અમારૂં કલ્યાણ થઇ જશે, એવી મારી દૃઢ શ્રદ્ધા છે." દસ્યુનાયકે તે અનાથ અબળાને રોકાઈ જવાનો અતિશય નમ્રતાથી આગ્રહ કર્યો.

હવે તે અબળાથી પણ તેના આગ્રહનો અનાદર કરી ન શકાયો અને તેથી તેણે દસ્યુનાયકના આગ્રહને સ્વીકારીને કહ્યું કેઃ "જેવી બંધુની ઇચ્છા; પરંતુ આ અનાથા ભગિનીથી બંધુના આ ઉપકારનો બદલો ક્યારે વાળી શકાશે ?"

દસ્યુનાયકે કહ્યું કેઃ "ભગિની, એવા વિચારને તું તારા હૃદયમાં કદાપિ સ્થાન આપીશ નહિ; કારણકે,

'વરતવું આ જગતમાંહી બુરા સાથે બુરાઇથી;
ભલા સાથે હમેશા વર્ત્તવું પૂરી ભલાઈથી;
કહેલી બ્હેન પણ તેની સગી જે બ્હેન માઇથી;
નવાઈ શી ભલું કૈં બ્હેનનું જો થાય ભાઇથી;
બજાવ્યો ધર્મ મારો મેં ન એમાં કૈં નવાઇ છે;
ભલો ભૂંડો છતાં શાર્દૂલ તારો દીન ભાઇ છે !'

સંભાષણના પ્રવાહમાં તે અબળાના જાણવામાં આવી ગયું કે તે દસ્યુનાયકનું નામ શાર્દૂલ હતું. ધર્મબંધુને ધર્મભગિની આશીર્વાદ આપતી બોલી કેઃ–

"થજો શાર્દૂલનું કલ્યાણ સંકટ સર્વદા ટળજો;
મળે જો બ્હેનને તો બાપ આવા વિશ્વમાં મળજો !"

"પરંતુ ભગિની, તેં તો તારૂં નામ અદ્યાપિ જણાવ્યું જ નહિ?" દસ્યુપતિ શાર્દૂલરાજે તે અબળાના નામને જાણવાની ઇચ્છા દર્શાવી.

ધર્મભગિનીએ કહ્યું કેઃ "આ નશ્વર સ્ત્રીશરીરને લોકો શારદા નામથી ઓળખે છે."

ત્યારે શું એ આપણી નવલકથાની નાયિકા, સચ્ચરિત્રા શારદા જ હતી? હા, શંકાપિશાચિકાના અંધ ઉપાસક થયેલા માણેકલાલના હસ્તથી અર્બુદાચલની ગહન ગર્ત્તામાં ફેંકાયલી એ માણેકલાલની દૃષ્ટિમાં કલંકિની પરંતુ પરમાત્માની દૃષ્ટિમાં સર્વથા નિષ્કલંક દેવી શારદા જ હતી. માણેકલાલે તો તેનું મરણ નિપજાવીને આ સંસારમાંથી તેના અસ્તિત્વને મટાડી નાખવાના ઉદ્દેશથી જ ગર્ત્તામાં ગબડાવી હતી, પરંતુ પરમાત્માએ પોતે જ ગર્ત્તામાં પર્ણરાશિનું સ્વરૂપ ધારીને તેને બચાવી હતી. વૃદ્ધ ભિલ્લના મુખમાંથી નીકળેલા શબ્દો સત્ય જ હતા કેઃ "જેને રામ રાખે તેને કોણ ચાખે?" અસ્તુઃ શાર્દૂલરાજે હવે ગર્ત્તામાં અકારણ વિલંબ થતો જોઇને પોતાના સાથીઓને ખાનપાનના કાર્યથી સત્વર મુક્ત થવાની અને પ્રયાણમાટે તૈયાર થવાની આજ્ઞા સંભળાવી અને ત્યારપછી શારદાને પૂછ્યું કેઃ–

"ભગિની શારદા, તારી જાતિ કઇ છે વારૂ?"

"મારો જન્મ ઉચ્ચ વૈશ્ય જાતિમાં થયેલો છે." શારદાએ કહ્યું.

"ત્યારે તારાથી અમારા સ્પર્શવાળું ભોજન તો નહિ જ લઇ શકાય; જો બાટી બનાવી લેવાનો તારો વિચાર હોય, તો અમારી પાસે ઘઉંનો લોટ અને ઘી આદિ વસ્તુઓ તૈયાર છે. થાળી અને

લોટો પણ કદાચિત્ હશે. આપણે અહીંથી હજી છ સાત ગાઉપર જવાનું હોવાથી તું થોડું ઘણું પણ ખાઇ લે તો સારૂં, પછી તો જેવો તારો વિચાર.” શાર્દૂલરાજે શારદાને બાટી બનાવીને જમી લેવાનો આગ્રહ કર્યો.

મનુષ્ય સુખમાં હોય કે પછી અસહ્ય દુઃખમાં હોય, છતાં જો તેના હૃદયમાં જીવનની આશા હોય, તો ઉદરને તેનું ભાડું આપ્યા વિના કોઇ પણ પ્રકારે તેનો છૂટકો થઇ શકતો નથી, એ તત્ત્વને શારદા સારી રીતે જાણતી હોવાથી અને અત્યારે તો વળી તેના હૃદય સમક્ષ છ સાત ગાઉ પગે ચાલીને જવાનો પ્રશ્ન આવીને ઊભો રહેલો હોવાથી દસ્યુનાયક શાર્દૂલરાજના આગ્રહનો તત્કાળ તેણે સ્વીકાર કરી લીધો અને સામગ્રી તૈયાર હોવાથી બાટી બનાવીને તે જમવા બેસી ગઇ. જે વેળાયે ધનાઢ્યતાના પરિણામે નાનાવિધ સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થોની વિપુલતા હોય છે, તે વેળાયે કેટલીકવાર રુચિકર પદાર્થો પણ અરુચિકર થઇ પડે છે; પરંતુ સંકટના સમયમાં જયારે ભોજન મળવાની સંભાવના જ નથી હોતી, તે વેળાયે જુઆરનો ત્રણ દિવસનો ટાઢો અને સૂકો રોટલો પણ અમૃત સમાન ભાસે છે, એ નિયમનો આજે શારદાને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો. આજે તેને જંગલમાં બનાવેલી એકલી બાટી પણ એવી તો સ્વાદિષ્ટ ભાસવા લાગી કે એવા સ્વાદનો મુંબઇમાં તેની જિહ્વાએ કદાપિ અનુભવ નહિ જ કર્યો હોય! આ સર્વ સમયનો જ મહિમા છે અને તેથી સમય મહાબળવાન્ છે, એમ જે કહેવામાં આવે છે તેમાં સંપૂર્ણ તથ્ય સમાયલું છે, એના તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ. અસ્તુઃ શારદા જે વેળાયે ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ, તે વેળાયે લુટારા પણ નાસ્તો પાણી કરીને ચાલવામાટે તૈયાર

થઇ ગયા હતા એટલે શારદાએ જમીને હસ્તક્ષાલન તથા જલપાન કરતાંની સાથે જ શારદાને સાથે લઇને તેમણે પ્રવાસનો તત્કાળ આરંભ કરી દીધો. લુટારા તો નિત્ય આવા માર્ગોમાં ચાલવાના કાર્યમાં ટેવાયલા હતા અને તેમના પગોનાં તળિયાં વજ્ર કરતાં પણ કઠિન થઇ ગયાં હતાં એટલે તેમને ચાલતાં વિશેષ પરિશ્રમ ન પડે, એ સ્વાભાવિક હતું; પરંતુ શારદાની સ્થિતિ તેમનાથી સર્વથા વિપરીત તથા ભિન્ન પ્રકારની હતી.

મુંબઇની સડકપર પણ જે શારદા કોઇ વાર એક કે બે ફર્લાંગ ચાલી નહોતી અને ગાડી અથવા મૉટરમાં પણ જે કોઇવાર સ્લીપર અથવા સપાટ પહેર્યા વિના ઊઘાડે પગે બેઠી નહોતી, તેને આજે પાષાણ, કંકર અને કાંટાથી ભરેલા ત્રાસદાયક તથા ખડબચડા અરણ્યમાર્ગમાં ઊઘાડે પગે ચાલવાનો કષ્ટકારક પ્રસંગ પ્રાપ્ત થયો હતો અને તેનું પરિણામ એ થયું કે ગર્ત્તામાંનો માત્ર એકથી દોઢ ગાઉ જેટલો પંથ કાપતાં તેના સુકોમળ ચરણતલ કાંટાથી વીંધાઇ ગયા અને તેમાંથી રક્તની ધારાનું વહન થવા લાગ્યું; તેનાં વસ્ત્રો કંટકવૃક્ષોમાં ભરાઇને અનેક સ્થળે ચીરાઇ ગયાં અને તેથી 'જો મારાં વસ્ત્રો સર્વથા ફાટી જશે, તો કદાચિત્ વસ્ત્રના અભાવે મારે અહીંજ ક્યાંક અટકીને બેસી રહેવું પડશે!' એવી તેના મનમાં ભીતિ થવા લાગી. એક બે વાર બાવળનાં વૃક્ષોનો તેના કપોલભાગમાં સખ્ત ઘસારો લાગવાથી તેના ગુલાબી ગાલ પણ લોહી નીકળવાથી લાલ થઇ ગયા હતા. પોતાની આવી દુર્દશાને જોઇને શારદાને વારંવાર પુણ્યશ્લોક નળવડે અરણ્યમાં ત્યજાયલી અને અનિવાર્ય સંકટમાં આવી પડેલી દેવી દમયંતીની દુઃખદ અવસ્થાનું સ્મરણ થયા કરતું હતું. પરંતુ આવી દુર્દશામાં પણ "નળવડે ત્યજાયલી હોવા છતાં પણ

પતિમાં અવિચલ ભક્તિ રાખવાથી અને ધૈર્યથી દુઃખોને સહન કરવાથી સહનશીલતાના પરિણામે અંતે ઈશ્વરે દમયંતીનો નળ સાથે સંયોગ કરાવી આપ્યો હતો અને તે દંપતીને અખંડ સુખની પ્રાપ્તિ થઈ હતી; તે જ પ્રમાણે જો હું પણ અત્યારે દુઃખને ધૈર્યની સહન કરીશ અને મારા પતિમાં અવિચલ ભક્તિ રાખીશ, તો કોઇ દિવસ પણ ઇશ્વરના હૃદયમાં દયા આવશે અને તે પરમદયાઘન પરમાત્મા મારા પતિ તથા મારા પુત્ર સાથે મારો સંયોગ કરાવશે ! ” આ પ્રમાણેની આશાને અંતઃકરણમાં ધારણ કરીને તે શાંતિથી લુટારાદલની પાછળ પાછળ પડતી આખડતી ચાલી જતી હતી. લગભગ મધ્યાન્હ સમયે તેઓ ગર્ત્તાના માર્ગને સમાપ્ત કરીને અરણ્યના ખુલ્લા પ્રદેશમાં આવી લાગ્યાં. એ સ્થાનમાં આવીને શાર્દૂલરાજે જોયું તો શારદાનાં ચરણોમાં હવે વધારે ચાલવાની શક્તિ હોય એમ તેના જોવામાં ન આવ્યું. શારદાના સદ્ભાગ્યે એ વેળાયે જ ત્યાં પાસે આવેલા કોઈ ગામડામાંના બે ઘોડા અરણ્યમાં ચરતા હતા તેમનાપર શાર્દૂલરાજની દૃષ્ટિ પડી અને તત્કાળ તેણે પોતાના સાથીઓને આજ્ઞા કરી દીધી કે: “ એ બન્ને ઘોડાને તેમના પગમાંનાં ડામણ છોડી નાખીને અહીં લઇ આવો અને તેમનાપર આપણા ડૂસા નાખી દો. ” તત્કાળ ઘોડાને ભિલ્લો જઇને પકડી લાવ્યા અને તેમની પીઠપર ડૂસા નાખીને સવારીમાટે તેમને તૈયાર કરવામાં આવ્યા. એક ઘોડાપર શારદાને બેસાડીને બીજા ઘોડાપર શાર્દૂલરાજ પોતે બેઠો અને ત્યાર પછી તેણે પોતાના સાથીઓને કહ્યું કે: “ અમો આગળ ચાલીએ છીએ અને તમો સંભાળથી પાછળ પાછળ ચાલ્યા આવો; માર્ગમાં ક્યાંય પણ રોકાશો નહિ અને વખતસર આપણા સ્થાનમાં આવી આ ઘોડાને પાછા એમના સ્થાનમાં પહોંચાડી દેજો. ” સદ્ભાગ્યવશાત્ ઘોડા સારા

ચાલનાર અને સાથે ગરીબ હોવાથી રવાલથી ચાલવા લાગ્યા અને બે કલાકમાં છ ગાઉનો પંથ કાપીને તેમણે શારદા તથા શાર્દૂલરાજને તેમના સ્થાનમાં નિર્વિઘ્ન પહોંચાડી દીધાં. જો કે ઘોડાપર બેસતાં પણ શારદાને કષ્ટ તો ભોગવવું જ પડયું હતું, પરંતુ ચાલવાના કષ્ટ સાથે સરખાવતાં એ કષ્ટ બહુ જ સ્વલ્પ હતું. શારદા અંતે ભિલ્લ દસ્યુઓના નિવાસસ્થાનમાં આવી પડી અને ત્યાં શાર્દૂલરાજની આજ્ઞાથી ભિલ્લ ભામિનીઓએ શારદાનો યોગ્ય સત્કાર કરીને તેનાં કપોલ તથા ચરણોમાં કંટકોના યોગે પડેલાં ક્ષતોને રૂઝવવામાટેના યોગ્ય ઉપચારો કરવા માંડયા. ત્યારે શું લુટારાના નિવાસસ્થાનમાં શારદા સર્વથા નિર્ભય હતી ? એ આપણે આગળ જતાં જોઈશું; કારણ કે, અત્યારે આપણે મુંબઈમાં માણેકલાલ, ભાગીરથી તથા ગુલાબની જે જે ચેષ્ટાઓ ચાલી રહી છે તેમનું અવલોકન કરવાનું છે.

---

## પ્રકરણ ૨ જું

### લગ્નનો પ્રસ્તાવ

---

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને એક માસ કરતાં પણ કાંઈક વિશેષ કાળ વીતી ગયો હતો. દ્વિતીય ખણ્ડના અંતિમ પ્રકરણના અંતમાં એ તો જણાવેલું જ છે કે, શારદાના મરણની વાર્ત્તા જ્યારે ભાગીરથી તથા ગુલાબના સાંભળવામાં આવી એટલે તેમના આનન્દનો અવધિ થયો હતો. માત્ર કપિંજલા રતનબાઈ અને ઈન્દુ શોકસાગરમાં ડૂબી ગયાં હતાં. આ શોકકારક સમાચાર તારદ્વારા જણાવવામાં આવતાં કાશીનિવાસિની સુભદ્રા ત્રણ ચાર દિવસમાં મુંબઈમાં

આવી પહોંચી હતી અને તેણે પોતાની દેવી તુલ્ય પુત્રી **શારદામાટે** જે અનુકંપાયુક્ત વિલાપ કર્યો હતો, તે ખરેખર અત્યંત મર્મભેદક તથા હૃદયવેધક હતો. સુભદ્રાના આવવાથી ઈન્દુ કાંઈક શાંત થયો હતો. સુભદ્રા પંદરેક દિવસ મુંબઈમાં રહી **શારદાની** સર્વ યોગ્ય ઉત્તરક્રિયા કરાવીને ઇન્દુને સાથે લઇ પાછી કાશી ચાલી ગઇ હતી. હવે **ભાગીરથી** તથા ગુલાબમાટે મેદાન ખાલી થઈ ગયું હતું અને મળેલા અલભ્ય અવસરનો યોગ્ય લાભ લેવાનો હવે તે પિશાચિકા માતા તથા પુત્રીએ લેશમાત્ર પણ વિલંબ કર્યા વિના આરંભ કરી દીધો હતો.

સુભદ્રા ઇન્દુને લઇને બીજી વાર કાશીપ્રયાણ કરી ગઇ એટલે પછી **ભાગીરથીએ** ધીમે ધીમે **માણેકલાલના** હૃદયમાં તથા ગૃહમાં પોતાના અધિકારનો વિસ્તાર કરવા માંડ્યો હતો. એક એક અથવા બબ્બે દિવસને અંતરે કોઈ પણ એક નિમિત્ત કાઢીને નોકર ચાકરોના મનમાં શંકા ન આવે તેવી રીતે **માણેકલાલના** બંગલામાં તે રાતવાસો પણ કરતી હતી અને **માણેકલાલના** હૃદયમાં પોતાની સત્તા તથા પોતાના પ્રભાવને વિસ્તારતી જતી હતી. આમ હોવા છતાં પણ ગુલાબ અને **માણેકલાલનું** એકાંતમાં સંમેલન ન થઇ શકે, એમાટેનો તેણે કઠિન પ્રબંધ કરી રાખ્યો હતો. છેલ્લા ચાર દિવસથી બેંકના કોઈ અગત્યના કાર્યમાટે **માણેકલાલ** સૂરત તથા વડોદરા અને અમદાવાદના પ્રવાસે ગયો હતો અને તેની અનુપસ્થિતિમાં, **શારદાના** સર્વસાધારણ જનોની માન્યતા પ્રમાણેના સ્વર્ગવાસ પછી, **ભાગીરથી** ગુલાબને પ્રથમ વાર જ **માણેકલાલના** બંગલામાં લઇ આવી હતી અને બંગલાની સંભાળ તથા વ્યવસ્થાના નિમિત્તથી ત્યાં જ નિવાસ કરીને રહી હતી. આજે બપોરે જમ્યા પછી **ભાગીરથી** સૂરતથી

આવેલાં કોઈ સંબંધીઓને મળવામાટે માણેકલાલની મૉટરમાં બેસીને બહાર ગઈ હતી અને તેથી બંગલામાં ગુલાબ અને રસોઇ કરનારી વિધવા બ્રાહ્મણી પાર્વતી વિના તૃતીય કોઈ પણ સ્ત્રી હતી નહિ. પાર્વતી નીચેના ભાગમાં પોતાના કાર્યમાં નિમગ્ન હતી; કારણ કે, ચાર વાગવા આવ્યા હતા અને પાંચ વાગતાંમાં તેને રાંધવાના કાર્યનો આરંભ કરવો પડતો હતો; એટલે ગુલાબ એકલી જ ઉપરના શારદાના ઓરડામાં પુસ્તકના વાંચનમાં પોતાનો સમય વીતાડતી બેઠી હતી. પુસ્તકમાંની ઉપદેશાત્મક કથાઓનો કંટાળો આવવાથી તેણે સિતારને પોતાના હાથમાં લીધો અને તેના તારોને મેળવી તે તારોના સ્વર સાથે પોતાના કોમળ તથા મધુર કંઠસ્વરનું સંમેલન કરીને નાટકમાં સાંભળેલું શૃંગારરસાત્મક એક સંગીત તે ગાવા લાગી. તે સંગીત અથવા ગાયન આ પ્રમાણે હતું:—

## સંગીત

" હાય મુઈ આવી જવાની, કીધી મને તો દીવાની,
હાય હાય કીધી મને તો દીવાની.
લજ્જા લૂટાવી ને રંગે રંગાવી અનંગે જગાવી છે હોળી;
છાતી મદમાતી જોબનિયે ફૂલાતી આ અંગે સમાતી ન ચોળી–હાય.
રસિયો કો આવીને રસમાં ડૂબાવીને ઝીલે ઝીલાવે નવેલી;
રંગે રમાવીને જ્વાળા શમાવી દે, પ્રેમે કરી પ્રેમકેલી "–હાય.

ગુલાબ જે વેળાયે આ શૃંગારસંગીતના આલાપમાં તલ્લીન થયેલી હતી તે જ વેળાયે ભાગીરથી બંગલામાં આવી પહોંચી હતી; પરંતુ તેનું રસઘેલી ગુલાબને લેશમાત્ર પણ ભાન હતું નહિ. બંગલાના કૅમ્પાઉન્ડમાં પ્રવેશ કરતી વેળાયે મૉટરડ્રાઇવરે મૉટરનું ભુંગળું પણ વગાડયું હતું અને મૉટરનો ધ્વનિ પણ ગુલાબનાં શ્રવણોમાં

આવીને અથડાયો હતો, પરંતુ પેડરરોડપર તો એવી અનેક મૉટરો જતી આવતી હોવાથી એ મૉટરમાં ભાગીરથી જ આવી હશે, એવી શંકા લાવવાનું ગુલાબને કાંઇ પણ પ્રયોજન હતું નહિ. ભાગીરથી ઉપરના ઓરડાના દ્વાર પાસે આવી તે વેળાએ ગુલાબ પોતાના ગાનમાં નિમગ્ન હતી એટલે ભાગીરથીએ ત્યાં જ થોભી જઇને તેના શૃંગાર-સંગીતનું સંપૂર્ણ શ્રવણ કર્યું અને જ્યારે તેનું સંગીત સમાપ્ત થયું ત્યારે ઓરડામાં અચાનક પ્રવેશ કરીને તેણે ગુલાબને હસિત મુદ્રાથી પ્રશ્ન કર્યો કેઃ—

"કેમ મારી ગુલાબ, શું થાય છે?"

માતા અને પુત્રીની પરસ્પર મર્યાદાનો દીર્ઘકાળથી ભંગ થઇ ગયેલો હોવાથી ગુલાબે કોઇ પણ પ્રકારના સંકોચ વિના તે ક્ષણે જ ઉત્તર આપ્યું કેઃ "એક જ્ઞાતયૌવના તરુણી વિરહજ્વાળાની શાંતિ-માટે શૃંગારસંગીત ગાય છે; કારણ કે, શૃંગારરસના ગાનથી વિરહની જ્વાળા શાંત થઇ જાય છે."

"શૃંગારરસનું ગાન?" ભાગીરથીએ આશ્ચર્ય દર્શાવ્યું.

"હા, કવિકુલભૂષણ કાલિદાસે 'શૃંગારતિલક' ના પ્રારંભમાં સુંદરીના શરીરને કેવી ઉત્તમ ઉપમા આપી છે, તે જરા સાંભળઃ–" એમ કહીને ગુલાબે 'શૃંગારતિલક' ના પ્રથમ શ્લોકના કોઇ એક ગુર્જર કવિએ કરેલા ગુર્જર અનુવાદનો નીચે પ્રમાણે ઉચ્ચાર કર્યોઃ–

"મૃણાલ બાહૂ કમળ વદન ને યૌવનલીલા વારી છે;
નેત્ર માછલાં, ચક્રવાક પક્ષી આ બે સ્તન ભારી છે;
કેશજાલ શૈવાલ, ઉતરવા નિઃસરણી કટિ સારી છે;
અનંગ દીપક હાવભાવની તરંગમાલા ધારી છે;
મદનાનલથી દાઝેલાના અવગાહનમાટે એવું;

કીધું વિધિએ યુવતિશરીરસરોવર સુંદર આ કેવું !"

"ઉપમાલંકારનો તો અહીં ખરેખર અવધિ જ થાય છે !" ભાગીરથીએ સ્વાભાવાનુકૂલ ઉદ્દગાર કાઢ્યો.

"પરંતુ જેવી રીતે અરણ્યમાંનાં સુંદર સરોવરો તેમના ઉચિત ઉપયોગ વિના અવાવરૂ થઇને બગડી જાય છે, તેવી જ ગતિ પતિ વિના કાન્તાકાયાસરોવરની પણ થાય છે." ગુલાબે માર્મિકતાથી પોતાની સ્થિતિનું દર્શન કરાવ્યું.

"અરણ્યમાંના સરોવરનું જળ પણ જો મિષ્ટ તથા મધુર હશે, તો તેમાંના જળનું પાન કરવામાટે પણ કોઇ તૃષાતુર પ્રવાસી અવશ્ય ત્યાં આવી ચડશે." ભાગીરથીએ પણ માર્મિકતાથી જ ઉત્તર આપ્યું.

"પરંતુ ત્યાં સુધીમાં તો કદાચિત્ સરોવરોનું તે મધુર જળ ગ્રીષ્મના પ્રખર તાપથી સૂકાઇ જશે અને કાં તો તેમાં જંતુઓનો સંચાર થવાથી તે જલ અન્ય કોઇની તૃષાના નિવારણમાટે સર્વથા અયોગ્ય થઈ જશે." ગુલાબે વળી પણ માર્મિકતાથી પોતાની મદનાતુર અવસ્થાની સૂક્ષ્મ વેદનાનું માર્મિક વર્ણન કરી સંભળાવ્યું.

જમાનાની ખાધેલી અને સંપૂર્ણ અનુભવિની ભાગીરથી પોતાની પુત્રીની મદનાતુરતાના રહસ્યને સારી રીતે જાણી ગઇ અને તેથી માર્મિકતાને ત્યાગી સ્પષ્ટતાપર આવીને તે ગુલાબને આશ્વાસન આપતી કહેવા લાગી કે: "ગુલાબ, હવે આ ચિન્તાને ત્યાગી દે; કારણ કે, જંગબારથી મુંબઇમાં આવ્યા પછી જેટલો કાળ તારે કૌમારમાં ગાળવો પડ્યો છે, તેના કરતાં ચતુર્થાંશ કાળ પણ હવે પછી તારે કુમારિકાની દશામાં ગાળવો નહિ પડે. તને સુખિની કરવાના પ્રયત્નનો આજેજ હું આરંભ કરવાની છું; કારણ કે, આજે

રાતે નવ વાગ્યા સુધીમાં માણેકલાલ આવી જશે અને આજે જ માણેકલાલ સાથે તારા લગ્નની વાર્ત્તા નિશ્ચિત થશે. "

"માણેકલાલ તારા એ પ્રસ્તાવને સ્વીકારશે અને આપણી એ આશા સફળ થશે?" ગુલાબે કાંઇક શંકાશીલ થઇને પૂછ્યું.

"ગુલાબ, માણેકલાલ જ્યારે કરાચી ગયો હતો અને તારા પત્રનું તેણે ત્યાંથી પ્રત્યુત્તર લખ્યું હતું, તે વેળાએ મેં તને જે શબ્દો કહ્યા હતા તેમનું તને સ્મરણ છે ખરૂં કે? જો સ્મરણ ન હોય, તો અત્યારે તે જ શબ્દોનો હું પુનરુચ્ચાર કરૂં છું તે સાંભળ. મારા તે શબ્દો આ પ્રમાણે હતાઃ-" આ પ્રમાણે કહીને ભાગીરથી દીર્ઘકાળ પૂર્વે ઉચ્ચારેલા પોતાના શબ્દોને પુનઃ ઉચ્ચારતી બોલી કેઃ "મારી આંખની કીકી ગુલાબ! તારૂં મન માણેકલાલમાં આસક્ત થયું છે અને તારૂં કૌમાર તેના સ્પર્શથી નષ્ટ થયું છે, તો હવે તારો લગ્નસંબંધ એની સાથે જ કોઇ પણ ઉપાયે કરી આપવો તેમજ તારા સોક્યના સાલને પણ કાઢી નાખવું, એ મારૂં એક માતા તરીકેનું સર્વથી પ્રથમ અને પ્રમુખ કર્ત્તવ્ય છે. એ કર્તવ્યનું પાલન હવે તારી માતા ભાગીરથીના હસ્તે કેવા પ્રકારે થાય છે, એ તું અલ્પ કાળાવધિમાં જ જોઇ શકીશ. હું તને અત્યારથી જ નિશ્ચયપૂર્વક જણાવું છું કે, તારે પોતાને માણેકલાલની વિવાહિતા પત્નીજ માનવી અને દૃઢ ભાવના એજ રાખવી કે, માણેકલાલ તારો અને મારો ઉભયનો આજથી દાસાનુદાસ છે, ગુલામ છે! હવે આ ગૃહની સત્ય સ્વામિની શારદા નહિ, પણ ગુલાબ છે અને શારદા અહીં અલ્પ સમયની મેહમાન છે! માણેકલાલને શિરચ્છત્ર બનાવવાની તારી આશા જો હું પૂર્ણ ન કરૂં, તો મારૂં ભાગીરથી નામ નિરર્થક છે; એટલું જ નહિ, પણ આ જીવન પણ વ્યર્થ છે, એમ જ તારે ધારવું. શા-

રદા કદાચિત્ અહીં આવશે, પણ થોડા વખતને માટે અને ગુલાબ અહીંથી દૂર થશે, તે પણ થોડા વખતને માટે !" *

"હા, તારા એ શબ્દો અક્ષરશઃ મારા સ્મરણમાં છે." ગુલાબે ગંભીરતાથી કહ્યું.

"અને મારા તે શબ્દો આજે અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલા તારા જોવામાં નથી આવતા કે શું? ક્યાં છે આજે શારદા અને શારદાનું આ ગૃહમાંનું સામ્રાજ્ય? મારા છળપ્રપંચના પરિણામે શારદા સદાને માટે આ સંસારને ત્યાગીને સ્વર્ગમાં પ્રયાણ કરી ગઇ છે અને તેના મૃત્યુ સાથે તેના માણેકલાલપરના અધિકારનો તથા આ ગૃહમાંના સામ્રાજ્યનો પણ સર્વથા અંત આવી ગયો છે! આ ગૃહની સત્ય સમ્રાજ્ઞી હવે આ ભાગીરથી અને ગુલાબ છે; માત્ર લોકોને દેખાડવામાટે ધર્મવિધિથી માણેકલાલ સાથે તારો લગ્નસંબંધ થઇ જાય, એટલી જ ન્યૂનતા છે અને તે ન્યૂનતાની પણ આજકાલમાં જ પૂર્તિ થઇ જવાનો સંભવ છે, એટલે તારે હવે ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ પ્રયોજન નથી." ભાગીરથીએ પુત્રીને પોતાના ચમત્કારનું દર્શન કરાવીને યોગ્ય શબ્દોમાં આશ્વાસન આપ્યું.

"પરંતુ, મા, જે દિવસે માણેકલાલ સાથે મારો અથવા મારી સાથે માણેકલાલનો પ્રથમ પ્રેમસંબંધ થયો હતો, તે સમયની અને અત્યારની પરિસ્થિતિમાં અવની તથા આકાશ જેટલો અંતરાય મારા જોવામાં આવે છે; કારણ કે, ત્યાર પછી ગમે તે કારણવશાત્ તારો પ્રેમ માણેકલાલમાં બંધાયો છે અને તે તારી સાથે પ્રેમની ગાંઠથી

* જુઓ પ્રથમ ખણ્ડ, તૃષ્ણા, પ્રકરણ ૧૭ મું, પૃષ્ઠ ૨૭૬-૭૭ ભાગીરથીનું ગુલાબને ઉદ્દેશીને કરાયલું સંભાષણ.

બંધાયો છે એટલે હવે તારા યારને મારો ભરથાર બનાવવાથી કદાચિત્ કાંઇ વિપરીત પરિણામ આવે, તો ? એવી મારા મનમાં નિરંતર શંકા રહ્યા કરે છે; કારણ કે, તે બન્ને સ્ત્રીઓનો સુખમય નથી થઇ શકતો સંસાર કે જે બે સ્ત્રીઓનો હોય છે એક ભરથાર; એ તો પ્રસિદ્ધ વાર્ત્તા છે કે, એક મ્યાનમાં કદાપિ એક સાથે નથી રહી શકતી બે તલ્વાર !" ગુલાબે પોતાના ભાવિ ભયનું પ્રાંજલતાથી દર્શન કરાવ્યું.

"આ સંસારનો એવો એક ન્યાય છે કે જે પ્રમાણથી એક વિષયનું ખંડન કરી શકાય છે, તે જ પ્રમાણથી અન્ય રીતે તે જ વિષયનું મંડન પણ કરી શકાય છે." ભાગીરથીએ ગુલાબના વાદનો પ્રતિવાદ કરીને કહેવા માંડયું: "એક મ્યાનમાં એક સમયાવચ્છેદે બે તલ્વાર રહી નથી શકતી, એ વાદ જેવી રીતે સત્ય છે; તેવી જ રીતે એ વાદ પણ સત્ય છે કે એક તલ્વાર વારા ફરતી બે અથવા તો બે કરતાં પણ વધારે મ્યાનોમાં રહી શકે છે અને અનેક સરિતાઓ એક સમયાવચ્છેદે એક સાગરના સમાગમસુખને ભોગવી શકે છે. સાગર અનેક સરિતાઓનો સ્વામી છતાં જેવી રીતે સરિતાઓના હૃદયમાં સપત્નીદ્વેષનો અભાવ હોય છે, તેવીજ રીતે આપણે પણ એ દ્વેષને ત્યાગીને જ સંસારસુખ ભોગવવાનું છે. જે દિવસે તારા હૃદયમાં કિંવા મારા હૃદયમાં એ સપત્નીદ્વેષનો સંચાર થશે, તે દિવસે આપણા સુખનો લોપ થઇ જશે અને પરિણામ વિપરીત આવશે, એનો અવશ્ય આપણે વિચાર કરવાનો છે. હું તો તારા સુખના માર્ગમાં આડી આવવાની નથી; કારણ કે, મને તો તારા સાધનથી જ સુખની પ્રાપ્તિ થવાની છે; પરંતુ તારા અંતઃકરણમાં ઇર્ષાનલની જ્વાળાનો ઉદ્ભવ થવા ન દઇશ, એ મારી તને આગ્રહપૂર્વક સૂચના છે. જે સમજવાનું હોય તે આટલા શબ્દોથી જ સમજી લેજે. તું મારી પુત્રી જે-

વાથી સ્વાભાવિક જ તારી બુદ્ધિ તીક્ષ્ણ છે એટલે તને આ વિષયમાં વિશેષ ઉપદેશ આપવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી."

"હું મારી કૃપાળુ માતાની ઇચ્છા તથા આજ્ઞાને સર્વ પ્રકારે મનસા, વાચા, કર્મણા આધીન છું એટલે મારા વિશે તારે કોઇ પણ પ્રકારની કુશંકા લાવવી જ નહિ." ગુલાબે શાંત ભાવથી એ શબ્દો ઉચ્ચાર્યા.

ગુલાબે પોતાની માતાને આવા પ્રકારનું જો કે તાત્કાલિક આશ્વાસન તો આપ્યું; પરંતુ આ ઉદ્‌ગાર તેના અંતઃકરણમાંથી નીકળ્યો નહોતો; તેના અંતઃકરણમાં તો એથી સર્વથા વિરુદ્ધ અને ભિન્ન પ્રકારના ભાવો જ રમી રહ્યા હતા કે જે અલ્પકાળમાં જ આપણા જાણવામાં આવવાના છે, એટલે અત્યારે જ તે ભાવોનું અહીં દિગ્દર્શન નિરર્થક છે. ભાગીરથી અંતર્યામિની ન હોવાથી ગુલાબના એ ઉદ્‌ગારથી તેને સંતોષ થયો અને તેથી એ વિષયની ચર્ચાનો આટલેથી જ અંત આવી જતાં અન્ય વિષયની ચર્ચા ચાલવા લાગી. ભાગીરથીએ કહ્યું કેઃ "ગુલાબ, શારદા હાર્મોનિયમ્ વગાડવામાં અને હાર્મોનિયમ્ સાથે ગાવામાં કુશળ હતી, તો તેં સિતાર વગાડવામાં અને સિતાર સાથે ગાવામાં પ્રવીણતા પ્રાપ્ત કરી છે એટલે તારી સાથે લગ્નસંબંધ કરીને તને પોતાની ગૃહલક્ષ્મી બનાવ્યા પછી માણેકલાલને શારદાની વધારે ખોટ જણાય તેમ તો નથી જ; કારણ કે, તારામાં અત્યાર સુધી માત્ર એ સંગીતકલાની જ ન્યૂનતા હતી; બાકી યૌવન તથા સૌન્દર્યમાં તો તું પ્રથમથી જ શારદાની સંપૂર્ણ સ્પર્ધા કરવાને સમર્થ હતી અને છે. ખરેખર તારા જેવું પુત્રીરત્ન તો કોઇ ભાગ્યશાલિની માતાને જ પ્રાપ્ત થાય છે!"

"અને તારા જેવી અલૌકિક બુદ્ધિમતી માતા પણ કોઇ મહાભાગ્યવતી કન્યાને જ પ્રાપ્ત થઇ શકે છે!" ગુલાબે પણ '**अहोरूपम होध्वनिः**' ના ન્યાયનું અવલંબન કરીને એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

આ આદર્શ સંવાદ (?) મા દીકરી વચ્ચે ચાલતો હતો એટલામાં પાર્વતી ચાહની ભરેલી કિટલી લઇને ત્યાં આવી પહોંચી એટલે તેમનો એ સંવાદ એટલેથી જ અટકી ગયો. પાર્વતીએ એક કબાટ ઉઘાડીને તેમાંથી ઉત્તમ કારીગરીના ચીનીના બે પારદર્શક કપ્સ્ અને સૉસર્સ્ કાઢયાં અને તેમને ટેબ્લ્પર મૂકીને કિટલીમાંની ચાહ તેમાં ભરી દીધી. ભાગીરથીએ તેને સંબોધીને કહ્યું કે: "પાર્વતી, તેં તારામાટે ચાહનો કપ્ કેમ ન ભર્યો? અમો અત્યારે અહીં એકલાં છીએ, ત્યાં સૂધી તારે આટલો બધો સંકોચ અને આટલી બધી મર્યાદા રાખવાનું શું કારણ છે વારૂ? તું નીચે જઇને એકલી ચાહ પીશ, એના કરતાં સાથે બેસીને ચાહ પીવામાં વધારે આનન્દ આવશે; કારણ કે, ચાર વાતો પણ કરાશે અને સાથે સાથે ચાહ પણ પીવાતી જશે. હું તને રસોઇ કરનારી ચાકરડી નહિ, પણ મારી એક પ્રિય સખી અથવા ભગિની જ માનું છું, એ તું નથી જાણતી કે શું? જ્યારે અમો મા દીકરી એકલાં હોઇએ, ત્યારે તારે આવી મર્યાદા ન રાખવી; માણેકલાલ હાજર હોય, તે વેળાની વાત જૂદી છે."

"બાઇ સાહેબ, તમે જ મને આવા સારા ઘરમાં નોકરી અપાવી છે અને મારાપર કૃપા તથા દયાની વૃષ્ટિ વર્ષાવી છે, એટલે તમારી યોગ્ય મર્યાદા રાખવી એ મારૂં કર્ત્તવ્ય છે. તમો મને પોતાની પ્રિય સખી અથવા ભગિની માનો છો, એ તમારી ઉદારતા છે; પરંતુ મારે તો મારી અનુચરા તરીકેની પદવીનો વિચાર રાખીને જ વર્ત્તવું જોઇએ; કારણકે, કેટલીક વાર એકાંતમાં અમર્યાદ વર્ત્તન રાખવાની ટેવ

પડી જાય છે, એટલે પછી કોઇ વાર અન્ય જનોના દેખતાં પણ પ્રમાદથી અમર્યાદા કરી જવાય છે અને તેનું પરિણામ અનિષ્ટ થાય છે. હવે તો મારી એટલી જ ઇચ્છા છે કે, આપણાં ગુલાબબા જ્હેલાં વ્હેલાં માણેકલાલ શેઠ સાથે પરણીને અમારાં શેઠાણી થાય અને એમના દીકરાને રમાડવાનો અમને જીવતાં જીવત યોગ્ય પ્રસંગ મળે!" મીઠા બોલી પાર્વતીએ મીઠા મધ જેવા શબ્દો સંભળાવ્યા અને વિનયશીલતાની પરિસીમા કરી બતાવી.

"પાર્વતી, અમારા અત્યાર સુધીના કાર્યમાં એટલે કે શારદા વિરુદ્ધ માણેકલાલના કાન ભંભેરવામાં અમને તારી કેટલીક સહાયતા મળી છે અને તારી આવી જ શુભ વાસના હશે તો તે શુભ વાસનાના પરિણામે મારી ગુલાબ અલ્પ કાળમાં જ તારી શેઠાણી પણ થશે. જયારે પરમેશ્વર એ આનન્દદાયક અવસર દેખાડશે, તે વેળાએ તારી સેવાનું પણ મૂલ્ય અંકાશે અને તને યોગ્ય પારિતોષિકથી સંતોષવામાં આવશે, એ તારે નિશ્ચપૂર્વક માની લેવું. તારા ઉપકારને ભૂલી જાય, એવી આ ભાગીરથી તથા ગુલાબ કૃતઘ્ન નથી." ભાગીરથીએ ચાહ પીતાં પીતાં પાર્વતીને આશાના પાશથી બદ્ધ કરવાનો યથાસાધ્ય યત્ન કર્યો.

"મારો આધાર કેવળ તમારાપર જ હોવાથી જો તમો મારી સંભાળ નહિ રાખો, તો બીજું કોણ રાખશે વાર? તમો ઉપકારને ભૂલી જનારાં નથી એમ જાણીને જ આ ભયંકર કાર્યમાં મેં તમને યથાશક્તિ સહાયતા આપી છે; નહિ તો શારદાબાઇ સાથે કાંઇ મારો વૈરભાવ તો નહોતો જ." પાર્વતીએ પ્રસંગનો લાભ લઇને માર્મિકતાથી પોતાની આશાને વ્યક્ત કરી બતાવી.

"એ સર્વ હું સારી રીતે જાણું છું." ભાગીરથીએ કહ્યું; અને વળી પાછો તેણે પાર્વતીને ત્યાં જ ચાહ પીવાનો આગ્રહ કર્યો.

નિરુપાય થઇને કબાટમાંથી એક ત્રીજો કપ કાઢી કિટ્લીમાંની પોતાના ભાગની ચાહ તેમાં ઓતીને પાર્વતી પણ ત્યાં જ ચાહ પીવા બેઠી. ચાહ પીવાના કાર્યની સમાપ્તિ થતાં પાર્વતીએ કપ્સો-સર્સૂ તથા કિટલી આદિ ઉપાડીને નળવાળા ઓરડામાં મૂકી દીધાં; કારણકે, તે ધોવાનું કામ ઘાટણનું હતું, અને પોતે ભાગીરથીની આજ્ઞા લઇને રસોઇ કરવામાટે નીચે જવાને તૈયાર થઈ. ભાગીર-થીએ તેને સૂચના આપી કે: "પાર્વતી, આજે ભોજન સાથે બે ચાર સારાં તીખાં અને તમતમતાં શાક આદિ બનાવજે; કારણ કે, માણેક-લાલ શેઠ રાતે આઠ અથવા નવ વાગે આવવાનાં છે અને અમારે પણ તેમની સાથે જ જમવાનું હોવાથી રસોઇ કરવામાં આજે ઉતા-વળ કરીશ નહિ; જે કરે તે નીરાંતે જ કરજે. અને હા; સાડા સાત વાગે મૉટરડ્રાઇવરને મૉટર તૈયાર રાખવાનું કહી દેજે; કારણકે, મારે શેઠને લેવામાટે સ્ટેશનપર જવાનું છે."

"જેવી બાઇસાહેબની આજ્ઞા." એમ કહીને પાર્વતી લટકો કરતી ત્યાંથી ચાલી ગઇ અને પુનઃ માતા તથા પુત્રીને એકાંતવાસનો લાભ મળ્યો. માતા અને પુત્રી વચ્ચે સ્વાર્થસિદ્ધિ વિષયક વળી પણ કેટલોક વાર્ત્તાલાપ ચાલવા લાગ્યો અને તેમાં બે કલાકનો સમય તો ચુટકી બજાવતાંમાં નીકળી ગયો. મૉટરડ્રાઇવરે બરાબર સાડાસાત વાગે મૉટર તૈયાર કરીને ભુંગળું વગાડયું એટલે ભાગીરથીને મૉટર તૈયાર થવાની સૂચના મળી ગઈ. તે બહારથી આવી હતી ત્યારની તે જ વસ્ત્રો પહેરીને બેઠી હતી એટલે વસ્ત્રો બદલવાં નહોતાં. તે જવા-માટે કોચપરથી ઉઠી એટલે ગુલાબે તેને સંબોધીને આશાતુર વદ-નથી કહ્યું કે: "મા, હું પણ તારી સાથે માણેકલાલને સ્ટેશનપર લેવામાટે આવું કે?"

"તારે એટલો બધો પરિશ્રમ લેવાની આવશ્યકતા શી છે વારૂ? આજે માણેકલાલ અને આપણે સાથે જ જમવાનાં છીએ એટલે તે વેળાયે માણેકલાલના સમાગમનો લાભ તને મળશે." એમ કહીને ભાગીરથી ત્યાંથી રવાના થઇ ગઇ.

ભાગીરથીને લઇને મૉટર ચાલતી થયા પછી ગુલાબ કોચપર બેસીને વિચાર કરતી પોતાના મનમાં કહેવા લાગી કે: " મારી માતાની ધારણા પ્રમાણે મારા પ્રિયતમ માણેકલાલ સાથે કદાચિત્ મારો લગ્નસંબંધ થઈ જશે; પરંતુ મારા જ ગૃહમાં અને મારાં નેત્રો સમક્ષ મારી વિલાસલોલુપા માતા માણેકલાલના પ્રણયરસનો ઉપભોગ કરશે, તે દસ્ય મારાથી જોઇ શકાશે ખરૂં કે? સત્ય વાર્ત્તા છે કે, એક સ્ત્રીથી અન્ય પ્રકારનાં મહાભીષણથી પણ ભીષણ દસ્યો શાંતિથી જોઇ શકાય છે; પરંતુ પોતાના પતિ કિંવા પ્રિયતમ સાથે અન્ય અબળાના પ્રણયવિહારનું દસ્ય જ એક એવું દસ્ય જે છે કે સ્ત્રીથી કદાપિ જોઇ શકાતું નથી અને એ પ્રસંગે સ્ત્રીની સમસ્ત શાંતિ તથા ધૈર્યશીલતાનો તત્કાળ અંત આવી જાય છે! માતા, માતા, તેં મારા જ પ્રિયતમને પોતાનો યાર બનાવવામાં એક એવો પ્રમાદ કર્યો છે કે, કદાચિત્ તારા એ પ્રમાદના યોગે તારી આ સુતા તારી વૈરિણી થશે અને આ પ્રણયપ્રતિસ્પર્ધાના યજ્ઞમાં મારા હસ્તથી તારા જીવનની નિર્દયતાથી આહુતિ અપાઇ જશે! જો માણેકલાલસાથેનો તારો અશ્લીલ પ્રેમવ્યવહાર મારા પ્રણયવિલાસના માર્ગમાં કંટકરૂપ થતો દેખાશે, તો મારી મમતા તથા દયાનો તે ક્ષણે જ લોપ થઇ જશે અને અંતે પરિણામ એ જ આવશે કે, તારા અસ્તિત્વને સદાને માટે મટાડી દઇને મારે મારા પ્રણયવિલાસના માર્ગને નિષ્કંટક બનાવવો પડશે! તે માતાના ધર્મને ત્યાગ્યો છે તો હું પુત્રીધર્મને ત્યાગીશ;

તું મારાપર વીજળી થઇને ટૂટી પડી છે તો હું વજ્ર થઇને તારા અસ્તિત્વદુર્ગને ભાંગીશ! જ્યાં સુધી માણેકલાલ સાથે મારો લગ્ન-સંબંધ નથી થયો, ત્યાંસુધી જ આ સહિષ્ણુના તથા સહનશીલતાના આડંબરને જાળવી શકાશે અને લગ્નસંબંધ થઇ ગયા પછી આ વૈરનો તારી પાસેથી ચક્રવર્તી વ્યાજ સહિત જે બદલો લેવાનો છે તે અવશ્ય લેવાશે અને લેવાશે!" ગુલાબનાં નેત્રોમાંથી આભ્યંતર કોપના પરિણામે અગ્નિના કણો વર્ષવા લાગ્યા અને કોપના આવેશમાં દોઢ કલાકનો સમય ક્યાં અને કેવી રીતે વીતી ગયો એનું પણ તેને ભાન રહ્યું નહિ.

બરાબર નવ વાગે બંગલાના કૉમ્પાઉન્ડના દરવાજામાં પ્રવેશ કરતી મૉટરનો શૃંગનાદ જ્યારે તેના સાંભળવામાં આવ્યો ત્યારે જ તેની કોપનિદ્રા કિંવા વિચારતંદ્રાનો ભંગ થયો અને તે બળાત્કારે મુખમંડળમાં આનંદની છટા લાવીને માણેકલાલના સત્કારમાટે તત્પર થઇને નિઃસરણી પાસે આવીને ઊભી રહી; કારણ કે, ઉપરથી જ માણેકલાલને મૉટરમાંથી ઊતરતો તેણે જોઈ લીધો હતો. માણેકલાલ તથા ભાગીરથી ઉપર આવ્યાં અને થોડી વારમાં જ ભોજનની તૈયારી થતાં સર્વ સાથે બેસીને જમ્યાં. જમ્યાં પછી ભાગીરથીએ ગુલાબને શારદાના શયનમંદિરમાં જઇને પર્યંકપર સૂઇ જવાની ગુપ્ત સૂચના આપી દીધી અને ગુલાબના જવા પછી એકાંતનો લાભ લઇને ભાગીરથી માણેકલાલને ઉદ્દેશીને કહેવા લાગી કે:--

"માણેકલાલ, તમારાં સાસૂ સુભદ્રા શારદાની ઉત્તરક્રિયા કરી ઇન્દુને સાથે લઇને પાછાં કાશી ગયાં, ત્યાર પછીના વીસ બાવીસ દિવસમાં તમે બે વાર બહારગામ જઇ આવ્યા તેનું કારણ શું છે વારૂ? જ્યારે અહીં હવે સ્વચ્છન્દ તથા નિરંકુશ આનન્દવિલાસ

કરવાનો અવસર આવી લાગ્યો છે તેવા સમયમાં તમો આમ પ્રવાસ કર્યા કરો, એ તમને યોગ્ય લાગે છે ખરૂં કે?"

"ત્યારે શું તારી એવી માન્યતા છે કે હું કોઈ પણ પ્રકારના સબળ કારણ વિના જ આવી રીતે પ્રવાસ કર્યા કરૂં છું? જો તારી એવી માન્યતા હોય, તો તે માન્યતા પ્રમાદપૂર્ણ છે; કારણ કે, મેં હમણાં હમણાં જ સૂરત, વડોદરા, અમદાવાદ, ભાવનગર અને રાજકોટ આદિ ગુજરાત તથા કાઠિયાવાડનાં મોટાં મોટાં નગરોમાં આપણી બૅંકની નવીન શાખાઓ ખોલી છે અને એ નગરોમાં આજકાલ ઊભી થયેલી બીજી કેટલીક નવી નવી બૅંકોની શાખાઓ પણ ખોલાયલી હોવાથી આપણી બૅંકની શાખાઓ તેમના કૉમ્પિટિશનમાં આગળ વધી શકે તેમાટેની વ્યવસ્થા કરવાને કેટલીક વાર મારી હાજરીની ત્યાં ખાસ અગત્ય હોય છે અને તેટલામાટે જ મારે ત્યાં જવું પડે છે. આ બૅંકને ચલાવવાના કાર્યનો ભાર મારા શિરપર આવી પડયા પછી મારો વિશ્રામ ચાલ્યો ગયો છે." માણેકલાલે પ્રવાસનાં યોગ્ય કારણો ભાગીરથીને સંભળાવ્યાં.

"તમારાં દર્શાવેલાં પ્રવાસનાં એ કારણો જો કે અનુચિત નથી;" ભાગીરથીએ કલાપૂર્વક માણેકલાલની વ્યવસાયપરાયણતાનો માર્મિકતાથી નિષેધ કરવા માંડયો: "કારણ કે, જે બૅંકને ચલાવવાનો ભાર તમારા શિરપર આવી પડયો છે, તે બૅંકની પ્રતિષ્ઠાને વધારવી અને રસાકસીમાં બીજા બૅંકો કરતાં આગળ વધવું, એ તમારૂં કર્તવ્ય છે; પરંતુ ધંધાની ચિન્તા સાથે હવે તમારે પોતાના ગૃહસંસારનો પણ કાંઈક વિચાર કરવો જોઈએ, એવી મારી નમ્ર સૂચના છે. તમારી ગૃહિણી શારદાના સ્વર્ગવાસને લગભગ દોઢ માસ જેટલો સમય થવા આવ્યો છે, છતાં અદ્યાપિ તમે નવીન શરીરસંબંધ અથવા

અન્ય શબ્દોમાં કહું તો લગ્નની કોઇ પણ પ્રકારની વ્યવસ્થા નથી કરતા, એ તમારી ઉદાસીનતાને જોઇને મને તો આશ્ચર્ય જ થયા કરે છે. તમારે હવે લગ્નની વ્યવસ્થા કરવી જ જોઇએ, એવો મારો દૃઢ આગ્રહ છે."

**ભાગીરથીના** લગ્ન વિષયક આ પ્રસ્તાવને સાંભળીને **માણેકલાલ**ના મુખમંડળમાં એક પ્રકારના ગહન વિષાદની ગંભીર છાયા છવાઇ ગઇ અને તેના પરિણામે તે કેટલીક વાર સુધી વિચારમાં નિમગ્ન થઇ ગયો. તેના મુખમાંથી કાંઇ પણ ઉત્તર ન મળતું જોઇને **ભાગીરથીએ** પુનઃ અધીર થઇને પૂછ્યું કેઃ "કેમ **માણેકલાલ**, આમ વિચારમાં કેમ પડી ગયા છો અને મારા પ્રસ્તાવનું કાંઇ પણ ઉત્તર નથી આપતા તેનું શું કારણ છે, તે કૃપા કરીને જણાવશો ? કારણ કે, મારા ધૈર્યનો હવે અંત આવતો જાય છે."

હવે કાંઇ પણ ઉત્તર આપ્યા વિના **માણેકલાલનો** છૂટકો થાય તેમ ન હોવાથી ઇચ્છા ન હોવા છતાં પણ તે કહેવા લાગ્યો કેઃ "**ભાગીરથી**, હજી તો **શારદાના** સ્વર્ગવાસને કેવળ ત્રણ પક્ષ જેટલો જ સમય થયો છે એટલે અત્યારે જ જો મારા દ્વિતીય વારના લગ્નની વાર્તા ચર્ચાશે, તો સુશિક્ષિતવર્ગમાં મારી નિન્દા થશે; અર્થાત બાહ્ય શોકને દેખાડવામાટે પણ છ માસનો કાળ તો ઓછામાં ઓછો પણ જવો જ જોઇએ, એવો મારો અભિપ્રાય છે અને એટલામાટે જ અત્યારે આ વિષયમાં હું મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો છું."

"સ્ત્રીના સ્વર્ગવાસનો છ માસ કિંવા એક વર્ષ પર્યન્ત શોક પાળવો, એ આપણી જ્ઞાતિની રૂઢિથી સર્વથા વિરુદ્ધ પ્રકાર છે. આપણી જ્ઞાતિમાં તો એવી રૂઢિ પ્રચલિત છે કે સ્મશાનમાં જે વેળાયે

મૃત પત્નીનું શબ ચિતામાં બળતું હોય છે, તે વેળાયે જ તે સ્વર્ગ-વાસિની પત્નીના પતિના નવીન શરીરસંબંધની વાર્ત્તા નિશ્ચિત થઈ જાય છે અને એવી રીતે સ્મશાનમાં જ જેના વાગ્દાનનો વિધિ થઈ જાય છે, તે પુરુષ જ જનસમાજમાં પ્રતિષ્ઠિત મનાય છે. જો કોઇ પુરુષ એ વેળાયે તત્ત્વજ્ઞાનના પ્રવાહમાં તણાઇને આવેલા માગાનો અસ્વીકાર કરે છે, તો પછીથી તેને ભાગ્યે જ કોઈ પોતાની કન્યા આપે છે અને એવી રીતે કન્યા ન મળવાથી તેની આબરૂના કાંકરા થાય છે અને તે આજીવન બાયડી વિનાનો વાંઢો જ રહી જાય છે. માટે આ વિચારને મનમાંથી કાઢી નાખો અને રૂઢિને માન આપીને લગ્નનો નિશ્ચય જેમ બને તેમ સત્વર કરી નાખો.” ભાગીરથીએ રૂઢિના બળથી માણેકલાલને લગ્નમાટેનો નવેસરથી અનુરોધ કર્યો.

“ભાગીરથી, તું પોતે ઉઠીને મને નવીન લગ્નમાટેનો આટલો બધો કઠિન આગ્રહ કરે છે, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે; કારણ કે, મારા નવીન લગ્નથી તારા હિતની જે હાનિ થવાની છે, તેનો તેં યોગ્ય વિચાર કર્યો હોય, એમ જણાતું નથી.” માણેક-લાલે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી એ શબ્દો ઉચ્ચાર્યા.

“તમારા નવીન લગ્નથી મારા હિતની શી હાનિ થવાની છે, તે હું સમજી શકતી નથી. વાણીમાં સંદિગ્ધતાને સ્થાને સ્પષ્ટતાને લાવો અને તમારો જે કાંઈપણ આશય હોય, તે સ્પષ્ટતાથી દર્શાવો.” માણેકલાલના આશયને સમજવા છતાં પણ ભાગીરથીએ અમુક એક ઉદ્દેશથી તે ન સમજવાનો દંભ દર્શાવ્યો અને સ્પષ્ટોક્તિની યાચના કરી.

અહીં વચ્ચે જણાવવું જોઇએ કે ગુલાબ શયનમંદિરમાં જઇને નિદ્રાવશ થઈ નહોતી, કિન્તુ શયનમંદિરના દ્વાર પાસે અંદરના ભા-ગમાં ઊભી રહીને ભાગીરથી તથા માણેકલાલના આ સંવાદને એક ધ્યાનથી સાંભળ્યા કરતી હતી.

માણેકલાલે નિરુપાય થઇને સ્પષ્ટતાથી કહેવા માંડયું કે: “ ભાગીરથી તારો અને મારો જે ગુપ્ત પ્રેમસંબંધ છે, તે સંબંધને નિભાવવામાં મારી નૂતન પત્નીના આગમનથી અવશ્ય બાધા આવશે; કારણ કે, સ્ત્રીઓનો સ્વભાવ સ્વાભાવિક જ ઇર્ષાળુ હોવાથી મારી નવીન ગૃહિણીની ઉપસ્થિતિમાં અત્યારે આ બંગલામાં જેવી સ્વચ્છંદતાથી તુ આવી શકે છે અને દિવસ તથા નિશાનો સમય આનંદવિલાસમાં વીતાડી શકે છે, તેવી સ્વચ્છંદતાથી તુ આવી શકવાની નથી અને મારા સમાગમના આનંદને મેળવી શકવાની નથી, એનો વિચાર અવશ્ય તારે કરવાનો છે. પરણવાથી જે આનંદ મળી શકે છે, તે આનન્દની જો લગ્નના બંધન વિનાજ આવી રીતે પ્રાપ્તિ થઇ શકતી હોય, તો પછી અત્યારે જ ઉતાવળથી બીજી વાર પરણીને આપણા હાથે જ આ આનંદને ખોઈ દેવાની એટલી બધી શી આવશ્યકતા છે વારૂ ? ઇશ્વરની કૃપાથી સમાજમાં અત્યારે મારી એટલી અને એવી તો પ્રતિષ્ઠા છે કે અત્યાર સુધીમાં પચીસ માગાં તો આવી ચૂક્યાં છે અને જ્યારે પરણવાની મારી ઇચ્છા થશે ત્યારે મને એકને બદલે એકવીસ કન્યાઓ મળી શકશે, એટલે એ વિષયની મારા હૃદયમાં કાંઇ પણ ચિન્તા છે જ નહિ. અત્યારે તો જેમ ગાડું ગબડે છે તેમ ગબડવા દે; પછી વળી જોઈ લેવાશે.”

ત્યારે શું માણેકલાલની ખરેખર જ બીજી વાર લગ્ન કરવાની ઇચ્છા નહોતી ? દીર્ઘ કાળ પર્યન્ત લગ્ન ન કરવાથી અને ભાગીરથી સાથેના અશ્લીલ સંબંધની વાર્ત્તાનો પ્રકાશ થવાથી સમાજમાં નિન્દા થવા માંડશે અને પ્રતિષ્ઠાની હાનિ થશે, એ વિષયનો વિચાર શું તેના મનમાં નહિ જ આવ્યો હોય ? તેની લગ્ન કરવાની ઇચ્છા પણ હતી અને ભાગીરથી સાથેના અયોગ્ય સંબધની વાર્ત્તા પ્રકાશમાં આવતાં

અવશ્ય પ્રતિષ્ઠાની હાનિ થશે, એ વાર્તા તે સારી રીતે જાણતો હતો; છતાં શારદાના દુશ્ચરિત્રનો તેના મનમાં નિશ્ચય થયેલો હોવાથી સમસ્ત સ્ત્રીજાતિમાંથી તેનો વિશ્વાસ ઉડી ગયો હતો અને તેટલામાટે જ ઇચ્છા હોવા છતાં પણ લગ્નના વિચારથી તેનું હૃદય કંપી જતુ હતું. પરંતુ ' ભાગીરથી એક અતિશય ચપળ બુદ્ધિની અને વ્યભિચારિણી સ્ત્રી હોવાથી સ્ત્રીજાતિમાંના મારા અવિશ્વાસની વાર્તાનો જો મારા મુખથી પ્રકાશ થશે, તો તેથી ભાગીરથીને માઠું લાગશે અને તે કદાચિત્ મારી વૈરિણી બની જશે; એવા ભયથી પોતાના સત્ય ભાવને છુપાવીને માણેકલાલે ઉપર જણાવ્યા પ્રમાણે ભાગીરથીને હાલ તરત લગ્ન ન કરવામાટેનું, જેના યોગે તે પ્રસન્ન થાય તેવું, બીજું જ કારણ દર્શાવ્યું હતું; પણ એ દર્શાવેલું બીજું કારણ તેને અધિક બંધનકારક થઇ પડશે એની માણેકલાલને કલ્પના માત્ર પણ નહોતી. ભાગીરથીને તો જેવું જોઇતું હતું તેવું જ ઉત્તર મળ્યું હતું એટલે એ ઉત્તરના આધારે જ પોતાના પ્રસ્તાવને આગળ લંબાવતી તે ગંભીર સ્વર તથા ગંભીર મુદ્રાથી કહેવા લાગી કે:—

" માણેકલાલ, મારા લાભને જાળવવાનો વિચાર કર્યા વિના જ હું તમારા બીજી વારના લગ્નનો પ્રસ્તાવ કરૂં છું, એવી જો તમારી ધારણા હોય, તો તે તમારો પ્રમાદ થાય છે. મારા અને તમારા પ્રેમસંબંધમાં કોઇ પણ પ્રકારની બાધા ન આવે, મારાથી સદાને માટે તમારા ગૃહમાં નિરંકુશ નિવાસ કરી શકાય અને તમારો એક કુમારી કન્યા સાથે લગ્નસંબંધ થઇ જાય, તો તો પછી લગ્ન કરવામાં તમને કોઇ પણ પ્રકારનો વાંધો નથી ને ? માત્ર તમારા મુખમાંથી હા નીકળે એટલી જ વાર છે; આ ભાગીરથી એ સર્વ વ્યવસ્થા કરી આપવાને આ ક્ષણે જ તૈયાર છે ! "

"એમ થવું સર્વથા અશક્ય છે; તારી આ સર્વ આશાઓ આકાશપુષ્પ સમાન છે, નિરાધાર છે!" માણેકલાલે ભાગીરથીની વાર્તાને હસવામાં જ ટાળી નાખવાનો પ્રયત્ન કર્યો.

ભાગીરથી વિશેષ ગંભીરતાથી કહેવા લાગી કે: "માણેકલાલ, મારો આ પ્રસ્તાવ હસવામાં ટાળી નાખવા જેવો નથી. સાંભળો, જો તમે લગ્ન નહિ કરો અને હું તથા ગુલાબ તમારા બંગલામાં રહીશું, તો અવશ્ય તમારી, મારી અને ગુલાબની સમાજમાં નિન્દા થવા માંડશે અને આપણા ગુપ્ત પ્રેમસંબંધનો ભેદ બહુ જ સત્વર પ્રકાશમાં આવી જશે. પરંતુ તમારા લગ્નની મેં જે વ્યવસ્થા કરી છે, તેના યોગે મારાથી આ ગૃહમાં રહી શકાશે અને તે સાથે આપણી સર્વની પ્રતિષ્ઠા પણ જળવાશે. અત્યાર સુધી મેં જે જે પરિશ્રમો વેઠયા છે તે આ ગૃહમાંથી દૂર રહેવામાટે અને તમારા પ્રેમથી વંચિત થવા-માટે વેઠયા નથી; કિન્તુ આ ગૃહમાં સતત નિવાસ કરવામાટે અને તમારા પ્રેમથી આકંઠ તૃપ્ત થવામાટે જ વેઠયા છે, એ તમારે કદાપિ ભુલી જવાનું નથી. અને મારી આશાની સંપૂર્ણ સફળતા થવાનો પ્રસંગ જ્યારે આવી લાગ્યો છે, ત્યારે તે પ્રસંગને હું હાથમાંથી જવા દઉં, તો પછી મારા જેવી મૂર્ખ તથા બુદ્ધિહીન બીજી કઇ સ્ત્રી હોઇ શકે વારૂ ?"

"ભાગીરથી, હું તારા આજના આ અતિશય સંદિગ્ધ સંવાદના સત્ય આશયને જરા પણ સમજી શકતો નથી; માટે તું પણ તારી ભાવનાને સ્પષ્ટતાથી જ દર્શાવી દે." માણેકલાલે કંટાળી જઇને આ વાક્ય ઉચ્ચાર્યું.

"તો મારા સંવાદનો સ્પષ્ટ આશય એ જ છે કે:" એમ કહીને ભાગીરથીએ ઉત્તરોત્તર અધિક ગંભીરતાને ધારીને કહેવા માંડયું કે:

"મારી કુમારિકા કન્યા ગુલાબના કૌમારનો પ્રથમ તમારા હસ્તે જ ભંગ થયો છે એટલે તમારી વિધુર અવસ્થામાં તમારી નવીન ગૃહિણી થવાનો જો કોઈ પણ અબળાનો અધિકાર હોય, તો તે મારી પુત્રી ગુલાબનો જ છે, એની તો તમારાથી પણ ના પાડી શકાય તેમ નથી જ. તમે મારી દુહિતા ગુલાબ સાથે લગ્ન કરો એટલે ગુલાબનો આ બંગલામાં રહેવાનો નૈસર્ગિક અધિકાર થશે અને ત્યાર પછી મારૂં અન્ય કોઇ પણ સગુ સંબંધી ન હોવાથી 'મારો મારી દીકરી સાથે અને જમાઇ સાથે રહેવા વિના છૂટકો નથી' એવા નિમિત્તથી મારાથી પણ આવીને તમારા ઘરમાં રહી શકાશે. હું મારી પુત્રીનો દ્વેષ ન કરૂં એ તો સ્વાભાવિક જ છે અને ગુલાબ પણ આપણા પ્રેમના ભેદને જાણીતી હોવાથી પોતાની માતાની વિરોધિની થવાની નથી એટલે બધું જેમ છે તેમનું તેમજ ચાલ્યા કરશે અને લોકોથી કાંઇ પણ બોલી શકાશે નહિ ?"

હવે જ માણેકલાલના જાણવામાં આવ્યું કે, ભાગીરથીના પ્રપંચ જાળ અથવા ભાગીરથીરૂપ એક ભયાનક રાક્ષસીના પંજામાં તે કેટલી સીમા પર્યન્ત સપડાઇ ગયો હતો અને હવે તેના પંજામાંની છૂટવાનું કાર્ય તેનામાટે કેવું તથા કેટલું બધું અશક્ય હતું. સ્વભાવિક જ માણેકલાલ તર્કવિતર્ક અને વિચારના અગાધ સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો અને તત્કાળ તેનાથી કાંઇ પણ ઉત્તર આપી શકાયું નહિ. ખરી રીતે તો હવે સરળ ઉત્તર આપીને ના પાડવાનો માર્ગ તેની પાસે હતો જ નહિ; છતાં પણ કેટલાક વિચાર પછી નકારાત્મક ઉત્તર આપવાનો એક સાધારણ માર્ગ તેને સૂઝી આવ્યો અને તે યુક્તિનું અવલંબન કરીને ભાગીરથીને માઠું ન લાગે તેવા સ્વરૂપમાં તે કહેવા લાગ્યો કે: "ભાગીરથી, ગુલાબ સાથે લગ્ન કરવાથી આ

સર્વ ચિન્તાઓ દૂર થશે અને આપણા પરસ્પર પ્રેમસુખના ઉપભોગમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન નહિ આવે, એ કલ્પના મારા મસ્તિષ્કમાં નહોતી આવી અને એ રહસ્યને હું નહોતો જાણતો, એમ તો નહોતું જ; છતાં એ વિષયની મેં ચર્ચા ન કરી તેનું કારણ એ હતું કે તારો અને મારો કાંઇ પણ ગુપ્ત અશ્લીલ સંબંધ હોવો જોઇએ અથવા તો ગુલાબ સાથે મારો પ્રેમ થયેલો હોવો જોઈએ, એવો સંશય મારા નિત્યના પરિચયમાં આવનારાં કેટલાક સ્ત્રીપુરુષોના મનમાં આવવા માંડયો છે; મારાં સાસૂ જ્યારે પ્રથમ કાશી જવાને તૈયાર થયાં હતાં ત્યારે તેમણે આ વાર્ત્તા માર્મિકતાથી મને જણાવી હતી અને એક વાર મંગળદાસ સૉલિસિટરે પણ ગુલાબ વિશે મને એવી જ માર્મિક સૂચના કરી હતી; અર્થાત્ લોકોના મનમાં આવો સંશય તો રમી જ રહ્યો છે, એવામાં ગુલાબ સાથે મારો લગ્નસંબંધ થશે અને તું પણ આ બંગલામાં આવીને રહીશ એટલે લોકોનો તે સંશય નિશ્ચયના રૂપમાં ફેરવાઇ જશે અને આપણે સદાને માટે લોકોની નિન્દા તથા ચર્ચાના વિષય થઇ પડીશું, એનો વિચાર પણ આપણે અવશ્ય કરવો જ જોઈએ; કારણ કે, અપ્રતિષ્ઠાયુક્ત નિન્દ્ય જીવન તથા મરણમાં કાંઇ પણ ભેદ હોતો જ નથી, કિંબહુના અપકીર્તિમય જીવન કરતાં તો મરણ જ અધિક ઉત્તમ મનાય છે. વળી મારાં જે દેવીતુલ્ય સાસૂ સુભદ્રાની કૃપાથી હું અત્યારે કોટિપતિ અને એક પ્રતિષ્ઠિત બૅંકનો સ્વામી થયો છું, તે દેવી સુભદ્રાના અંતઃકરણમાં આ લગ્નસંબંધથી અસહ્ય આઘાત થવાનો સંભવ છે અને તે દેવીના હૃદયમાં આવો આઘાત થાય, એ જોવાની મારી ઇચ્છા નથી. હું સર્વ પ્રકારે આવી પ્રતિકૂલ પરિસ્થિતમાં આવી પડેલો હોવાથી મારો તો એવોજ અભિપ્રાય છે કે હવે સત્વર જ ગુલાબને કોઈ અન્ય યોગ્ય વર શોધીને

તું પરણાવી દે અને જો તને નાણુંની અગત્ય હોય, તો લાખ બે લાખ જે જોઇએ તે મારી પાસેથી લે; પણ ગુલાબના મારી સાથેના લગ્નની વાતને આટલેથી જ બંધ રહેવા દે. તારો અને મારો જે સંબંધ છે તે તો તેનો તે જ રહેવાનો છે, એટલે તારે કાંઇ પણ શોક કરવા જેવું છે જ નહિ. જો તારી ઇચ્છા હશે, તો હું આજન્મ વિધુર દશામાં જ રહીશ અને કદાપિ લગ્ન કરીશ નહિ, એવી હું અત્યારે તારા સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું."

જેવો ભાગીરથીનો વાદ બળવાન્ હતો તેવો જ માણેકલાલનો આ પ્રતિવાદ પણ પ્રબળ હોવાથી ભાગીરથી પણ થોડી વારને માટે અવાક્ થઇ ગઇ અને માણેકલાલની એ કોટિનો તત્કાળ તેનાથી પ્રતીકાર ન કરી શકાયો. તે પણ વિચારમાં પડી ગઇ અને કેટલીક વાર પછી વિચારનિદ્રામાંથી જાગ્રત થઇને કહેવા લાગી કે; "માણેકલાલ, તમારા કથનમાં સંપૂર્ણ તથ્ય સમાયલું છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી, છતાં મારી ગુલાબનો હવે કોઇ અન્ય પુરુષ સાથે લગ્ન સંબંધ કરી આપવાનો મારો લેશમાત્ર પણ વિચાર નથી અને તેથી ઇચ્છા કિંવા અનિચ્છાથી પણ તમારે ગુલાબનું પાણિગ્રહણ તો કરવું જ પડશે. તમારાં સાસુના અંતઃકરણમાં આઘાત થાય કે ન થાય, પણ હવે તેમનાથી તમારૂં કાંઇ પણ અકલ્યાણ કરી શકાય તેમ તો છે જ નહિ અને લોકોનો તો એ સ્વભાવ જ છે કે કોઇ નવીન નિન્દ્ય વિષય હાથમાં આવે છે એટલે થોડાક દિવસ તેઓ હોહા કરે છે અને ત્યાર પછી થાકીને પોતાની મેળે જ બંધ થઇ જાય છે. પૂઠપાછળ તો રાજાની પણ નિન્દા થાય છે, તો પછી આપણી નિન્દા થાય, એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. લોકો તો નઠારાંની યે નિન્દા કરે છે અને સારાંની યે નિન્દા કરે છે,

શેષમુખી સૃષ્ટિ છે એટલે જો લોકનિન્દાનો વિચાર કરતાં બેસીએ, તો તો આ સંસારમાં એક દિવસ પણ આપણાથી જીવિત રહી ન શકાય, સમજ્યા? લોકો પાછળ બોલશે, પણ ધનાઢ્યતામાં એક અદ્દ્ભુત પ્રભાવ રહેલો હોવાથી મોઢાપર કોઇથી કાંઇ બોલી શકાશે નહિ અને તમારી પ્રતિષ્ટામાં ન્યૂનતા પણ નહિ થાય, એ વિષયનો તો તમારે નિશ્ચય જ રાખવાનો છે. ત્યારે હવે બોલો કે, મારા પ્રસ્તાવને તમે સ્વીકારો છો કે નથી સ્વીકારતા?"

માણેકલાલની લગ્ન વિશેની આવી તીવ્ર અનિચ્છાને જોઇને શયનમંદિરના દ્વાર પાસે ઊભેલી ગુલાબના અંતઃકરણમાં નિરાશાની વજ્રપાત સમાન વેદના થયા કરતી હતી અને તેને પોતાનું ભવિષ્ય સર્વથા અંધકારાવૃત્ત દેખાયા કરતું હતું. કેટલીક વાર સુધી જ્યારે તેની માતાના અંતિમ પ્રશ્નનું માણેકલાલના મુખમાંથી કાંઈ પણ ઉત્તર ન નીકળ્યું અને માણેકલાલના મુખમંડળમાં ભીષણ વિષાદની છાયા છવાયલી તેના જોવામાં આવી એટલે તેની નિરાશા વૃદ્ધિગત થવા લાગી અને અધીરતા વધી જવાથી લજ્જાનો સર્વથા ત્યાગ કરીને શયનમંદિરનાં દ્વાર ખોલી તે એકદમ બહાર નીકળી આવી અને તેને જોતાં જ માણેકલાલ તથા ભાગીરથી ઉભય આશ્ચર્યચકિત થઇ ગયાં. માણેકલાલનાં નેત્રોમાં કંઇક લજ્જાનો પણ આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી તેનાં નેત્રો નીચાં ઢળી ગયાં. ગુલાબ પોતાના હૃદયમાં વીરોચિત અવસાન લાવીને માણેકલાલને સંબોધી અતિશય ગંભીરતા-મિશ્રિત મંજુલ સ્વર તથા મનોહર વાણીથી આધીનતાને દર્શાવતી પ્રાર્થના કિંવા અભ્યર્થનાના સ્વરૂપમાં કહેવા લાગી કે:—

"માણેકલાલ મહાશય, જો મારા તમારી સાથેના લગ્નનો મારી માતાના પ્રસ્તાવથી જ યોગ્ય નિર્ણય થઇ ગયો હોત, તો મને

અત્યારે લજ્જાને ત્યાગવાનો પ્રસંગ પ્રાપ્ત થાત નહિ; પરંતુ મારી માતાનો અને તમારો આટલો બધો પરસ્પર મતભેદ થવાથી તમો ગુંચવાડામાં પડી ગયા છો અને તેથી કદાચિત્ મારી તીવ્ર ભાવનાને જાણ્યા વિના જ તમો ના પાડી દેશો, તો મારો અવતાર સદાને માટે બગડી જશે અને મારાં ભાગ્ય ફૂટી જશે, એવો ભય થવાથી અંતે હું પોતે જ મારી વકીલાત કરવામાટે તમારા સમક્ષ આવીને ઊભી રહી છું. મારી માતા સાથે અમુક સંયોગમાં તમારો પ્રેમ-સંબંધ સંધાયો છે અને તેથી તમો શર્માઓ છો, પણ એવી રીતે શર્માઈ જવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે એમાં તમારો લેશ-માત્ર પણ દોષ નથી એ હું સારી રીતે જાણું છું. હું મારૂં તનમન-ધન સર્વસ્વ તમારાં ચરણોમાં સમર્પી ચૂકી છું, તે હવે અન્ય પુરુ-ષનાં ચરણોનાં સમર્પવાની નથી અને તમારી થઈ છું તે બીજાની થવાની નથી. તમારા વિના અન્ય સર્વ પુરુષો મારા પિતા, ભ્રાતા તથા પુત્ર સમાન છે અને તેથી જો તમો મારી સાથે લગ્ન કરીને મને તમારી અર્ધાંગનાના પદથી વિભૂષિત નહિ કરો, તો એ નિશ્ચય પૂર્વક માની લેજો કે ગુલાબ અલ્પકાળમાં જ આત્મહત્યા કરીને પોતાના નિરાશ તથા દુઃખમય જીવનનો અંત લાવી નાખશે; પણ બીજા પુરુષને પોતાનો સ્વામી નહિ બનાવે તે નહિ જ બનાવે. મારા પ્રિયતમ, મારી સાથે લગ્ન કર્યા પછી તમારૂં આ દુઃખમય જીવન સુખમય થઈ જશે અને તમારા વિષપાત્રમાં સુધા આવી પડશે, એ હું નિશ્ચયપૂર્વક કહું છું, તો કૃપા કરીને મારી સાથેના લગ્નના પ્રસ્તાવને સ્વીકારો અને મને સુખિની કરો. હું કોઇ પણ રીતે તમારા સુખમાં વિઘ્નકારક થઇશ નહિ; કિન્તુ તમારા સુખના માર્ગને નિષ્કંટક બનાવવાનો જ નિરંતર મારાથી બનતો પ્રયત્ન કરતી રહીશ. છતાં

પણ તમારી ના જ હોય, તો મને આત્મહત્યા કરવાની આજ્ઞા આપો અને સ્ત્રીહત્યાના પાતકના ભાગી થાઓ!"

ગુલાબની આ ચેષ્ટા અથવા અમર્યાદા ભાગીરથીને યોગ્ય ન લાગવાથી તેણે ગુલાબને કાંઇક વક્ર મુદ્રાથી કહ્યું કેઃ "ગુલાબ, તારા પોતાના લગ્નની વાર્તામાં તારા પોતાથી કાંઇ પણ બોલી ન શકાય અને જો તેવો પ્રયત્ન કરાય, તો મર્યાદાનો ભંગ થાય, એ તું નથી જાણતી કે શું? હું તારી માતા તારા લગ્નની વ્યવસ્થા કરવામાટે જીવતી બેઠી છું, ત્યાં સૂધી આવા વિષયોમાં તારે હસ્તાક્ષેપ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. વળી હું અને માણેકલાલ એકાંતમાં વાર્ત્તાલાપ કરતાં બેઠાં હોઇએ, ત્યાં આવી રીતે તારે આવવું પણ ન જોઇએ, સમજી? પોતા જેવડી મોટી દીકરીને આવો ઉપદેશ આપતાં પણ મને લજ્જા થાય છે."

પરંતુ આજે ગુલાબ પોતાની માતાની વક્રતાથી દબાઇ નહિ અને નિર્ભયતાથી ભાગીરથીને સંબોધીને કહેવા લાગી કેઃ "મા, મારા કાન મેં જ્યારે મારા પોતાના હાથે જ વીંધ્યા હતા, તે વેળાયે પણ મેં તારી સલાહ લીધી નહોતી અને અત્યારે મારા હિતનો નાશ થતો પ્રત્યક્ષ દેખાતો હોય છતાં હું વ્યર્થ મર્યાદાનું અવલંબન કરી બોલ્યા વિના બેસી રહું એ કદાપિ બનો શકે જ નહિ. તું અને હું માતા તથા પુત્રી હોવા છતાં માતા તથા પુત્રી વચ્ચે મર્યાદાનો જે પડદો રહેવો જોઇએ તે પ્રથમથી જ રહ્યો નથી અને તેથી હવે મર્યાદા તથા લજ્જાનો વ્યર્થ આડંબર કરવો નિરર્થક છે. માણેકલાલ પરણવાની આટલી સીમા પર્યન્ત અનિચ્છા શા કારણથી દર્શાવે છે, એ રહસ્યને તારા કરતાં હું વધારે સારી રીતે જાણું છું અને એમના મનમાંથી તે શંકા નીકળી જાય એટલામાટે જ અત્યારે મારા

લગ્નના પ્રસ્તાવમાટે હું પોતેજ મારા વર સમક્ષ આવીને બોલવામાટે ઊભી રહી છું; કારણ કે, એમની 'હા' પર મારા જીવનનો આધાર છે અને એમના મુખમાંથી ના નીકળે એટલે મારા માટે અખંડ નિશ્ચિન્તતાદાયક મૃત્યુનો માર્ગ તૈયાર છે ! મારા જીવન કે મરણનો નિર્ણય અત્યારે અને આ ક્ષણે જ થઇ જાય, એ જ મારી આકાંક્ષા છે !"

કેટલીક વાર એક વ્યક્તિના મનોગત ભાવો, સ્પષ્ટ શબ્દોમાં ન ઉચ્ચારાયલા છતાં પણ, અન્ય વ્યક્તિના જાણવામાં આવી જાય છે, એવો માનસશાસ્ત્રનો એક નિયમ છે; અને એ નિયમ પ્રમાણે જ જાણે ગુલાબના આંતરિક ભાવો માણેકલાલના જાણવામાં આવી ગયા હોયની ! તદ્વત્ માણેકલાલની અત્યાર સુધીની લગ્નવિષયક અનિચ્છા ઇચ્છાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ અને ગુલાબનાં વાક્યોનું તેના અંતઃકરણમાં તાત્કાલિક એવું તો વિલક્ષણ પરિણામ થઇ ગયું કે તેના યોગે તે ક્ષણે જ તેના પ્રસ્તાવને સ્વીકારીને તે બોલ્યો કેઃ " ગુલાબ, તારો મારામાં જ્યારે આટલો બધો સદ્ભાવ તથા સ્નેહ છે અને મારા સુખમાટે તું ન સહી શકાય તેવી માનસિક યાતનાને પણ સહન કરવાને તૈયાર છે, તો હવે તારા પ્રસ્તાવનો અસ્વીકાર કરી તારા હૃદયમાં નિરાશાનો આઘાત કરવાની મારી ઇચ્છા નથી. મારી સાથેના લગ્નમાં જ જો તને તારૂં કલ્યાણ દેખાતું હોય, તો તારી સાથે પરણીને તને મારી ગૃહિણી બનાવવામાટેના તારા પ્રસ્તાવને હું સ્વીકારૂં છું."

ભાગીરથીના પ્રસ્તાવનો અસ્વીકાર થયો અને ગુલાબના પ્રસ્તાવને તત્કાળ માણેકલાલે સ્વીકારી લીધો એથી ભાગીરથીના મનમાં રોષ તથા ઇર્ષાનો આવિર્ભાવ તો અવશ્ય થયો, પરંતુ પોતાના એ

મનોવિકારને હાલ તરત મનમાં જ ગુપ્ત રાખીને તે બાહ્ય આનંદને દર્શાવતી કહેવા લાગી કેઃ " ત્યારે હવે એકાદ બે દિવસમાં જ વાગ્દાન-નો વિધિ થઈ જાય અને લગ્નસમારંભની પણ આઠ પંદર દિવસમાં જ સમાપ્તિ થાય, એવી મારી ઇચ્છા છે; કારણ કે, વિના કારણ હવે આવા શુભ કાર્યમાં વિલંબ કરવાની આવશ્યકતા નથી."

" આ લગ્નની સર્વ વ્યવસ્થાનો ભાર હવે તારા શિરપર જ રહેલો છે; કારણ કે, મારા ગૃહમાં લગ્નની વ્યવસ્થા કરનાર કોઈ પણ નથી, એ તું સારી રીતે જાણે છે. તને જેમ યોગ્ય જણાય તેમ કર-વાની સંપૂર્ણ સ્વતંત્રતા છે, એટલે મને કોઈ પણ વાર્તા તારે પૂછવી જ નહિ." માણેકલાલે સર્વ ભાર ભાગીરથીના શિરપર નાખી દીધો.

" મારી પુત્રીના લગ્નમાટેની મારે મારા ગૃહમાં પણ સર્વ વ્યવસ્થા કરવી પડશે એટલે મારાથી અહીંની વ્યવસ્થા તો હાજર રહીને નહિ જ કરી શકાય; પણ હા, પાર્વતી એ સર્વ વ્યવસ્થા કરી શકશે અને તે ઉપરાંત રતનબાઈ તથા કપિંજલાને પણ જો થોડા વખતને માટે અહીં બોલાવશો, તો તેઓ પણ ના તો નહિ જ પાડે. હું અને ગુલાબ હવે કાલે મધ્યાન્હભોજન કરીને અમારે ઘેર જઈશું અને જ્યાં સુધી લગ્નસમારંભની સમાપ્તિ નહિ થાય, ત્યાં સુધી ગુલાબનું આ બંગલામાં આગમન થશે નહિ. હું કોઈ કોઈ વાર આવી-ને તમારા સમાગમનો લાભ લેતી રહીશ.' ભાગીરથીએ માણેકલાલને વ્યવસ્થાનો માર્ગ દર્શાવ્યો.

આજના આ દીર્ઘ વાર્ત્તાલાપમાં એટલો બધો સમય વીતી ગયો હતો કે લગ્નના નિશ્ચયપર આવતાં ઘડિયાલમાં બેના ટકોરા સંભળાયા. નિશાના અવશિષ્ટ ભાગને વિશ્રાંતિમાં વીતાડવામાટે આપણી નવલ-કથાનાં એ ત્રણે મુખ્ય પાત્રો નિદ્રાવશ થઈ ગયાં. માણેકલાલ તથા

ભાગીરથીપર તો નિદ્રાદેવીએ કૃપા કરી અને તેમને પોતાના અંકમાં લઇ લીધાં; પરંતુ ગુલાબની સમસ્ત નિશા વિચાર, તર્કવિતર્ક તથા જાગરણમાં જ વીતી ગઇ.

* * * * *

બીજે દિવસે ભાગીરથી તથા ગુલાબ પોતાને ઘેર ચાલી ગઇ અને ત્રીજે દિવસે તો માણેકલાલ સાથેના ગુલાબના લગ્નના વાગ્દાન-નો વિધિ પણ થઇ ગયો. આ વાર્ત્તા જ્યારે રતનબાઇ તથા કપિં-જલાના જાણવામાં આવી ત્યારે તેમના આશ્ચર્યનો અવધિ થયો અને તેમણે એ વાર્ત્તા તારથી સુભદ્રાને જણાવી દીધી. સુભદ્રાએ એટલું જ ઉત્તર વાળ્યું કે: "પરમાત્મા જે કરે છે તે સારામાટે જ કરે છે!" માણેકલાલના લગ્નની ધામધૂમથી તૈયારીઓ ચાલવા લાગી. ચાલો ત્યારે વાંચકો, આપણે હવે દસ્યુના નિવાસસ્થાનમાં રહેલી શારદાની સંભાળ લઇએ અને તેની પરિસ્થિતિનું અવલોકન કરીએ.

## પ્રકરણ ૩ જું

## ધર્માત્મા દસ્યુ!

આરાવલી પર્વતની તળેટીમાંના એક રમ્ય સ્થાનમાં દસ્યુ શાર્દૂલ-રાજ તથા તેના સાથી અન્ય લુટારા ભિલ્લોનો નિવાસ હતો. ત્યાં ચાળીસથી પચાસ પર્ણકુટીના આકારનાં ગૃહો હતાં અને તેમાં જ એ સર્વ લુટારા પોતાના કુટુંબ સહિત વસતા હતા. એ ગૃહો અને પર્ણ-કુટીમાં ભેદ માત્ર એટલો જ હતો કે પર્ણકુટી અથવા ઝુંપડાની ભીંતો પણ વાંસ તથા લતાપર્ણની જ હોય છે અને આ ગૃહોની ભીંતો પત્થરની કરેલી હતી અને તેમને ગારથી છાંદી લેવામાં આવી

હતી; બાકી ઉપરનાં છાપરાં તો પર્ણકુટી જેવા જ હતાં અને દૂરથી જોનારને ત્યાં પર્ણકુટીઓના સમુદાયનો જ ભાસ થતો હતો. આ ગ્રામ આઠ દશ વર્ષ પૂર્વે શાર્દૂલરાજે જ વસાવેલું હોવાથી શાર્દૂલ-ગ્રામના નામથી જ ઓળખાતું હતું. શાર્દૂલરાજ અને તેના સાથીઓ લૂટફાટ ઉપરાંત સત્તાધીશોના મનમાં શંકા ન આવે એટલામાટે ખેતીનો વ્યવસાય પણ કરતા હતા અને લૂટમાં મેળવેલી સંપત્તિ તથા અન્ય વસ્તુઓને તેઓ પર્વતમાંની એક ગુપ્ત દરીમાં જ રાખતા હતા; પોતાના ગ્રામમાં, ગ્રામની ભૂમિમાં કે ગૃહમાં રાખતા નહોતા અને તેનું કારણ એ હતું કે જો કોઇ વાર શંકા આવવાથી સત્તાધીશો ત્યાં આવીને લૂટાયલી સંપત્તિ તથા અન્યાન્ય વસ્તુઓનો શોધ કરે અને ત્યાંની સમસ્ત ભૂમિને ખોદી નાખે, તો પણ તે સંપત્તિ તથા અન્યાન્ય વસ્તુઓનો કોઇને કશો પણ પત્તો કદાપિ ન મળી શકે. તેઓ પોતાનો બાહ્ય દેખાવ પણ એવો સાદો રાખતા હતા કે તેમની ધનાઢ્યતાની કોઇથી કશી પણ કલ્પના કદાપિ કરી શકાય જ નહિ અને તેથી કોઇને શંકાશીલ થવાનું કાંઈ કારણ જ ન રહે. વર્ષમાં તેઓ બે અથવા ત્રણ લૂટ કરતા હતા અને તેટલો સમય બહાર વીતાડયા પછી પાછા ઘેર આવીને બીજો સર્વ સમય પોતાનાં પુત્રકલત્રના સમાગમમાં જ આનંદથી વીતાડતા હતા.

શાર્દૂલગ્રામના પાદરમાં જ પાર્વતીય નિર્ઝરનો સરિતારૂપ જલ-પ્રવાહ કલકલ નાદ સહિત વહન કરતો હોવાથી અને એક પાર્શ્વમાં પર્વતશ્રેણી તથા અન્ય પાર્શ્વમાં મનોહર વૃક્ષરાજીનો વિસ્તાર હોવાથી ત્યાંનો પ્રદેશ અતિશય રમણીય તથા મનોહર દેખાતો હતો અને એ પ્રદેશના નિવાસીઓને નિર્મળ જળ, સ્વચ્છ વિશુદ્ધ વાયુ તથા આરોગ્ય આદિનો જે લાભ મળી શકતો હતો તે લાભ વિશાળ નગરોનાં નિવા-

સ્ત્રીઓને સ્વપ્નમાં પણ મળવો અશક્ય હતો. ત્યાંના આવા પ્રાકૃત સૌન્દર્યને જોઇને એક યુવતીના વનવિહાર સમયના પોતાની સખીને સંબોધીને કઢાયલા નિમ્ન લખિત ઉદ્‍ગારોનું અચાનક સ્મરણ થઈ આવતું હતુંઃ–

" ઘાટી ઘટા આ વૃક્ષની વનભાગમાં શોભે સખી;
કલ્લોલ કરતાં પક્ષિયો, મન સાંભળી લોભે સખી–ઘાટી.
એક સ્થળે કલનાદિની સરિતા વહંતી જાય છે;
શીતલ પવનની મંદ લહરી સુખદ કેવી વાય છે–ઘાટી.
કોઇ સ્થળે નાચી મયૂરો મંજુ કેકારવ કરે;
કોઇ સ્થળે વર્ણી કોકિલા, મૃદુ ગાનથી મનડું હરે–ઘાટી.
વિચરે મૃગો સ્વાધીનતાથી ખેલ નાના ખેલતા;
કાન્તારક્રીડાના ચમત્કારો સુધારસ રેલતા "–ઘાટી.

અસ્તુઃ ભિલ્લભામાઓ ઉષઃકાળ તથા પ્રભાતનો સમય લોટ દળવાના, ગાયો તથા ભેંસોને દોવાના અને છાણવાસીદું કરવાના કાર્યમાં વીતાડ્યા પછી ભોજનનિષ્પત્તિના કાર્યમાં રોકાતી હતી અને મધ્યાહ્નસમયે ગાયો તથા ભેંસોને ચારવામાટે વનમાં ગયેલા પોતાના પુત્રો તથા ક્ષેત્રોમાં કૃષિકર્મ કરતા પોતાના પતિ, દીયર, જેઠ કે બંધુ આદિને રોટલા આપવામાટે ચાલી જતી હતી. ત્યાંથી આવ્યા પછી તેમનો કેટલોક સમય વાર્ત્તાલાપ તથા અન્ય સાધારણ કાર્યોમાં વહી જતો હતો અને સંધ્યાકાળ વળી પાછો ગાયો તથા ભેંસોને દોવાના તથા રસોઇના કાર્યમાં વીતતો હતો. નિત્ય આવા પ્રકારનો પરિશ્રમ કરવાથી એ ભિલ્લપુરંધ્રીઓનાં શરીરો આરોગ્યમંડિત, હૃષ્ટપૃષ્ટ તથા કસાયલાં રહેતાં હતાં અને જ્યાં સ્વચ્છ શુદ્ધ વાયુ, ક્ષારમિશ્રિત પાર્વતીય નિર્ઝરનું જળ, દધિ તથા દુગ્ધ આદિનો આહાર અને સ્વાભાવિક શારીરિક વ્યાયામ આદિ હોય, ત્યાંનાં સ્ત્રીપુરુષોનાં શરીર રોગહીન

તથા બલિષ્ટ રહે, એ સ્વાભાવિક જ છે. એ ગામમાં જો કોઈ પણ વસ્તુનો અભાવ હોય, તો તે કેવળ આજકાલના નિર્માલ્ય શિક્ષણનો, શાળાનો અને શિક્ષકનો જ અભાવ હતો તેમ જ ચાહ તથા કોફી જેવાં અપાયકારક ઉષ્ણ પેયો, વિલાયતી મદિરા અને આધુનિક સભ્યતા તથા વિલાસવૈભવની નાનાવિધ વર્તમાન વસ્તુઓનો સર્વથા અભાવ જોવામાં આવતો હતો. ત્યાં ભિલ્લો પોતાનાં પુત્રો તથા પુત્રીઓને ધનુષ્યની પ્રાત્યંચા ચઢાવીને વ્યાઘ્ર આદિ હિંસ્ર પશુઓના તેમ જ શત્રુઓના પ્રાણનો નાશ કેવી રીતે કરવો અને નિર્ભયતાને કેવી રીતે પ્રાપ્ત કરવી, એનું જ મુખ્યતઃ શિક્ષણ આપતા હતા અને તેથી સર્વ ભિલ્લ બાળકો તથા ભિલ્લ બાળાઓ બાલ્યકાળથી જ શસ્ત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા, અશ્વારોહણ, આક્રમણ તથા પલાયન આદિ કળાઓમાં તેમ જ નિર્ભયતા તથા વીરતામાં નિષ્ણાત થઈ જતાં હતાં. પરંતુ એ સાથે કારણ વિના અસત્યવાદ ન કરવો; શરણાગતનો વિશ્વાસથી ઘાત ન કરવો; અતિથિ અભ્યાગતનો યોગ્ય આદરસત્કાર કરવો; સ્ત્રી, સાધુ તથા બ્રાહ્મણ આદિને લૂટવાં નહિ અને તેમના પર શસ્ત્ર કિંવા અસ્ત્ર પણ ન ચલાવવાં; પોતપોતામાં કુસંપ તથા દ્વેષભાવ ન રાખવો, પોતાનાં અંગીય જનો તથા મિત્રોને સહાયતા આપવામાટે સદૈવ તત્પર રહેવું અને ઇશ્વરમાં અવિચલ શ્રદ્ધા રાખવી તથા વ્યભિચારને વિષવત્ માની પરસ્ત્રીમાં માતા, ભગિની કિંવા પુત્રી સમાન પૂજ્યભાવ રાખવો; ઇત્યાદિ નૈતિક તત્ત્વોનું પણ તેમને વ્યાવહારિક શિક્ષણ આગ્રહપૂર્વક આપવામાં આવતું હતું. આ શિક્ષણના પરિણામે ભિલ્લપ્રદેશમાં કુસંપ ઇર્પા તથા વ્યભિચાર આદિ વિઘાતક વિકારોનો સર્વથા અભાવ દૃષ્ટિગોચર થતો હતો અને સર્વત્ર સંપ, સમતા તથા પાત્રત્રતાનો જ અધિકાર જોવામાં આવતો હતો.

શાર્દૂલરાજનાં ગ્રામના મધ્યભાગમાં ચાર ગૃહો હતાં અને તે પ્રત્યેક ગૃહમાં બબ્બે ઓરડા, એક રસોડું, ઓસરી અને ફળિયું એવા પ્રકારની વ્યવસ્થા કરેલી હતી. એમાંના એક ગૃહમાં શાર્દૂલરાજના કુટુંબનો નિવાસ હતો. એક ગૃહ શાર્દૂલરાજના પોતાના નિવાસ તથા સભા આદિ માટે ભિન્ન રખાયલું હતું અને તેથી જ્યારે શાર્દૂલરાજ પોતે ગ્રામમાં ન હોય ત્યારે તે ગૃહને તાળું વાસીને બંધ જ રાખવામાં આવતું હતું; કારણ કે, તે ગૃહના એક ઓરડામાં શાર્દૂલરાજનાં શસ્ત્રાસ્ત્રોને ગોઠવીને રાખવામાં આવ્યાં હતાં અને બીજી પણ કેટલીક ઉત્તમોત્તમ વસ્તુઓ ત્યાંના પટારામાં રખાતી હતી. એક ગૃહ સદાવ્રતસદન તરીકે રખાયું હતું અને ત્યાં યાત્રાળુ સાધુઓ તથા ભિક્ષુઓને અન્નદાન આપવામાં આવતું હતું. ચતુર્થ ગૃહ અતિથિસત્કારમાટે રાખવામાં આવ્યું હતું અને તેમાં ગ્રામમાં અચાનક આવી ચઢેલાં સારાં સ્ત્રીપુરુષ પ્રવાસીઓના નિવાસમાટેની સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કરાયલી હતી. એ અતિથિસત્કારગૃહના બન્ને ઓરડામાં બબ્બે સારા પાટીદાર ખાટલા; તેમનાપર શેતરંજી, ગાદલાં, ચાદર, ઓસીકાં અને ઓઢવાના ધાબળા; પાણી ભરવામાટે ત્રાંબા પીતળનાં બેડાં અને પાત્રો, જમીનપર ચટાઇઓ અને તેમના પર ગાલીચા; છતમાં હૅંગિગ્ લૅમ્પ્સ્ અને એક ખૂણામાં કેરોસિન્ ઑઇલનો ડબ્બો ઇત્યાદિ આવશ્યકીય સર્વ સાધનો કોઈ મોટા નગરમાંના કોઇ ધનાઢ્યના ગૃહ સમાન જોવામાં આવતાં હતાં અને રસોડામાં સર્વ પ્રકારનાં ધાન્યો, તેલ, ઘૃત, મશાલો, ઘઉં તથા બાજરાનો દળેલો લોટ, લાકડાં, છાણાં અને કોયલા આદિ પદાર્થો એવા હેતુથી તૈયાર રાખવામાં આવતા હતા કે કોઇ પણ પ્રવાસી તેની પોતાની ઇચ્છાનુસાર ભોજન તત્કાળ બનાવી શકે અને તેને દૂધ વિના અન્ય કોઇ પણ વસ્તુ માગવાની

આવશ્યકતા જ ન પડે. અતિથિસત્કારની આવી વ્યવસ્થા મુંબઇ તથા કલકત્તા જેવાં વિશાળ નગરોમાંનાં ધનાઢ્ય જનોના ગૃહોમાં પણ હશે કિંવા નહિ, એની શંકા જ છે.

શારદાને એ અતિથિસત્કારગૃહના એક ઓરડામાં જ ઊતારો આપવામાં આવ્યો હતો અને શાર્દૂલરાજે તેની સેવામાટે બે તરુણી ભિલ્લબાળાઓને નિયત કરીને રાતદિવસ શારદા પાસે જ રહેવાની આજ્ઞા આપી હતી; માત્ર એટલું જ નહિ, પણ શાર્દૂલરાજની પત્ની તથા પુત્રી પણ દિવસમાં બે કે ત્રણવાર તેની સંભાળ લેવાને તેની પાસે આવતી હતી અને કોઇ કોઇ વાર શારદાને પોતાના ગૃહમાં પણ લઇ જતી હતી. શારદા હાથે રાંધીને જ ખાતી હતી અને તેની આજ્ઞાનું એટલી સીમા પર્યન્ત પાલન કરવામાં આવતું હતું કે તેની સેવિકા ભિલ્લ બાળાઓ તે પાણી માગે તો દૂધ લાવીને હાજર કરતી હતી. શારદાને, જાણે તે પોતાના પિતા કિંવા જ્યેષ્ઠ બંધુના ગૃહમાં જ વસતી હોયની, એવો જ ભાસ થતો હતો અને ઘણીક વાર ત્યાંના આનંદમાં તણાઇને તે પોતાની માનસિક વેદનાને પણ વિસરી જતી હતી. શાર્દૂલરાજ પોતે પણ કેટલીક વાર શારદાની સારસંભાળ લેતો હતો અને તેને યોગ્ય આશ્વાસન આપ્યા કરતો હતો. શાર્દૂલરાજ વિના અન્ય કોઇ પણ પુરુષ શારદા પાસે આવતો નહોતો; કારણકે, શાર્દૂલરાજની સર્વ પુરુષોને શારદા સમક્ષ ન જવાની કઠિન આજ્ઞા મળેલી હતી. શારદાએ પોતાના સર્વ મૂલ્યવાન્ અલંકારો શાર્દૂલ-રાજને, સંભાળવામાટે, સોંપી દીધા હતા અને તે માત્ર સૌભાગ્યનાં આવશ્યકીય ચિન્હોને ધારણ કરી શ્વેત વસ્ત્ર પરિધાન કરીને એક સાધ્વીના સ્વરૂપમાં જ ત્યાં વસતી હતી. શારદાને ત્યાં આવ્યાને દશેક દિવસનો સમય વીતી ગયો, તે વેળાયે એક આશ્ચર્યકારક ઘટના બની



તે ભિક્ષુભામાના મુખમાંથી માત્ર એટલોજ ઉદ્ગાર નીકળ્યા કેઃ—"દેવી શારદા આ અરણ્યતુલ્ય ભિક્ષુગ્રામમાં હોય. એ સંભવે ખરું કે!" પૃષ્ઠ ૫૩.

અને તે એ કે, પુષ્કરરાજની યાત્રાયે ગયેલી એક ભિલ્લજાયા યાત્રા કરીને પાછી આવી હતી તે શારદાને જોવામાટે આવી. જો કે તેનો પોશાક ભિલ્લજાતિની સ્ત્રીઓ પ્રમાણેનો જ હતો, છતાં શારદા તે અબળાને જોતાં જ આશ્ચર્યચકિત તથા અવાક્ થઇ ગઇ અને તે આગંતુક અબળા પણ શારદાને નિહાળીને મોઢામાં આંગળી નાખીને તીવ્ર દૃષ્ટિથી શારદાના મુખમંડળનું નિરીક્ષણ કરતી આશ્ચર્યમુગ્ધા થઇને ઊભી રહી.

કેટલીક વાર સુધી મૌનનો અખંડ અધિકાર રહ્યા પછી તે ભિલ્લબામાના મુખમાંથી માત્ર એટલોજ ઉદ્ગાર નીકળ્યો કેઃ " દેવી શારદા આ અરણ્યતુલ્ય ભિલ્લગ્રામમાં હોય, એ સંભવે ખરૂં કે ? "

મૌનનો ભંગ થયો અને તેની સાથે શારદાના મનમાં જે સંશય હતો તે નીકળી ગયો એટલે શારદાએ કોઇ પણ પ્રકારના સંકોચ વિના તે અબળાને સંબોધીને કહેવા માંડયું કેઃ " સુલોચના, આ પરિવર્ત્તનશીલ સંસારમાં અસંભવનીય હોય, તેવું કાંઇ છે જ નહિ. મહાસત્યવાદી રાજા હરિશ્ચંદ્રની રાણી તારામતીને દાસી થવું પડ્યું હતું; પુણ્યશ્લોક નળરાજની રાણી દેવી દમયન્તીની સાધુતા વિશે નળરાજના મનમાં શંકાનો ઉદ્ભવ થયો હતો, ચેદિરાજની પુત્રી સુનન્દાનું દાસત્વ પણ તેને કરવું પડયું હતું અને અંતે તે સાધ્વીપર ચોરીનો આરોપ પણ આવ્યો હતો તેમ જ પ્રતાપી પાંડવોની દાર દ્રૌપદીને પણ એક સમયમાં વિરાટ્ રાજાને ત્યાં તેની રાણી સુદેષ્ણાની સૈરિન્ધ્રી તરીકે અજ્ઞાતવાસનો કાળ વીતાડવો પડયો હતો; તો પછી મારા જેવી એક યાત્કાચિત્ અબળાને દુર્ભાગ્યની પ્રબળતાથી આ ભિલ્લગ્રામમાં આવીને જીવનયાપન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, એમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ ? માનવીજીવનમાં સુખ તથા દુઃખના જે

અનેક પ્રસંગો વારાફરતી આવ્યા કરે છે, તેમાંનો જ આ મને પ્રાપ્ત થયેલો દુઃખનો એક પ્રસંગ છે એટલે એ પ્રસંગનો પણ ધીરતાથી મારે યોગ્ય સત્કાર કરવો જ જોઇએ; કારણ કે, સ્ત્રી કિંવા પુરુષના ધૈર્ય તથા સહિષ્ણુત્વની પરીક્ષા આવા સંકટના સમયમાં જ થાય છે. આવા આપત્તિના કાળમાં પણ તારો આવી રીતે અચાનક મેળાપ થઇ ગયો, એ મને તો એક પ્રકારનો લાભ જ થયો છે; કારણ કે, હવે મન ખોલીને તારી સાથે દુઃખની વાતો કરી શકાશે અને તેથી હૃદયનો ભાર કાંઇક ઓછો થશે. સુલોચના, મારી વ્હાલી સખી, બેસ અને કરાચીમાં હુવાબંદરપરથી તારૂં હરણ થયું હતું ત્યારથી અત્યાર સુધીનો વૃત્તાંત મને કહી સંભળાવ તેમ જ અહીં તું કેવી રીતે આવી શકી છે, એ પણ મને જણાવી દે; કારણ કે, તારી તે કથા સાંભળવા- માટે મારૂં મન બહુ જ અધીર તથા આતુર થઇ રહ્યું છે."

"શારદા બહેન, મારી વિપત્તિઓનો વૃત્તાન્ત અતિશય વિ- સ્તૃત તથા ભયાનક હોવાથી આજે નિશાના સમયમાં નીરાંતે હું મારો તે હૃદયદ્રાવક વૃત્તાન્ત તમને કહી સંભળાવીશ અને આ સ્થાનમાં મારૂં આગમન કેવા સંયોગોથી થયું છે તથા અહીંનો નિવાસ શા કારણથી મને અત્યંત પ્રિય થઈ પડ્યો છે, તે પણ જણાવીશ; પરંતુ પ્રથમ મને તમો પોતાની વિપત્તિનો વૃત્તાન્ત સંભળાવો અને મારી આતુર- તાને શમાવો; કારણ કે, મારા વૃત્તાન્તને સાંભળવામાટે તમારૂં મન જેટલું આતુર તથા અધીર થયેલું છે, તેના કરતાં તમારો વૃત્તાન્ત સાંભળવામાટે મારૂં મન વિશેષ આતુર તથા અધીર થઇ ગયું છે." સુલોચનાએ પ્રથમ શારદાના વૃત્તાન્તને સાંભળી લેવામાટેની જિ- જ્ઞાસા દર્શાવી.

શારદાએ તેની જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે હરામખોર હુળવ-

દિયા બળદેવના અશ્લીલ પત્રના પરિણામે માણેકલાલના મનમાં તેના શુદ્ધ ચારિત્ર્ય વિશે ઉપજેલી શંકા તથા તે શંકાના પરિણામે અર્બુદાચલમાં લાવીને માણેકલાલે તેને ગહન ગર્ત્તામાં ગબડાવી દઈને તેની હત્યાના કરેલા પ્રયત્ન અને ત્યાર પછી દસ્યુદલનાયક શાર્દૂલરાજના હસ્તથી ઉદ્ધાર પામી શાર્દૂલગ્રામમાં તેના થયેલા આગમન પર્યંતનો સમસ્ત વૃત્તાન્ત તેને કહી સંભળાવ્યો અને તે સાંભળીને અનુકંપાવતી સુલોચનાના કોમળ હૃદયમાં અસહ્ય શોકનો આઘાત થતાં તે શોકજન્ય ઉત્તાપની શ્યામ છટા તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થવા લાગી. પ્રથમ તો સુલોચનાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી તે બોલી કેઃ " દેવી શારદા, કરાચીમાંથી અપહૃત થયા પછી મેં અત્યાર સુધીમાં જે જે આપત્તિઓ અને વિપત્તિઓ ભોગવી છે; તેના સ્મરણથી મારા મનમાં જે શોક કોઈ કોઈ વાર થઈ આવે છે, તેમના કરતાં તમારી આપતિના વૃતાન્તને સાંભળવાથી મારા હૃદયમાં અધિક શોક થાય છે; કારણ કે, મારાપરના અત્યાચારો પારકી માના જણ્યા અને દુષ્ટજનોના હાથે કરાયલા હતા અને તમારાપર તો આ અસહ્ય અત્યાચાર તમારા દેવતુલ્ય પતિએ પોતેજ કરેલો છે અને તે પણ વળી કોઈ પણ પ્રકારના અપરાધ વિના કેવળ શંકાશીલતાથી જ; એટલે તમારા મનમાં શોકનો અનિવાર્ય આઘાત થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. છતાં તમો નિર્દોષ અને નિષ્કલંક હોવાથી જ તમને ધર્માત્મા, પ્રાતઃસ્મરણીય તથા પુણ્યશીલ શાર્દૂલરાજનો આશ્રય મળ્યો છે; કારણ કે, આવા સાધુચરિત પુરુષના ગૃહમાં તો કોઈ ભાગ્યશાળી જીવનેજ આશ્રય મળી શકે છે, એ નિર્વિવાદ છે. શારદા બહેન, જ્યાં સુધી તમો આ ગ્રામમાં અને પ્રતાપી શાર્દૂલરાજની છાયામાં છો, ત્યાં સુધી તો તમને કોઈ પણ પ્રકારનો ત્રાસ થવાનો

નથી, એ નિશ્ચયપૂર્વક માની લેજો; કારણ કે, મને અહીંનો પૂર્ણ અનુભવ મળી ચૂકયો છે અને આ સ્થાનમાંની અલૌકિક પવિત્રતા તથા નિર્ભયતાથી લોભાઇને મેં મારૂં જીવન આ સ્થાનમાં રહીનેજ વીતાડી દેવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે. એ કારણથીજ મેં મારા દેશના વેષને ત્યાગીને આ ભિલ્લભામિનીના વેષને ધાર્યો છે અને ' જેવો દેશ તેવો વેષ ' ન્યાયને અક્ષરશઃ સ્વીકાર્યો છે ! "

" સુલોચના, વીરપુરુષ શાર્દૂલરાજના અત્યાર સુધીના દશ દિવસના સમયમાં મને પણ એવોજ ઉત્તમ અનુભવ મળ્યો છે અને એક જ્યેષ્ટ બંધુ પોતાની કનિષ્ટ ભગિનીની જેટલી પ્રતિષ્ટા જાળવે, તેના કરતાં પણ શાર્દૂલરાજે મારી અધિક મર્યાદા રાખી છે અને મને કોઇ પણ રીતે ઓછું આવવા દીધું નથી: છતાં પણ મારા મનમાં શંકા થયા કરે છે કે, શું એક દસ્યુ કદાપિ ધર્માત્મા, પ્રાતઃસ્મરણીય તથા પુણ્યશીલ આદિ વિશેષણોને યોગ્ય હોઇ શકે ખરો ? જો આમ જ હોય, તો પછી સંસાર તથા રાજાની દૃષ્ટિમાં દસ્યુ અપરાધી અને ચૌરકર્મ અનાચાર શા કારણથી મનાય છે ? દસ્યુ ધર્માત્મા હોવા છતાં પાપાત્મા મનાય છે, એ ઇશ્વરનો અન્યાય છે કે અજ્ઞ સાંસારિક જનોના હસ્તથી ધર્માત્માને આ ભયંકર અન્યાય અપાય છે ? મને તો આ સમસ્યા બહુ જ અટપટી દેખાય છે ! " શારદાએ પોતાની શંકા રજૂ કરીને કહ્યું.

" શારદા બહેન, તારી આ શંકા અસત્ય તો નથી જ; કારણ કે, એક દસ્યુ અથવા લૂટારાને ધર્માત્મા તરીકે સ્વીકારતાં પ્રથમ દૃષ્ટિયે કોઇનું પણ મન અચકાય અને તેનો આ વાર્તામાં વિશ્વાસ ન બંધાય, એ સર્વથા સ્વાભાવિક જ છે; પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે અને તેનો અત્યારે હું નિર્ણય કરવા ઇચ્છું છું. " અ-

ચાનક દસ્યુનાયક શાર્દૂલરાજે શારદાના નિવાસસ્થાનમાં પ્રવેશ કરીને શાંત ભાવ તથા ગંભીર સ્વરથી આ પ્રમાણેના ઉદ્દગાર કાઢ્યા અને ત્યાર પછી તે સામેના બીજા પલંગપર બેસી લાકડાની એક ઘોડી પર હુક્કો રાખીને તેની નળીને મુખમાં ધારી ધૂમ્રપાન કરવા લાગ્યો.

શાર્દૂલરાજને અચાનક આવેલો જોઇને શારદાના હૃદયમાં કાંઇક ભયનો સંચાર થયો હતો, પરંતુ તેના શાંત ઉદ્દગારોથી શારદાના ભયનું તે ક્ષણે જ નિવારણ થઇ ગયું. શાર્દૂલરાજ કેટલીક વારથી બહાર આવીને ઊભો હતો અને તેણે શારદાની શંકાનું સંપૂર્ણ શ્રવણ કર્યું હતું, એ તો તેના બોલવાપરથી તત્કાળ જાણવામાં આવી શકે તેમ હતું એટલે એ વિશેની અધિક ચર્ચા ન ચલાવતાં શારદાએ મૂળ વિષયને પકડીને જ કહ્યું કે: "મારા વીર શાર્દૂલરાજ, તમારી વીરતા તથા ચરિત્ર વિષયક પવિત્રતા વિશે તો મારા મનમાં કોઇ પણ પ્રકારની શંકા છેજ નહિ; માત્ર એક દસ્યુ ધર્માત્મા હોઇ શકે કે કેમ, એ જ મારી શંકાનો વિષય છે એટલે જો મારી એ શંકાનું તમારા નિર્ણયથી નિરસન થઇ જશે, તો મને આ સંસારનો આજે એક નવીન અનુભવ પ્રાપ્ત થશે અને આજ પર્યન્તની મારી માન્યતાને ફેરવવાનો મને અલભ્ય પ્રસંગ મળશે."

"મારો સંપૂર્ણ વિશ્વાસ તથા નિશ્ચય છે કે વીર શાર્દૂલરાજ પોતાના કથનને યુક્તિપુરઃસર સિદ્ધ કરી બતાવશે; કારણ કે, એઓ અરણ્યવાસી હોવા છતાં પણ સુશિક્ષિત છે, વિદ્વાન્ છે અને વક્તા છે." સુલોચનાએ શાર્દૂલરાજની એક વિશેષ યોગ્યતાનો શારદાને પરિચય કરાવ્યો.

સુલોચનાના એ કથનથી વળી શારદાના મનમાં એક એ નવીન પ્રશ્નનો ઉદ્દભવ થયો કે: "જ્યાં એક ગ્રામ્યશાળાનું પણ અસ્તિત્વ

નથી હોતું તેવી ભિલ્લવસતિમાં જન્મવા છતાં અને નિરંતર અસભ્ય જાતિનો સહવાસ છતાં શાર્દૂલરાજને સુશિક્ષણ, વિદ્વત્તા તથા વક્તૃતા આદિ ગુણોની પ્રાપ્તિ ક્યાંથી અને કેવી રીતે થઇ હશે વારૂ? આમાં પણ અવશ્ય કાંઈ ભેદ હોવો જોઇએ. પરંતુ અત્યારે એ ભેદને વ્યક્ત કરવાથી ઉપસ્થિત થયેલા વિષય વિશેના વાદાનુવાદમાં બાધા આવશે; એટલા માટે એક વિષયની ચર્ચા થઇ ગયા પછી અન્ય વિષયને ચર્ચવો, એ જ ઉત્તમ માર્ગ છે." આવા પ્રકારના વિચારથી શારદાએ એ પ્રશ્નને મનમાં જ ગુપ્ત રાખીને સુલોચનાને ઉદ્દેશીને કહ્યું કે: "જો વીર શાર્દૂલરાજમાં આ ગુણો પણ હશે, તો તો આજના સંવાદમાં વળી અધિક આનન્દની છટા અનુભવાશે."

"શારદા બહેન, પ્રથમ તો તને હું એ પૂછવા માગું છું કે, ધર્મનું સર્વસાધારણ લક્ષણ શું છે વારૂ?" શાર્દૂલરાજે ઉપસ્થિત વિષયની ચર્ચાના મંગળાચરણમાં પોતાનો એ પ્રશ્ન રજૂ કર્યો.

શારદાએ એના ઉત્તરમાં જણાવ્યું કે: "યાજ્ઞવલ્કય જેવા મહા-બુદ્ધિમાન્ તથા વિશુદ્ધાત્મા ધર્મશાસ્ત્રકારે ધર્મનું સામાન્ય લક્ષણ આવી રીતે વર્ણવેલું છે:—

**'अहिंसा सत्य मस्तेयं शौच मिन्द्रियनिग्रहः।**
**दानं दया दमः क्षान्तिः सर्वेषां धर्मसाधनम्' ॥***

—એટલે કે, હિંસા ન કરવી, સત્ય બોલવું, પવિત્રતાને ધારવી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, દાન આપવું, સર્વમાં દયા રાખવી, મનઃસંયમ કરવો અને ક્ષમાશીલતા રાખવી, એ ચાંડાલથી લઇને બ્રાહ્મણ પર્યન્ત સર્વ મનુષ્યોના ધર્મનું સાધન છે. અર્થાત્ ધર્મનું સર્વસાધારણ

* 'યાજ્ઞવલ્કયસ્મૃતિ' અધ્યાય ૧ લો, શ્લોક ૧૨૨ મો.

કિંવા સામાન્ય લક્ષણ આ છે અને તે વિશ્વમાં સર્વમાન્ય થયેલું છે."

"મહાર્ષિ યાજ્ઞવલ્ક્યકથિત ધર્મનું એ સામાન્ય લક્ષણ મને પણ માન્ય છે અને હું તથા મારા અનુયાયિજનો એ ધર્મને અનુસરીને જ અમારાં જીવન આ સંસારમાં વીતાડીએ છીએ. અમો કોઇની હિંસા પણ કરતા નથી, ચૌરકર્મ પણ કરતા નથી, પવિત્રતા તો અમારો જન્મજાત સ્વભાવ છે, ઇન્દ્રિયનિગ્રહમાં અમો અદ્વિતીય છીએ, દાન દેવામાં તો કોઇ રાજા મહારાજાથી પણ અમારી પ્રતિસ્પર્ધા કરી શકાય તેમ નથી, દયાના વિષયમાં તો પ્રથમથી જ અમારૂં વર્ચસ્વ છે, અમારો મનઃસંયમ તો યોગિજનોના મનમાં પણ ઇર્ષા ઉપજાવે છે અને અમારી ક્ષમાશીલતા અલૌકિક કહેવાય છે; તો પછી અમને ધર્માત્મા શામાટે ન કહેવામાં આવે અથવા તો અમોને પોતાને 'ધર્માત્મા' નામથી ઓળખાવવાનો અધિકાર શામાટે ન મળવો જોઇએ, એ હું સમજી શકતો નથી; કારણ કે, મોટાં નગરોમાં વસતા, સુશિક્ષિત તથા સભ્ય જાતિઓમાં ઉત્પન્ન થયેલા અને 'ધર્માત્મા' ઉપનામથી પોતાને ઓળખાવવાનો સંપૂર્ણ અધિકાર ધરાવતા લોકોમાં આ સામાન્ય ધર્મની અમારા કરતાં અધિકતા હોય, અરે અમારા જેટલો જ એ સામાન્ય ધર્મનો તેમનામાં નિવાસ હોય, એવી મારી લેશમાત્ર પણ માન્યતા નથી." શાર્દૂલે કહ્યું.

"મારી એવી માન્યતા છે કે ધમના એ સામાન્ય લક્ષણના કેટલાક અંશો તમારામાં નથી અને કેટલાક અંશો બહુ જ વિશેષ પરિમાણમાં છે; પરંતુ જે અંશોનો તમારામાં અભાવ છે, તે અંશો એવા મહત્ત્વના છે કે તેમના અભાવે જ તમારી ગણના 'ધર્માત્માઓ' માં થઇ શકતી નથી અને સંસારના લોકોની તેમ જ રાજનિયમની તમારાપર નિરંતર અવકૃપા તથા વક્ર દૃષ્ટિ જ રહ્યા કરે છે."

શારદાએ શાર્દૂલરાજના કથનનો વિભાગશઃ અસ્વીકાર તથા વિભાગશઃ સ્વીકાર કરીને પોતાનો આવો અભિપ્રાય દર્શાવ્યો.

" અમારામાં ધર્મના એ સામાન્ય લક્ષણના જે અંશોનો અભાવ છે, તે મહત્ત્વના અંશો કયા છે વારૂ ? " શાર્દૂલરાજે ગંભીર મુદ્રાથી પૂછ્યું.

" મારી માન્યતા અનુસાર તમારામાં અહિંસા, અસ્તેય, સત્યવાદ, દયા, મનઃસંયમ તથા ક્ષમાશીલતા આદિ અંશોમાંના કેટલાક અંશોનો સર્વથા અભાવ છે તો કેટલાક અંશોનો અંશતઃ અભાવ છે. " શારદાએ કહ્યું.

" મારે એ જ જાણવાનું હતું. અસ્તુઃ હવે એ અંશોનો સર્વથા કિંવા અંશતઃ અમારામાં અભાવ છે કે પછી એ અંશોની તમારા નાગરિકો કરતાં અમારામાં અધિકતા છે, એ હવે હું તને સિદ્ધ કરી બતાવું છું. " એમ કહીને શાર્દૂલરાજે પોતાના પક્ષનું સમર્થન કરતાં કહેવા માંડ્યું કેઃ " શારદા બ્હેન, અમો જ્યારે લૂટ કરવાને જઇએ છીએ, ત્યારે પ્રથમ ગુપ્તચરોને મોકલીને જે મનુષ્યોને લૂટવાના હોય છે, તેઓ સારી રીતે સાધનસંપન્ન તથા ધનાઢ્ય છે કે કેમ અને લૂટથી થયેલી હાનિને તેઓ કોઇ પણ પ્રકારની અધિક ચિન્તા વિના સહન કરી શકે તેમ છે કે નહિ; એની બરાબર તપાસ કરાવીએ છીએ અને ત્યારપછી જ તેમને લૂટીએ છીએ એટલે અમારૂં એ કર્મ કદાપિ ચૌરકર્મ અથવા સ્તેય કહેવાય તેમ નથી; કારણ કે, મોટાં મોટાં નગરોમાંના સાધુ સમાન પવિત્ર મનાતા અને લક્ષાધીશ તથા કોટિપતિ સદ્‌ગૃહસ્થ વ્યાપારીઓમાં ઘણાક એવા છે કે જેઓ રાંડીરાંડો તથા અનાથ બાળકોની સંપત્તિના ટ્રસ્ટી હોવા છતાં દયા કિંવા અનુકંપાને હૃદયમાં લેશમાત્ર પણ સ્થાન આપતા નથી, વિશ્વાસઘાત કરીને

પોતાને સોંપાયલાં દ્રવ્યોને ઓહ્યાં કરી જાય છે અને તેમના એ વિશ્વાસઘાત કિંવા કાયદેસરના ચૌરકર્મના પરિણામે બિચારી અનાથ અને અસહાય વિધવાઓ તથા નિરાધાર બાળકોને તેમની પોતાની સંપત્તિમાંથી એક કાણી કોડી પણ મળી શકતી નથી અને તેઓ ધાન્ય તથા વસ્ત્રમાટે ભિક્ષાવૃત્તિ કરે છે અથવા તો રખડી રઝળીને મૃત્યુના માર્ગે પડી જાય છે! હવે સમદૃષ્ટિથી વિચાર કરીને તું જ કહે કે સભ્ય જનોના હસ્તે થતું એ ચૌરકર્મ અમારા ચૌરકર્મ કરતાં અધિક ભયંકર તથા ઘૃણાકારક છે ખરૂં કે નહિ? આવા પ્રકારનાં વિશ્વાસઘાતમય ચૌરકર્મ અમો સ્વપ્નમાં પણ કરતા નથી; કારણ કે, વિશ્વાસઘાતને અમો અક્ષમ્ય અપરાધ માનીએ છીએ."

"એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો તો તે સભ્ય જનોના એ વિશ્વાસઘાતમય ચૌરકર્મ તમારા ચૌરકર્મ કરતાં અધિક ભયંકર છે, એમ કહેવું જ પડે છે." શારદાએ ન્યાયનો અથવા તો સત્ય નૈતિકતાનો વિચાર કરીને કહ્યું.

"માત્ર એટલું જ નહિ, પણ આજકાલ વિશ્વના ભિન્ન ભિન્ન દેશોના સભ્ય સમાજમાં જે જે વ્યાપાર તથા વ્યવસાયો ચાલે છે, તે સર્વમાં વિશ્વાસઘાતકતા તથા ચૌરકર્મનો ન્યૂનાધિક પરિમાણમાં વિસ્તાર થયેલો જોવામાં આવ્યા કરે છે." શાર્દૂલરાજે હવે આગળ વધીને વિશ્વવ્યાપક ચૌરકર્મનું દિગ્દર્શન કરાવવા માંડ્યું: "તંબાકુના વ્યાપારીઓ તંબાકુમાં કચરાનો ભેળ કરીને ખારાના પાસથી તેને તીવ્ર કરી ખરીદદારો પાસેથી તંબાકુની કીમત લે છે; અફીણની દુકાનવાળા ભેગવાળો માલ વેચવા ઉપરાંત તોલાને બદલે ચૌદ આના ભાર અથવા તો પોણો તોલો જ જોખી આપે છે; કાપડના વ્યાપારીઓ ગજમાંથી તસૂ કે બે તસૂ ઓછું જ વેતરે છે; દાણાના વ્યાપારીઓ કરામાં

સાડી પંદર પાલી અથવા તો મણમાં સાડા આડત્રીસ શેર જ આપે છે; સોની મહાજન તો પરાપૂર્વથી ચોરના મોટા બાપ તરીકે ઓળખાય છે, એટલે તેમના વિશે તો કાંઇ બોલવાનું રહેતું જ નથી; મોચીઓ જોડા અથવા બૂટના તળિયામાં જાડા ચામડાને બદલે કાગળનાં પૂઠાં નાખીને કીમત ચામડાના ડબલ સોલની લે છે; કાગળના વ્યાપારીઓ પચાસ રતલી કાગળનો નમૂનો બતાવીને જો વિશ્વાસે રહ્યા હોઇએ તો છત્રીસ રતલી કાગળના રીમ જ ધબેડે છે; છાપખાનાવાળાથી બીજી કશી ચોરી ન કરી શકાય, તો છેવટે બગાડ થવાના બહાનાથી ચાર કાગળો જ ગૅપ્ કરે છે અને કંપોજમાં એક 'એમ્' નું મેજર ઓછું કરવા સાથે સ્પેસ્ તથા લેડની આવશ્યકતા વિનાની ભરતી કરીને દશ ફૉર્મના મૅટરનાં બાર ફૉર્મ બનાવી બે ફૉર્મના કંપોઝિંગ તથા પ્રિન્ટિંગ ચાર્જની ચોરીથી કમાણી કરી લે છે; સુખડિયા અથવા કંદોઇ માવાને બદલે પેડા બરફીમાં મેદો વાપરીને ભાવ માવાનો વસૂલ કરે છે; દૂધવાળા દૂધમાં પાણી અથવા પાણીમાં દૂધનો ભેગ કરી પાણીને દૂધના ભાવે ફટકારે છે; ઘીમાં ખોપરેલનો, ચરબીનો તથા કપાશિયાના તેલનો ધમધોકાર ભેગ કરવામાં આવે છે, એ વાર્તા તો હવે એક પ્રકાશિત રહસ્ય જેવી જ થઇ પડી છે; ખાંડની ચાસણીનો મધમાં ભેગ કરાય છે; ઘીની મીઠાઇના નામથી વેચાતી મીઠાઇમાં હનુમાનપર ચઢાવેલું તેલ જ વપરાય છે; ખેડૂતો દાણામાં ભારને વધારવા માટે ઝીણી કાંકરી તથા ધૂળની મેળવણી કરે; વ્યાજખાઉ શરાફો ખોટાં ખાતાં કરી વ્યાજના પણ વ્યાજ ચઢાવી તેમના હાથમાં સપડાયલા ગરીબ લોકોને પાયમાલ કરી નાખે છે; મોટી મોટી બૅંકોમાંની કેટલીક બૅંકો તો ખાસ પારકે પૈસે પરમાનન્દ કરાવાના ઉદ્દેશથી જ ઉઘાડવામાં આવે છે; કેટલાક વ્યાપારીઓ આવતી કાલે

દીવાળું ફૂંકવાના હોય છે છતાં આજની સાંઝ અથવા અડધી રાત સુધી લોકોનાં નાણાં વ્યાજે રાખવામાટે સ્વીકારે છે; આજકાલના કેટલાક રાજા મહારાજા, નવ્વાબો અને જાગીરદારો નાના પ્રકારનાં વ્યસનોમાં અને પોતાથી ચઢતી પદવી ધરાવતા સમ્રાટ્‌ના ઉચ્ચ અધિકારીઓના સત્કારમાં તથા તેમને પ્રસન્ન રાખવામાં કોટયવધિ રૂપિયાની હોળી કરી નાખે છે અને જ્યારે તીજોરીનાં તળિયાં દેખાઇ આવે છે એટલે પછી પ્રજાજનોના શિર પર અયોગ્ય તથા અત્યાચારમય નાના પ્રકારના કરોનો ભાર નાખે છે, કેટલાક ધનાઢ્ય નાગરિકોના ધનનો બળાત્કારે અપહાર કરે છે, ધનાઢ્ય વિધવાઓને લૂટે છે અને 'ખૂટ્યો વાણિયો જૂનાં ખાતાં તપાસે' એ કહેવત પ્રમાણે પોતાના પૂર્વજોએ અમુક રાજભક્ત વીર પુરુષોને તેમની કેટલીક અલૌકિક રાજભક્તિ તથા રાજસેવાના બદલામાં આપેલા ગરાસ તથા જાગીરો તેમના વંશજો પાસેથી બળાત્કારે છીનવી લઇને અને તેમને રઝળતા કરીને પોતાની નીચતા તથા બહુ જ અધમતા-મય કુલાંગારતાનો સાક્ષાત્કાર કરાવે છે; આ ઘટનાઓ આજકાલના હિન્દુસ્તાનમાં સાધારણ ઘટના જેવી થઇ પડેલી હોવાથી, હું નથી ધારતો કે, એ વિશેના અધિક ઊહાપોહની આવશ્યકતા હોય. કહેવાનો સારાંશ એટલો જ છે કે આજકાલના હિન્દુસ્તાનમાં એક સાધારણ વ્યવસાયી મનુષ્યથી લઇને રાજા મહારાજા સુધીના સર્વ મનુષ્યો જ્યારે એક કે બીજા સ્વરૂપમાં અત્યાચાર, અનાચાર, પરધનાપહાર તથા ચૌરકર્મમાં અષ્ટૌપ્રહર પ્રવૃત્ત રહ્યા કરે છે; તો પછી કેવળ અમારા વર્ગના લોકોનેજ દસ્યુ, ચોર, લુટારા ધાડપાડું ગળાકાડૂ, વાટપાડા તથા બારવટિયા આદિ હીન વિશેષણો આપવાનો તેમને શો અધિકાર છે? જો આ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો અમને કોઇ પણ ચૌરકર્મના કરનાર કહી શકે તેમ નથી

અને તેથી ' અસ્તેય 'નો અમારામાં સર્વાંશે નિવાસ છે, એ નિર્વિવાદ છે. હવે બીજો વિષય ' અહિંસા 'નો છે અને જે કોઇ અમારા પ્રાણ લેવાને તૈયાર થાય છે, તો તેની જ હિંસા અમો કરતા હોવાથી ખરી રીતે એ અમારો આત્મરક્ષાનો પ્રયત્ન છે અને તેથી 'અહિંસા'ના પણ અમારામાં અભાવ નથી. અમો અસત્યવાદ કદાપિ કરતા નથી એટલે સત્યવાદિત્વ તો અમારામાં જન્મજાત રહેલું છે; અમારાં હૃદય દયાથી કેટલી સીમા પર્યન્ત ભરેલાં છે એનો કાંઇક અનુભવ તને મળ્યો છે અને હજી જો તારો અહીં વિશેષ નિવાસ થશે, તો વિશેષ અનુભવ મળશે. મનઃસંયમ અમો એટલો બધો રાખીએ છીએ કે યતિ અને યોગી પણ આજકાલના સમયમાં મનઃસંયમના વિષયમાં અમારી સમાનતા ભાગ્યેજ કરી શકે તેમ છે અને તેનું પ્રમાણ તને આ તારી પરિચિતા બાઇ સુલોચના પાસેથીજ મળી શકશે; અને ક્ષમાશીલતાના પ્રદેશમાં અમો એટલા બધા આગળ વધ્યા છીએ કે, એક મનુષ્યે સાત સાત વાર અમારા ઘોર અપરાધો કર્યા હોય અને અમને દ્વેષ તથા કોપનાં અક્ષમ્ય કારણો આપ્યાં હોય; છતાં પણ અમો તેને સૂચના આપીને જતો કરીએ છીએ અને જ્યારે આઠમી વાર તે અમને છંછેડીને નવીનતાથી કોપનું કારણ આપે છે, ત્યારે જ પછી અમો તેના પર અમારાં શસ્ત્રો ઉપાડીએ છીએ અથવા તે તેના અપરાધના સ્વરૂપના પ્રમાણમાં અન્ય પ્રકારની ઉચિત શિક્ષા આપીએ છીએ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ જો અમને સ્વાર્થપરાયણ સભ્ય સમાજ ' ધર્માત્મા ' નામથી ઓળખવાની અનુદારતા દર્શાવે, તો અમારી માન્યતા પ્રમાણે તે સભ્ય સમાજ પોતે જ અધર્માત્મા છે. ભેદ માત્ર એટલો જ છે કે સભ્ય સમાજના બાંધેલા નિયમોને પાળનારા લોકોની સંખ્યા બહુજ વિશેષ હોવાથી

તેમના નિયમોને અનુસરતા આચારો ધર્મરૂપ મનાય છે અને અમારા નિયમોના પાળનાર લોકોની સંખ્યા સ્વલ્પ હોવાથી અમારા ધર્માચાર પણ પાપાચાર મનાય છે અને તેથી અમારા વ્યવસાયમાં પડેલા મનુષ્યો વારંવાર કઠિન શિક્ષાને પણ પાત્ર થાય છે; કારણ કે, જે માન્યતાને બહુસંખ્યક જનસમાજ માન આપતો હોય, તે માન્યતા અન્યાયરૂપ હોવા છતાં પણ નિષ્પક્ષપાત ન્યાયરૂપ ગણાય છે, એ જ આ ગતાનુગતિક સંસારનો અંધપરંપરા સમાન ન્યાય છે" આ શબ્દો સાથે શાર્દૂલરાજે પોતાના દીર્ઘ ભાષણની પરિસમાપ્તિ કરી દીધી.

"ખરેખર તમારૂં આ બુદ્ધિમત્તાથી અપાયલું ઉત્તર સાંભળી હું નિરુત્તર થઇ ગયો છું અને મારે તમને ધર્માત્મા તરીકે સ્વીકારવા જ પડે છે. તમારી સદાચારશીલતા તથા ધર્મશીલતામાટે હું તમને સહસ્રશઃ ધન્યવાદ આપું છું," એ પ્રમાણે શારદાએ શાર્દૂલરાજની પ્રશંસા કરીને એક અન્ય પ્રશ્ન પૂછતાં કહ્યું કે: "પરંતુ વીર પુરુષ શાર્દૂલરાજ, અહીં તમારા ગ્રામના કર આદિની આવકથી તમારો તથા તમારા વિશાળ કુટુંબનો નિર્વાહ સુખ તથા આનંદપૂર્વક ચાલી શકે તેમ હોવા છતાં અનન્ત આપત્તિઓથી ભરેલો આ લૂટફાટનો વ્યવસાય તમે શા ઉદ્દેશથી અને શા કારણથી કરો છો, એની મારાથી અદ્યાપિ કશી પણ કલ્પના કરી શકાઇ નથી. મેં તો એવું જ અનુમાન કર્યું છે કે પ્રતિષ્ઠાપૂર્વક જીવનને વીતાડવાનાં સર્વ સરળ સાધનો હોવા છતાં પણ આ અસરળ વ્યવસાય કરવામાં આવે છે. તો એનું કેવળ ધનલોલુપતા અથવા મહત્વાકાંક્ષા જ મૂલ અને મુખ્ય કારણ હોવું જોઇએ; એ વિના અન્ય કારણ સંભવતું જ નથી, અને કારણ વિના કોઇ પણ કાર્યનો સંભવ અસંભવનીય છે, એની તો તમારાથી પણ ના પાડી શકાય તેમ નથી જ. અર્થાત્ જો ધનના

લોભથી જ આ વ્યવસાય કરવામાં આવતો હોય, તો ' અતિ લોભ તે પાપનું મૂળ ' હોવાથી એટલા પરિમાણમાં તો તમારો એ વ્યવસાય પાપરૂપ કહેવાય ખરો કે નહિ ?"

"કારણ વિના કોઇ પણ કાર્ય થઇ શકતું જ નથી, એ ન્યાય ત્રિકાલાબાધ્ય હોવાથી એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી અને તેથી નિર્વાહનાં સાધનોની વિપુલતા હોવા છતાં પણ હું આ લૂટફાટનો વ્યવસાય કરૂં છું, તેનું પણ કોઇ એક કારણ તો અવશ્ય હોવું જોઇએ જ, એ નિર્વિવાદ છે; પરંતુ તે કારણ અતિલોભ અથવા મહત્ત્વાકાંક્ષા તો નથી જ; કિન્તુ કેવળ પરોપકાર અને પરમાર્થ જ મારા એ વ્યવસાયનો હેતુ છે." શાર્દૂલરાજે શારદાને આશ્ચર્યમાં નાખી દેનારા શબ્દો સંભળાવ્યા.

"આ લૂટફાટનો વ્યવસાય કેવળ પરોપકાર અને પરમાર્થના હેતુથી જ કરાય છે ? એ વ્યવસાયથી શો પરોપકાર અને શો પરમાર્થ થાય છે ?" શારદાએ આશ્ચર્યચકિત મુદ્રાથી પૂછ્યું.

"એનો ખુલાસો આ પ્રમાણે છે:–" શાર્દૂલરાજે એ પ્રમાણે કહીને લૂટફાટના વ્યવસાયમાં સમાયલા પરોપકાર તથા પરમાર્થના હેતુનું નીચે પ્રમાણે વિસ્તારથી વિવેચન કરવા માંડ્યું: "પૂર્વ પ્રમાણે જ આજકાલના હિન્દુસ્તાનમાં પણ આપણા ધાર્મિક તથા ભાવિક શ્રદ્ધાળુ હિન્દુઓના હાથે પ્રતિવર્ષ કોટ્યવધિ રૂપિયા દાન તરીકે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ તથા ભિન્ન ભિન્ન ધાર્મિક સંસ્થાઓને અપાય છે અને એથી આર્યોની દાનશીલતા તથા ધર્મપરાયણતા નિર્વિવાદ સિદ્ધ થાય છે. પરંતુ ખેદ કિંવા શોકનો વિષય માત્ર એટલો જ છે કે, દાન આપવામાં પાત્ર અપાત્રનો જે વિવેક રખાવો જોઇએ તે રખાતો નથી, કેવળ અંધશ્રદ્ધાનું જ અવલંબન કરાય છે અને તેનું પરિણામ

એ થયું છે અને થાય છે કે, એ દાનમાં અપાયલા વિપુલ દ્રવ્યનો જે સદુપયોપગ થવો જોઇએ તેને બદલે કેવળ ભયંકર દુરુપયોગ જ થાય છે; એ દાનના યોગે ધર્મના દુર્ગને બદલે કેવળ પાપ અને પાપના જ ઉચ્ચતમ દુર્ગો ચણાય છે કે જે પાપ છેવટે દાતા અને દાનના લેનાર ઉભયને નરકની ગહનતમ ગર્ત્તામાં જ ખેંચી જાય છે. ઉદાહરણ તરીકે, આજકાલની અનેક ભિન્ન ભિન્ન વલ્લભીય, ચૈતન્યધર્મીય, સ્વામીનારાયણ ધર્મીય અને એવી જ અન્ય વૈષ્ણવ ધર્મીય સંસ્થાઓનાં મોટાં મોટાં અસંખ્ય મંદિરોમાં ભક્તજનોની આપેલી એટલી બધી સંપત્તિ એકત્ર થયેલી છે કે તેમની ગણના કરોડોથી જ કરી શકાય તેમ છે; માત્ર એટલું જ નહિ, પણ એ સંપત્તિમાં નિત્ય અખંડ વૃદ્ધિ જ થયા કરે છે: પરંતુ પ્રશ્ન એ છે કે, એ સંપત્તિનો જે પરોપકારના કાર્યમાં ઉપયોગ થવો જોઇએ તે થાય છે ખરો કે ? એનું ઉત્તર એજ છે કે, એ સંપત્તિનો પરોપકાર કિંવા ધર્મના કાર્યમાં તો નહિ, ગણ પ્રચંડ પાપનાં કાર્યોમાં જ મુક્ત હસ્તે દુરુપયોગ થાય છે; એટલે કે, લક્ષ્મીની પ્રવાહબદ્ધ અનાયાસપ્રાપ્તિથી કહેવાતા ધર્મગુરુઓમાં વિલાસપ્રિયતા, મદોન્મત્તતા, વ્યભિચાર, પરધનાપહાર, મદિરાપાન તથા વેશ્યાગમન આદિ એટલા બધા દુર્ગુણોનો નિવાસ થઇ ગયો છે કે તેના વર્ણનથી પણ એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થાય છે; અને એ દુર્ગુણોના પરિણામે તેમને ભક્તજનોની મળેલી જે સંપત્તિથી નિરાધાર વિધવાઓ; અનાથ બાલકો; અંધ, પંગુ તથા રોગિષ્ટ નિર્ધન કંગાલ લોકો, દુષ્કાળપીડિત જનો તથા એવાં જ અન્ય અનાશ્રિતોનું પાલણપોષણ થવું જોઇએ; તેને બદલે એ સંપત્તિથી વેશ્યાઓ, ભડવાઓ, હાજી હા કરનારા, કલાલ, કુલટા કામિનીઓ, દૂતીઓ અને એવી જ અન્યાન્ય અધમ વ્યક્તિઓનું જ

પાલનપોષણ થાય છે; માત્ર એટલું જ નહિ, પણ એ દુરાચારી ધર્મ-ગુરુઓના સંસર્ગથી તેમના ભક્તજનોના ગૃહમાંની સ્ત્રીઓ પણ વ્યભિચારના માર્ગમાં દોરાય છે અને તેના પરિણામે આજકાલ ભારત-વર્ષમાં વર્ણસંકર પ્રજાનો કેટલેક અંશે ઉદ્ભવ થયેલો અને ઉદ્ભવ થતો દેખાય છે ! કહેવામાં આવે છે કે, આપણો આર્યાવર્ત્ત-દેશ દિવસાનુદિવસ દીન તથા હીન થતો જાય છે. સત્ય છે; જે દેશમાં કેવળ ગૃહસ્થોના ઉપાર્જિત ધનથી ૫૨૦૦૦૦૦ ફકીર; ૪૩૧૯૦૦ મહન્ત તથા આચાર્ય; ૨૭૫૮૦૦ વેશ્યા કિંવા વારાંગનાઓ અને ૧૩૪૦૦૦૦ પૂજારી તથા ૨૫૦૦૦૦૦ અન્યાન્ય મનુષ્યો કોઇ પણ પ્રકારના પરિશ્રમ વિના જ ખાઇ પીને તાગડધિન્ના કરી શકતાં હોય, તે દેશની જો એવી દીન તથા હીન દશા થાય તો તે સર્વથા સ્વાભાવિક જ છે. જ્યાં સુધી દાનની આ પદ્ધતિમાં યોગ્ય પરિવર્ત્તન નહિ થાય, ત્યાં સુધી આર્યાવર્ત્તની ધાર્મિક, નૈતિક તથા આર્થિક અવનતિનો અંત તથા ઉન્નતિનો ઉદય કદાપિ થવાનો નથી તે નથી જ ! એક તરફ લક્ષાવધિ નિરાધાર બાળકો તથા અનાથ બાલિકાઓ ત્રણ દિવસના સૂકા રોટલાનો એક કકડો ન મળવાથી અન્ન અન્ન કરીને મરી જતાં હોય અને બીજી તરફ સ્વાર્થપરાયણ લોકો ગુલછર્રા ઉડાવતા ધર્મના નામને કલંકિત કરતા હોય, ત્યાં ઉન્નતિની આશા ક્યાંથી અને કેવી રીતે રાખી શકાય વારૂ ? જો આપણે આપણી આ ધર્મ વિષયક અંધતાને હજી પણ ન ત્યાગી શકીએ, તો ધિક્કાર છે આપણી સુશિક્ષતતાને, યોગ્તાને, ધર્મપ્રિયતાને અને બુદ્ધિને ! હાય, અત્યારે આપણા દેશની દશા કેવી અને કેટલી શોકાસ્પદ તથા ચિન્તનીય છે ! જો દેશમાંથી એવા દુરાચારી ધર્મગુરુઓને દૂર કરીને સત્ય સાધુઓનો આ દેશમાં સત્કાર કરાય અથવા તો એ ધર્મગુરુઓ જ

'ગુરુ' નામને શોભાવવાનો યત્ન કરે, તો અતિશય શીઘ્રતાથી દેશની દુર્દશા સુદશાના સ્વરૂપમાં બદલાઇ જવાનો સંભવ છે. પરંતુ આપણી એ આશા સત્વર સફળ થાય એવો સંભવ ન હોવાથી લોકોની દુરુ-પયોગના માર્ગમાં જતી લક્ષ્મીને સદુપયોગના માર્ગમાં વાળવામાટે જ અમોએ આ લૂટફાટના વ્યવસાયને સ્વીકારી લીધો છે. આ રાજપૂતાનાના પ્રદેશમાં તીર્થયાત્રાનાં ત્રણ ચાર સ્થાનો છે અને ત્યાંના ધર્મગુરુઓને આપવામાટે શ્રદ્ધાશીલ યાત્રાળુઓ જે ધન લાવે છે, તેમના ધનને અમો લૂટી લઇને તે ધનનો યોગ્ય કાર્યોમાં જ ઉપયોગ કરીએ છીએ. એ લૂટમાંથી મળેલા ધનમાંથી મારા અનુયાયિજનો સેંકડે પાંચ ટકા જેટલો બદલો આપીને બાકીનું સર્વ ધન એક ગુપ્ત સ્થાનમાં અમાનત તરીકે રાખવામાં આવે છે અને તેમાંથી આવશ્યકતા પ્રમાણે વારંવાર કેટલાક અનાથાશ્રમોને, કેટલીક નિરાધાર વિધવાઓને, દુષ્કાળના સમયમાં દુષ્કાળપીડિતોને, આંધળાં પાંગળાં તથા રક્તપિત્ત અને કુષ્ઠ આદિ મહારોગથી પીડાતાં સ્ત્રીપુરુષોને, દેશોદ્ધારક સંસ્થાઓ તથા સત્ય સાધુઓને ભિન્ન ભિન્ન ગુપ્ત નામોથી નાની મોટી રકમો મોકલી આપવામાં આવે છે. લૂટના ધનમાંથી હું પોતે ત્રાંબાની એક રાતી પાઈ પણ મારા ખાનગી ઉપયોગમાં લેતો નથી; માત્ર અહીં જે સદાવ્રત ચાલે છે અને અતિથિસત્કારમાટે જે ધન વપરાય છે, તેટલું ધન જ લૂટના ધનમાંથી લેવામાં આવે છે. રાજપૂતાનાની પ્રજાને અમો લૂટતા નથી અને મારા આ પરોપકાર-વ્રતને આ પ્રદેશના સર્વ રાજા મહારાજાઓ પણ જાણતા હોવાથી યાત્રાળુઓને લૂટવાના અપરાધમાટે તેઓ કિંવા તેમના અધિકારીઓ મને પકડવાનો કિંવા મારા સાથીઓને રંજાડવાનો કદાપિ પ્રયત્ન કરતા નથી એટલે અમો અહીં નિર્ભયતાથી કાલયાપન કરી શકીએ છીએ.

માત્ર દાંતાનો રાજા અમારો વિરોધી છે, પરંતુ અમો તેની હદમાં અનેકવાર લૂટ કરવા છતાં અદ્યાપિ તેના હાથમાં સપડાયા નથી અને ભવિષ્યમાં સપડાવાના પણ નથી. લૂટફાટના અમારા વ્યવસાયનો હેતુ આ પ્રમાણેનો છે."

"આ અલૌકિક પરોપકાર થાય છે, એમાં તો લેશ માત્ર પણ શંકા નથી. મારી સર્વ શંકાઓનું નિવારણ થઈ ગયું છે અને તમારા વિશે અત્યારસૂધી મારા હૃદયમાં માન તથા પૂજ્ય ભાવની જે લાગણી હતી તે હજારગણી વધી ગઇ છે. પરમાત્મા તમને ઉદ્દંડ આયુષ્ય આપે અને તમો આવા પરોપકારનાં કાર્યો નિરંતર નિર્વિઘ્ન કરતા રહો, એ જ તમારી આ દીન ભગિનીનો તમને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." શારદાએ શાર્દૂલરાજની મુક્તકંઠે પ્રશંસા કરીને તેના શિરપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવી.

સંધ્યાનો સમય થવા આવ્યો હતો એટલે શાર્દૂલરાજ જવાની તૈયારી કરતો કહેવા લાગ્યો કેઃ "શારદા બહેન, સંધ્યાનો સમય થવા આવ્યો છે અને આપણા આજના સંવાદમાં બહુ વેળા વીતી ગઇ છે; તો હવે તારો આ બંધુ ઉઠવાની આજ્ઞા માગે છે. તારે પણ રસોઇની તૈયારી કરવાની હશે એટલે હવે તને પણ અવકાશની આવશ્યકતા છે. વળી આવતી કાલે બે ઘડી બેસીને વાતો કરીશું."

"જેવી બંધુની ઇચ્છા." શારદાએ મંજુલતાથી કહ્યું.

શાર્દૂલરાજના જવા પછી સુલોચના પણ જવામાટે ઊઠી, પરન્તુ તેને જતી અટકાવીને શારદાએ કહ્યું કેઃ "તારાં ક્યાં છોકરાં છૈયાં રડી મરે છે કે જેથી જવામાટે આટલી બધી ઉતાવળી થઇ ગઈ છે? ત્યાં રોટલો ટીપીને એકલી ખાઇશ, તેના કરતાં આપણ બન્ને અહીં સાથે જમીએ તો શું ખોટું છે? મારી એવી ઇચ્છા છે

કે, હું અહીં છું ત્યાં સૂધી તારે મારી સાથે જ રહેવું અને મારી સાથે જ ખાવું; કારણ કે, તારા સમાગમથી મારો સમય આનંદમાં વીતશે અને મારા સહવાસથી તને પણ કાંઇક આનંદની પ્રાપ્તિ થશે, એવી મારી ધારણા છે."

"સ્વામિનીની એવી જ આજ્ઞા હશે, તો સેવિકાથી તે આજ્ઞાનો અનાદર કરી શકાય તેમ નથી જ." સુલોચનાએ શારદાની ઇચ્છાનો કોઈ પણ પ્રકારની આનાકાની વિના તત્કાળ સ્વીકાર કરી લીધો.

શારદાએ રસોઈ બનાવી અને ઉભય સખીઓએ સાથે જ ભોજન લીધું. ભોજનકાર્યથી નિવૃત્ત થયા પછી બન્ને સખીઓ પાછી નીરાંતે ઓરડામાં બેસીને વાર્તાલાપ કરવા લાગી. જ્યારે ગામમાં સર્વ જનો નિદ્રાવશ થઈ ગયાં અને સોપો પડી ગયો, તે વેળાયે શારદાએ સુલોચનાને તેની કર્મકથા વર્ણવી સંભળાવવાનો અતિશય આગ્રહ કરવાથી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવા છતાં અને નેત્રો નિદ્રાથી ઘેરાતાં હોવા છતાં પણ શારદાના આગ્રહને માન આપીને સુલોચનાએ પોતાની કર્મકથાનો નીચે પ્રમાણે આરંભ કર્યો:—

## પ્રકરણ ૪ થું

## સુલોચનાની આત્મકથા

"શારદાબહેન, કરાચીમાં તમો, કપિંજલા બહેન અને હું હવાબંદર ફરવામાટે ગયાં હતાં અને ત્યાંથી કપિંજલા બહેનને ઘાયલ કરી બે ત્રણ દુષ્ટ મનુષ્યો મને મૉટરમાં નાખીને ઉપાડી ગયા હતા, એ ઘટનાનું તો તમને યથાર્થ સ્મરણ છે જ એટલે ત્યાર પછી મારા

પર જે જે વિપત્તિઓ આવી હતી તે જ હું વર્ણવીશ. મૅાટરમાં નાખીને તેઓ મને પ્રથમ કરાચીથી દશ માઇલપર આવેલા મંગાપીર નામક સ્થાનમાંના એક એકાંત બંગલામાં લઇ ગયા. તે બંગલામાં એક મોટો હૅાલ અને તે હૅાલની બન્ને બાજૂએ બે ઓરડા હતા તથા કૅમ્પાઉન્ડમાં એક ખૂણામાં જાજરૂ તથા એક ખૂણામાં રસોડું અને નોકરોના નિવાસમાટેની બે ઓરડીઓ કરેલી હતી. મૅાટર કમ્પાઉન્ડના દરવાજાપર જઈ પહોંચતા મકરાણી જાતિની એક મુસલ્માન બુઢ્ઢીએ કૅમ્પાઉન્ડનો દરવાજો ઉઘાડયો અને મૅાટરે કમ્પાઉન્ડમાં પ્રવેશ કર્યો. મૅાટરમાંથી ઉતરીને મને ત્યાં ઉપાડી લાવનાર ત્રણ દુષ્ટાત્માઓસાથે મારે પણ તે બંગલાના મોટા હૅાલમાં પ્રવેશ કરવો પડયો; કારણ કે, જો હું તેમની આજ્ઞા પ્રમાણે ન વર્તું, તો તત્કાળ મને મારી નાખવામાટેની તેમણે વ્યવસ્થા કરી હતી અને એ તેમની મૅાટરમાંની પરસ્પર વાતચીતથી મારા જાણવામાં આવી ગયું હતું. અમોએ બંગલાના મોટા હૅાલમાં પ્રવેશ કર્યો તે વેળાયે એક બુઢ્ઢો મકરાણી ત્યાં લૅમ્પ સળગાવતો ઊભો હતો. લૅમ્પના પ્રકાશથી જ્યારે ત્યાંના અંધકારનો લોપ થયો એટલે તે હૅાલમાંની સર્વ વસ્તુઓ દષ્ટિગોચર થવા લાગી. હૅાલના મધ્યભાગમાં એક વિશાળ રાઉન્ડ ટેબ્લ ગોઠવેલું હતું અને તેની આસપાસ સાત આઠ કુરસીઓ પડેલી હતી. ચાર તરફની ચાર ભીંતો પાસે ચાર કોચ હતા અને દરેક કોચની પાસે અકેકેકી ટિપૅાઈ રાખવામાં આવી હતી. જમીનપર સાધારણ પ્રકારની ચટાઇઓ જ પાથરેલી હતી. ભીંતોપર સુંદર ચિત્રોને બદલે વિસ્કી; બ્રૅન્ડી, બીર તથા સ્નૅપ આદિ જૂદી જૂદી જાતના વિલાયતી દારૂની જાહેરખબરવાળાં કેટલાંક કૅલેન્ડરો જ આડાં અવળાં લટકાવેલાં જોવામાં આવતાં હતાં અને તેથી તે હૅાલમાં આવનાર લોકોના

વ્યસનની તત્કાળ કલ્પના કરી શકાતી હતી. એક ખૂણામાંના એક ટેબ્લ-પર વિલાયતી દારૂની એક બે આખી ભરેલી અને એક બે અડધી ખાલી થયેલી બાટલીઓ તથા ગ્લાસો પડેલાં દેખાતાં હતાં અને તે ટેબ્લની નીચે સોડાની પચીસેક બાટલીઓનો ખડકલો પણ પડેલો હતો. ત્યાંની આવા પ્રકારની વ્યવસ્થાને જોઇને શરીફ બદમાશોની જે ક્લબમાં મારા પિતાશ્રી નોકરીમાં હતા, તે ક્લબનું મને સ્મરણ થવા લાગ્યું; કારણ કે, ત્યાંનો રંગ પણ બહુધા આવા જ પ્રકારનો હતો.

"અસ્તુઃ મને ઉપાડી લાવનાર ત્રણ પુરુષોમાંનો એક પુરુષ તે કાળાપાણીની સજા ભોગવવાને ગયેલા નરપિશાચ દામોદરનો મોટો ભાઇ હતો અને તે એ વેળાયે કોટ, પાટલૂન, નાઇટ્ કેપ્ તથા ઓવર-કોટ આદિ અંગ્રેજી પોશાકમાં સજ્જ થયેલો હતો. તેના બે સાથીઓ મકરાણી હતા અને તેમણે તેમની જાતિના સાધારણ પોશાકો જ ધાર્યા હતા. તેમની મુદ્રાઓ ક્રૂરતા તથા નિર્દયતાની સાક્ષાત્પ્રતિમા સમાન હતી અને તેવાં જ તેમનાં હૃદયો પણ કાળાં જ હતાં. દામો-દરના ભાઇને તેના આવા નીચ સાથીઓ નાદિરશાહના ઉપનામથી ઓળખતા હતા અને તેથી હું પણ મારી આત્મકથામાં તેને નાદિર-શાહ અથવા નાદિર નામથી જ ઓળખાવીશ. હૉલમાં પ્રવેશ કરતાંની સાથે જ નાદિર એક કોચપર બેઠો અને તેના બે સાથીઓ રાઉન્ડ-ટેબ્લની આસપાસ પડેલી કુરસીઓમાંની બે કુરસીઓપર બેસી ગયા. હું થરથર કંપતી એક બાજૂએ ઊભી રહી અને મારાપર આવનારી આપત્તિની ધૈર્યથી પ્રતીક્ષા કરવા લાગી. કોચપર બેઠા પછી નાદિરે તે બંગલાના રક્ષક વૃદ્ધ મકરાણીને હુકમ ફરમાવ્યો કેઃ–

"સુલયમાન, બ્રાન્ડીકા બાટલી, સોડા ઔર ગિલાસ લાઓ; કુછ ખાનકા તૈયાર હોગા તો વો ભી લે આઓ. હમ શરાબ પીએ-

ગા, તો ઇસ સાલી બદમાશ ઔરત કો અછીતર્હ સજા દે સકેગા!"

બુઢ્ઢો સુલયમાન બ્રાન્ડીની બાટલી, સોડાની બાટલી અને ગ્લાસ ટિપૉઇપર રાખીને પોતાની ઓરડીમાં જઇ એક રકાબીમાં બે ત્રણ તળેલાં માછલાં અને ડુંગળી લઇ આવ્યો. નાદિરે બ્રૅન્ડીના ત્રણ ચાર પૅગ ચઢાવ્યા અને માછલાંને પણ સ્વાહા કર્યાં. ત્યારપછી એક સિગાર સળગાવીને મોઢામાંથી તથા નાકમાંથી ધૂમાડા કાઢતો તે મને સંબોધીને કહેવા લાગ્યો કે: "કેમ બદમાશ સુલોચના, જેમના અન્નથી તું, તારી મા અને તારો બાપ પોષાતાં હતાં, તેમની જ તેં ખરાબી કરી અને તેમનાં દુશ્મનો સાથે મળી જઇ બધી છુપી વાતો તે દુશ્મનોને તથા પોલિસને જણાવીને તેમનામાંના કેટલાકોને જેલમાં અને મારા ભાઇ દામોદરને કાળાપાણીયે મોકલાવ્યો, તો હવે તારામાટે આજની સજાને ભોગવવાનો પ્રસંગ આવી લાગ્યો છે; માટે તૈયાર થા અને પોતાના મેહરબાનો સાથે કરેલી બુરાઇનો સ્વાદ પણ ચાખતી જા!"

હું મારા મનમાં જો કે સારી રીતે જાણતી હતી કે, એ વેળાયે મારા કોઇ પણ પ્રકારના યોગ્ય તથા સમર્પક ઉત્તરની તેના મનમાં કશી પણ અસર થવાની નથી અને મારાપરની આપત્તિ ટળવાની નથી; તથાપિ જિવ્હા વશ ન રહી શકવાથી તેણે મારાપર મૂકેલા એ આરોપનો પ્રતિકાર કરતી હું કહેવા લાગી કે: "મહાશય, તમારા ભાઇ તથા તેમના સાથીઓનાં કર્મ જ એવા પ્રકારનાં હતાં કે 'જેથી તેમને આવી શિક્ષા મળવી જ જોઇતી'તી; કારણ કે, તેઓ સમાજના ગંધાતા કીડા સમાન હતા અને જો તેઓ આવી રીતે સમાજમાંથી દૂર ન થયા હોત, તો તેમના અબદ્ધ હસ્તથી અન્ય અનેક નિર્દોષ સ્ત્રી તથા પુરુષોનાં જીવનની હાનિ થવાનો સંભવ હતો. જેમણે તમારા–

પર અનેક વાર ઉપકારો કર્યાં હતા, તે તમારા સગા કાકાના પુત્ર પ્રાણુલાલભાઇના પ્રાણુ લેવાનો એક ચાંડાલ પણુ ન કરે તેવો નીચતમ પ્રયત્ન તમો બન્ને ભાઇઓએ કર્યો હતો અને તેના પરિણામે જો કે પ્રાણુલાલભાઈ તો મરણુશય્યામાં પડયા હતા; પરંતુ ત્યારપછીના તમારા,તેમનાં માતુશ્રી તથા પત્નીને, તેમની સર્વ સંપત્તિ પચાવી પાડીને રઝળાવવાના પ્રપંચની મને ખબર પડવાથી મેં તમારા તે પ્રપંચનો સ્ફોટ કરીને રતનબાઈ તથા કપિંજલાબાઇને એ નવીન આપત્તિમાથી બચાવ્યાં, એ મારૂં ધર્મકૃત્ય હતું. છતાં તમારા દુષ્ટ બંધુએ મૌન ધારવાને બદલે પ્રાણુલાલભાઇને બળાત્કારે મારી નાખવાનો અને ખૂન ખરાબી કરવાનો માર્ગ લીધો અને તેના પરિણામે તેમને કાળાપાણીએ જવું પડયું તેમાં બીજાનો શો દોષ ? પોતાનાં ભયંકર તથા અક્ષમ્ય પાપકર્મો તથા અત્યાચારોનો વિચાર કરો અને ત્યારપછી બીજાના શિરપર દોષને ધરો ! લોભ તથા સ્વાર્થપરાયણુતાએ તમારી વિચારશક્તિનો લોપ કરીને તમને અંધાપો આપેલો હોવાથી તમો ધર્મ તથા અધર્મને ઓળખી શકતા નથી અને તેથી જ હું નિર્દોષ હોવા છતાં મારાપર આ દોષનો આરોપ કરો છો. તમારી અંધ દષ્ટિમાં કદાચિત્ મારૂં આ કૃત્ય પાપમય હશે; પરંતુ પરામાત્માની દૃષ્ટિમાં મારૂં આ કૃત્ય ધર્મમય છે અને એ ધર્મકૃત્યનું યોગ્ય પારિતોષિક મને પરમાત્મા પાસેથી જ મળવાનું છે ! તમારી બિભીષિકાઓની મને લેશમાત્ર પણુ દરકાર નથી; તમારી આ ગીદડભપકીઓથી આ રાજપૂત કન્યા લેશ માત્ર પણુ ડરનાર નથી !"

"પરમાત્મા પાસેથી તારા ધર્મકૃત્યનું પારિતોષિક તો તને મળવાનું હશે ત્યારે મળશે; પણુ તારા પાપકૃત્યનો બદલો તો અમારા

હસ્તથી તને આ સ્થળે અને આ પળે જ મળી શકશે; માત્ર એટલું જ નહિ, પણ તને અમે એક ગુલામડી પ્રમાણે વેચી નાખીશું અને તારા અવતારને બગાડી નાખીશું, ત્યારે જ અમારાં બળતાં હૃદયોને કાંઇક શાંતિ મળશે!" નિર્દય નાદિરે આ શબ્દો ઉચ્ચારીને પોતાની પિશાચવૃત્તિનો પૂર્ણ પરિચય કરાવ્યો.

"મને તમો શું પારિતોષિક આપવા ધારો છો?" મેં કર્કશ-તાથી પૂછ્યું.

મારા પ્રશ્નનું ઉત્તર આપવાને બદલે નાદિરે તે બંગલાના રક્ષક વૃદ્ધ મકરાણીને પૂછ્યું કે: "અંદરના ઓરડામાં પલંગપર ગાદલું વગેરે નાખેલાં તૈયાર છે અને દીવો સળગાવેલો છે કે કેમ? જો તૈ-યારી ન કરી હોય, તો કરી નાખો અને ત્યારપછી આ નવા શિકા-રને તે ઓરડામાં લઈ જાઓ. એટલામાં હું પણ બે પૅગ્ ચઢાવીને તૈયાર થાઉં છું."

બુઢ્ઢો સુલયમાન અંદરના ઓરડામાં દીવો સળગાવવા અને બિછાનાને તૈયાર કરવામાટે ગયો. માનવકુલકલંક નાદિરનો નીચ આશય મારી સમજમાં આવી ગયો અને તેથી મેં આત્મહત્યા કર-વાનો મારા મનમાં નિશ્ચય કરી લીધો. પરંતુ તેમના સમક્ષ આત્મ-હત્યાનો પ્રયત્ન કરવા જતાં તેઓ કદાચિત્ મને પકડી બાંધી લઇને બળાત્કારે મારી પવિત્રતાનો નાશ કરી નાખે, એવો સત્તર આના સંભવ હોવાથી મેં કોઇ પણ રીતે તેમની દૃષ્ટિથી થોડા વખતને માટે દૂર થવાનું નિમિત્ત શોધી કાઢીને કહ્યું કે: "નાદિરશાહ બાદશાહ, અત્યારે હું તમારા પંજામાં સપડાયલી હોવાથી ઇચ્છાથી કે અનિ-ચ્છાથી પણ મારે તમારી વાસનાને આધીન તો થવું જ પડશે. અસ્તુ: પણ મારે શૌચવિધિમાટે બહાર જવાનું છે, તો કૃપા કરીને

તેમાટેની વ્યવસ્થા કરી આપો." સર્વ અન્ય ક્રિયાઓને અટકાવી શકાય છે, પરંતુ મલસૂત્રના વેગને અટકાવી શકાતો નથી અને તેથી મારી એ પ્રાર્થનાનો નાદિરના દાદાથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નહોતું. નાદિરે પોતાના બે મકરાણી સાથીઓમાંના એકને ઉદ્દેશીને કહ્યું કે: "મૂસા, તું આ રાંડની સાથે જા અને જાજરૂની બહાર ઊભો રહેજે; જોજે કે એ ન્હાસી જવાનો અને આપણને હાથતાળી આપવાનો પ્રયત્ન ન કરે અને તે પ્રયત્નમાં ફાવી ન જાય!" મૂસાએ કહ્યું કે: "એ બિચારી તનેતનહા ઔરત અહીંથી અત્યારે આવી કાળી રાતે તે ક્યાં ન્હાસી જવાની હતી વારૂ? આપનો આ ખિયાલ ગલત છે; તો પણ હું એની નિગેહબાનીમાટે એની સાથે જાઉં છું."

હું સુલયમાન સાથે બહાર કૉમ્પાઉન્ડમાં ગઈ. કૉમ્પાઉન્ડમાં સર્વત્ર એવો તો ગાઢ અંધકાર વ્યાપેલો હતો કે પાસે પાસે ઊભેલાં બે મનુષ્યો પણ એક બીજાને ભાગ્યે જ જોઇ શકે તેમ હતું. અર્થાત્ મૂસાએ અંધકારના પ્રતિકારમાટે દીવાસળી સળગાવી, પણ હવાના ઝપાટાથી તે તરત જ બુઝાઈ ગઇ. હવે મૂસાએ પોતાના બીજા સાથીને બૂમ મારીને કહ્યું કે: "અંદરથી હરીકેન્ લઇને બહાર આવ; કારણ કે, અહીં અંધારામાં કાંઇ પણ દેખી શકાતું નથી." તેનો સાથી થોડી વારમાં એક સળગતું હરીકેન્ લઇને બહાર આવ્યો, ત્યારે જ જાજરૂનાં દર્શન થયાં. મૂસાએ મને કહ્યું કે: "અંદર પાણી તથા ટંબ્લર તૈયાર હશે, માટે જા; અમો અહીં જ તારી વાટ જોતા ઊભા છીએ." આત્મહત્યાનું અન્ય કોઈ પણ સાધન મારી પાસે ન હોવાથી જાજરૂને અંદરથી બંધ કરી જીભ કચરીને મરી જવાનો મેં મારા મનમાં નિશ્ચય કર્યો હતો; કારણ કે, હરીકેન્ મને ન આપતાં મૂસા અને તેના સાથીએ પોતાની પાસે જ રાખ્યું હતું. અહીં વચ્ચે જણા-

વવું જોઇએ કે મૉટર પાછી કરાચી તરફ રવાના થઇ ગઈ હતી. શૌચવિધિનું મેં પ્રથમ તો જો કે નિમિત્ત જ કર્યું હતું, પણ પછીથી ખરેખર મને દીર્ઘશંકા જેવું થયું અને હું જાજરૂમાં બેઠી હતી એટલામાં બહાર ઊભેલા મારાપર દેખરેખ રાખવામાટે નીમાયલા બે બદમાશોનો પરસ્પર મકરાણી ભાષામાં કેટલોક સંવાદ ચાલ્યો. કરાચીમાં કેટલીક મકરાણી સ્ત્રીઓના સમાગમમાં હું આવેલી હોવાથી તેમના સંવાદનો સાધારણ આશય મારા સમજવામાં આવી ગયો અને તે આ પ્રમાણે હતોઃ—

"ભાઇ ઇસા, આપણા દેખતાં નાદિર આવી ખુબ્સૂરત ઔરતનો ભોગવટો કરે અને આપણે રંડીના દલાલની પેઠે તેને જોતા તથા બગાસાં ખાતા ઊભા રહીએ, એ તને વ્યાજબી જણાય છે ખરું કે ? જાનનું જોખમ આપણે ખેડીએ અને મોજમજાહ ફક્ત નાદિર ભોગવે, એ તે સાળો ક્યાંનો ઈન્સાફ ! આપણાથી તો હવે આ સાંખી નથી શકાતું. તારો શો અભિપ્રાય છે ? "

"મોટા ભાઇ, આ વાત મારા દિલમાં તો આજે ઘણા વખતથી કાંટાની પેઠે ખૂચ્યા કરે છે, પણ તમો મોટા ભાઇ હોવાથી તમારા અદબ અને લિહાજને લીધે મારાથી કાંઇ પણ બોલી શકાતું નથીઃ ખરી રીતે જોતાં આવી મોજમજાહનો હક નાદિરનો નહિ, પણ આપણો જ છે; કારણ કે, જ્યારે એવો કટાકટીનો મૌકો આવે છે, ત્યારે મોતના મોઢામાં જવાને તો આપણે જ તૈયાર થઇએ છીએ. જ્યારે નાણાંની વ્હેંચણીનો પ્રસંગ આવે છે, ત્યારે પણ ઘણીખરી જેહમત આપણી હોવા છતાં આપણને ઘણીજ થોડી રકમ આપવામાં આવે છે અને આવી બાબતમાં પણ એ સાલો કાફિર આપણને પો-

તાના દલ્લાલ બનાવે છે. " ઇસાએ પોતાના મોટા ભાઇ મૂસાને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" મારો તો આ ખુબ્સૂરત અને નૌજવાન નાજનીનને આપણા દીન ઇસ્લામમાં લાવીને મુસલ્માન બનાવવાનો અને તારી બાબી જન્નતનશીન થયેલી હોવાથી એની સાથે નિકાહ કરીને એને મારી બીબી એટલે કે તારી નવી ભાબી બનાવવાનો વિચાર થાય છે. તો હવે જો સુલોચના પોતે આપણી વાતને સ્વીકારે, તો આપણાથી કાંઇ પણ સાહસ કરવાના નિશ્ચયપર આવી શકાય. એની મરજી વગર આપણે સાહસ કરીએ અને એ ના પાડે, તો પછી 'ગયે દોનોં જહાન-કે કામસે હમ, ન ઇધર કે રહે ન ઉધરકે રહે; ન ખુદા હિ મિલા ન વિસાલે સનમ, ન ઇધર કે રહે ન ઉધરકે રહે !' એવોજ હિસાબ થઇ પડે અને તે સારૂં ન કહેવાય. " મૂસાએ પોતાની આંતરિક ભાવનાઓને સ્પષ્ટ શબ્દોમાં પોતાના લઘુ બંધુ સમક્ષ વ્યક્ત કરી બતાવી.

" તો પછી એ ઔરત બહાર નીકળે એટલે એને પૂછી જોઇએ, એનો જેવો જવાબ મળે તેવો ઇરાદો કરી નાખીએ. ધારેલા કામમાં ઢીલ કરવાની કાંઇ પણ જરૂર નથી; કારણ કે, આ સ્થાનમાં નાહિરથી આપણો લેશમાત્ર પણ વિરોધ કરી શકાય તેમ નથી, એ તો તમે જાણો જ છો. " ઇસાએ પોતાના ભાઇના મતને યોગ્ય પુષ્ટિ આપી.

તેમના આ પરસ્પર વાર્તાલાપને સાંભળીને મારા મસ્તિષ્કમાં એક યુક્તિ સૂઝી આવી અને તે યુક્તિને વ્યવહારમાં યોજવાથી કદાચિત્ મારા જીવન તથા સતીત્વ ઉભયની રક્ષા થઇ શકશે, એવી આશાનો મારા અંતઃકરણમાં ઉદય થયો એટલે ઇશ્વરની દીનબંધુતા તથા અનાથવત્સલતામાં વિશ્વાસ રાખીને આત્મહત્યા ન કરતાં હું જીવતી પાછી બહાર આવી અને તે બંધુદ્વયને સંબોધીને ઉપાલં-

બના સ્વરૂપમાં કહેવા લાગી કે: " બહાદુર જવાનો અને સિતૂને ઇસ્લામ! તમારા જેવા ધર્માત્મા અને શૂરવીર મુસલ્માન અને તેમાં પણ બુદ્ધિમ્મત મકરાણીઓના દેખતાં મારા જેવી એક નિરાધાર ઔરતની આબરૂ આવી રીતે એક બાયલા માણસને હાથે લૂટાય, એ તમારી બહાદુરીને શોભાવનારૂં કહી શકાય ખરૂં કે? શું તમારા પાક મહજબમાં 'જિનાબિલજબ્ર' અથવા બલાત્કારને એક ગુનાહે અજીમ માનવામાં નથી આવ્યો? અને જે કોઇ પણ એ ગુનાહ કરે છે અથવા એ ગુનાહના કામમાં મદદગાર થાય છે, તે દોજખનો સજાવાર થઇ જાય છે, એ ધર્માંને દીને ઇસ્લામ શું તમારા જાણવામાં અથવા સાંભળવામાં નથી આવ્યો? આવા પ્રસંગે તો બેકસ, બેબસ તથા લાચાર ઔરતને મદદ આપવી અને તેની ઇજ્જતને બચાવવી, એ જ તમારા જેવા દિલાવર મુસલ્માન જવાંમર્દોનો ફર્જ છે. મૂસાખાન, કાળા પાણીની સજાને પામેલા બદમાશ દામોદર તથા તેના આ શયતાનજાદા ભાઇ નાદિરને હું એટલીબધી હિકારતની નજરથી જોઉં છું કે, એઓ ઉચ્ચજાતિના હિન્દુ હોવા છતાં, કદાચિત્ તમારી સાથે હું હમબગલ અને હમબિસ્તર થવાનું પસંદ કરૂં, પણ એ નાદિરનો સ્પર્શ આ શરીરને થવા દેવાની મારી ઇચ્છા નથી. આજે તમો મારા મદદગાર નહિ થાઓ અને મારો જીવ જશે તો તે હું જવા દઇશ, પણ નાદિરની ઇચ્છાને આધીન તો હું નથી થવાની તે નથી જ થવાની! મારી જાન અને મારી આબરૂ અત્યારે તમારા હાથમાં જ છે; એટલે કાં તો મને બચાવો અને કાં તો મને છુરી વગર હલાલ કરાવો!"

"શારદા બહેન, સ્ત્રીના અવતારમાં જેમ અનેક પ્રકારની ભીતિઓ રહેલી છે, તે જ પ્રમાણે સ્ત્રીના અવતારમાં કેટલાક એવા અલભ્ય

લાભો પણ સમાયલા છે કે જે લાભો પુરુષને કદાપિ પ્રાપ્ત થઇ શકતા જ નથી અથવા તો અપવાદરૂપે કોઇક વાર જ પ્રાપ્ત થઇ શકે છે. જેવી આપત્તિમાં હું સપડાઇ હતી, તેવી જ આપત્તિમાં જો કોઈ પુરુષ સપડાયો હોત, તો એ પાપાત્માઓના પંજામાંથી તેનો ઉદ્ધાર કદાપિ થઇ શકત નહિ, એ નિર્વિવાદ છે. મારો ઉદ્ધાર થઇ શક્યો તે કેવળ મારા સ્ત્રીશરીરના ચમત્કાર અને મારા સ્ત્રીચરિત્રના સમયોચિત પ્રયોગનું જ પરિણામ હતું; કારણ કે, આવા પ્રસંગે એક સ્ત્રીનો બે પ્રકારે ઉદ્ધાર થવાનો સંભવ હોય છે; એટલે કે, જો કોઇ ઉદારાત્મા અને સત્યવીર પુરુષ આવા પ્રસંગે આવી ચડે છે, તો તેના હૃદયમાં એક પુરુષમાટે જેટલી દયા નથી ઉદ્ભવતી તેટલી દયા એક સ્ત્રીમાટે તત્કાળ ઉદ્ભવે છે અને તેથી તે પોતાના જીવના જોખમે પણ નિરાધાર નારીની પ્રતિષ્ઠાને રક્ષવામાટે કટિબદ્ધ થઇ જાય છે; તેમ જ જો કોઇ લંપટ પુરુષ સાથે પ્રસંગ આવી પડ્યો હોય, તો તે પ્રસંગે સ્ત્રી તેને વિકારવશ કરી પોતાપ્રતિ તત્કાળ આકર્ષી શકે છે, બંધુ કિંવા મિત્રોમાં પરસ્પર વિગ્રહ જગાવી પોતાની પ્રતિષ્ઠાના તાત્કાલિક ઉપાયને યોજી શકે છે અને ત્યાર પછી દાવ ફાવતાં તે લંપટ પુરુષને પણ હાથતાળી આપીને પોતાની પવિત્રતાને રક્ષવામાં સંપૂર્ણ સમર્થ થાય છે. લંપટ પુરુષના હૃદયમાં મોહને ઉપજાવવાનું નૈસર્ગિક સાધન પુરુષ પાસે ન હોવાથી આવા પ્રસંગે પુરુષ બિચારો તત્કાળ માર્યો જાય છે. અર્થાત્ મારાં વચનોનું મૂસાખાનના હૃદયમાં મારી ધારણા પ્રમાણેનું જ પરિણામ થયું અને મારા અમુક શબ્દોનો તેણે અનુકૂલ અર્થ કરેલો હોવાથી તે પોતાના ભાઇ ઈસાને ઉદ્દેશીને પોતાની ભાષામાં ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"બિરાદરે મન, આ ઔરત કહે છે તે વાત અક્ષરે અક્ષર

ખરી છે; કારણ કે, આપણા મજહબમાં જિનાબિલ્જબ્રને એક મોટો ગુનાહ કહેલો છે અને તેથી એ ગુનાહના કામમાં મદદગાર થવું તે હાથે કરીને દોજખને ખરીદી લેવા જેવું જ છે. વળી આ ઔરત મારી સાથે નિકાહ કરવાને રાજી હોય, એમ પણ એના અમુક શબ્દોથી જણાઈ આવે છે; તો હવે આ ઔરતની પાકદામાનીને આપણે બચાવવી જ જોઇએ; કારણ કે, નહિ તો પછી આ ઔરત મારા કામની પણ રહેશે નહિ. ત્યારે હવે નાદિરને અહીંથી અત્યારે જ દૂર કરવાની આપણે શી તરકીબ કરીશું વારૂ ?"

એના ઉત્તરમાં ઇસાએ જણાવ્યું કે: "આપણે નાદિરને સાફ સાફ જણાવી દઇશું કે, અમારા મજહબમાં 'જિનાબિલ્જબ્ર' ગુનાહે અજીમ હોવાથી અમારા દેખતાં અમો એ ગુનાહ થવા દઇશું નહિ; જો આ ઔરત પાસેથી દુશ્મનીનો બદલો લેવો હોય; તો અમો એ ઔરતને સિંધના દૂરના ભાગમાં લઈ જઇને વેચી આવવામાટે તૈયાર છીએ અને તેની જે કીમત આવશે તે આપણે આપણા કરાર પ્રમાણે વ્હેંચી લઇશું. નાદિર હેચકારો હોવાથી આપણી સામો થઈ શકે તેમ નથી એટલે તે આ ઔરતને વેચી નાખવાની હા પાડશે અને તેમ થાય એટલે તમો આ ઔરતને કોઇ દૂરના પ્રદેશમાં લઈ જજો, ત્યાં એને મુસલ્માન બનાવજો અને ત્યાર પછી એની સાથે નિકાહ કરી લઇને નવો સંસાર માંડજો. આ બધું થઇ ગયા પછી જ્યારે નાદિર નવો પોકાર કરશે ત્યારે તેમાટેની વળી નવી વ્યવસ્થા કરી લેવાશે. એ તો અણીનો ચૂક્યો સો વરસ જીવે, સમજ્યા ?"

તેમના આ સંભાષણથી એટલું તો હું જાણી શકી કે મૂસાખાન તરત તો મારાપર અત્યાચાર કરવાનો નથી અને તેથી મેં પણ મારા મનમાં કહ્યું કે: "અત્યારે આ આપત્તિમાંથી છૂટકો કર્યા પછી મૂસા

જ્યારે મને મુસલ્માન બનાવવાની અને મારી સાથે નિકાહ કરવાની તૈયારી કરશે, તે વેળાયે જોઇ લેવાશે; કારણ કે, અણીનો ચૂક્યો સો વર્ષ જીવે, એ ન્યાય મારા સંબંધમાં પણ લાગૂ પડી શકે તેવો છે. જે પરમાત્મા કરે તે ખરૂં."

કેટલોક વિચાર કર્યા પછી મૂસાએ મને સંબોધીને કહ્યું કે: "સુલોચના, જો તું મારી સાથે સિંધના એક દૂરના બાગમાં આવી મુસલ્માન મઝ્હબને કબૂલ કરી મારી સાથે નિકાહ કરવાને રાજી હોય, તો હું અત્યારે તારી જિન્દગાની તથા તારી આબરૂને બચાવવા મારા જીવના જોખમથી પણ તૈયાર છું. જો આ વાત તને નામંજૂર હોય, તો પછી કોઇ પણ જાતના ફાયદા વગર આ કામમાં વચ્ચે પડીને મારે મારા દોસ્ત સાથે દુશ્મની કરવાની કશી પણ જરૂરત નથી. માટે બોલ, હા છે કે ના છે?"

"મારી એક વાર નહિ, પણ એક સો ને એકવીસ વાર હા છે! મારાં એવાં ભાગ્ય ક્યાંથી કે મને આપના જેવો રૂડો, રૂપાળો બહાદુર અને જવાંમર્દ શૌહર મળે? અત્યારથી તમારે મને તમારી પોતાની જ માની લેવાની છે!" સ્ત્રીચરિત્રના પ્રયોગથી મેં તેને મારા પ્રપંચજાળમાં બરાબર સપડાવનારો જવાબ આપ્યો.

"તો હવે તારે કોઇ પણ જાતનો ખૌફ રાખવો નહિ. બેખૌફ થઇને ચાલ મારી સાથે બંગલામાં અને જો કે શું થાય છે તે!" મૂસાએ મને આશ્વાસન આપ્યું.

મૂસા, ઇસા અને હું બંગલામાં ગયાં તે વેળાયે નાદિર હજી બ્રૅન્ડી ગટગટાવતો જ બેઠો હતો. મારા પર નજર પડતાં જ તેણે મને હુકમ ફરમાવ્યો કે: "સુલોચના સતી, આજે આ નાદિરશાહ થવાનો છે, તારો પતિ; માટે જા અને આ બાજૂના ઓરડામાંના પલંગપર મારી

વાટને જોઇને બેસ. હું હમણાં જ આવું છું અને તારા વૈધવ્યવ્રત તથા તારા સતીત્વનો ચુટકી બજાવતાંમાં જ ભંગ કરી બતાવું છું!"

તેના આ શબ્દો સાંભળતાં જ મૂસા તથા ઈસાની આંખો લાલ-ચોળ થઇ ગઇ અને ઈસાએ નાદિરને જણાવ્યું કેઃ "નાદિરશાહ, આ શરમભરેલું કામ તમારાથી અમારા દેખતાં કરી શકાશે નહિ."

"ઇસા, આ તું શું બોલે છે? આ વાંધાનું કારણ શું છે?" નાદિરે અજાયબીથી સવાલ કર્યો.

"કારણ એ જ કે, બળાત્કારથી કોઇ બેકસ અને બેબસ ઔર-તની ઇજ્જતપર હુમલો કરવો અને તેની અસ્મતનો કિલ્લો તોડવો, એ અમારા પાક ઇસ્લામ મજહબમાં એક મોટો ગુનાહ છે અને એ ગુનાહ કરનાર અથવા એમાં મદદગાર થનાર દોજખનો સજાવાર થાય છે. અમારો આ ગુનાહના કામમાં મદદગાર થઇને દોજખી થવાનો ઇરાદો નથી." મૂસાએ નાદિરના સવાલનો વ્યાજબી જવાબ આપ્યો.

"તો પછી આ બદમાશ ઔરત પાસેથી દુશ્મનીનો બદલો આપણાથી કેવી રીતે લઈ શકાશે?" નાદિરે બીજો સવાલ રજૂ કર્યો.

"એ ઔરતને આપણે આવારાવતન કરીને એનાં માતા પિતા-થી જૂદી તો પાડી નાખી છે અને હવે જો એને અહીંથી કોઇ દૂરના મુલ્કમાં લઇ જઇને આપણે એક ગુલામડી પ્રમાણે વેચી નાખીશું, તો તેથી આપણને બે ચાર હજારનો લાભ પણ થશે અને આપણી દુશ્મનીનો બદલો પણ બરાબર વળી રહેશે; કારણ કે, તમારા બિરા-દરને એણે કાળા પાણીની સજા કરાવી છે, તેવી જ એ પોતાનાં મા-બાપથી સદાને માટે છૂટી પડવાથી એને પણ કાળાપાણીની સજા

બીજી રીતે ભોગવવી પડશે. મારો આવો વિચાર છે; ‘ જિનાબિ-હજ્બ’ ને આ ખાદિમ દિલોજાનથી ધિક્કારનાર છે!” મૂસાએ દુશ્મનીના બદલાને વાળી લેવાનો યોગ્ય ઉપાય, અમારી, આગળથી થયેલી, યોજના અનુસાર દર્શાવ્યો.

મદિરાપાનથી અતિશય ઉન્મત્ત થયેલો હોવા છતાં પણ નાદિર મૂસાનાં આ વાક્યોને સાંભળીને વિચારમાં પડી ગયો; કારણ કે, જો મકરાણી બદલી જાય; તો તે પોતાના મેહરબાન માલિકપર પણ છરો લઇને તૂટી પડતાં અચકાતો નથી; એ વાર્ત્તાને તે સારી રીતે જાણતો હતો. અર્થાત્ કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તેણે મૂસાને સંબોધીને કહ્યું કે: “દોસ્ત મૂસા, જો આ કામથી મજહબને લીધે તારી લાગણી દુઃખાતી હોય, તો પછી આ કામ કરવાની મારી ઇચ્છા નથી. આ ઔરતને અહીંથી લઇ જા અને તારી ઇચ્છામાં આવે તેવી રીતે વધારેમાં વધારે કીમત લઇને વેચી નાખ. પણ કોઇ એવા પુરુષના હાથમાં એનો હાથ આપજે કે જ્યાંથી એ રાંડ પાછી છટકી ન શકે અને કરાચીમાં આવી આપણને પણ કેદમાં નખાવવાનો પ્રપંચ ન આદરી શકે; કારણ કે, આ રાંડ કાંઇ જેવી તેવી ચાલાક નથી, એ તો તું પણ સારી રીતે જાણે છે, એટલે તને વધારે ચેતવણી આપવાની આવશ્યક્તા નથી. આ રાંડના વેચાણથી જે રૂપિયા મળે, તે સંભાળીને કરાચી લઇ આવજે એટલે ત્યાં આપણે વ્હેંચી લઇશું અને તું પાછો આવીશ ત્યાં સુધીમાં વળી કોઈ નવો શિકાર પણ હું શોધી રાખીશ. તારી ઇમાનદારીમાં મારો પૂરો ભરોંસો છે એટલે તું પૈસામાં કાંઇ પણ ગોટાળો કરીશ, એવો મારા દિલમાં જરા પણ શક નથી.

“ આપ સાહેબે અમારાં દિલોને દુઃખવવાના વિચારને માંડી

વાજ્બો છે અને અમારામાં આટલો બધો ઇતબાર તથા ભરોંસો રાખ્યો છે, એમાટે અમો દિલોજાનથી આપ સાહબનો એહસાન માનીએ છીએ. આવતી કાલે રાતે હું આ સુલોચનાને લઇ ઊંટપર બેસીને અહીંથી રવાના થઇશ અને ચાહવું અલ્લાહનું છે તો થોડા દિવસમાં જ એને વેચી રૂપિયાની થેલીઓ સાથે કરાચીમાં આવી હુજૂરની ખિદમતમાં હાજર થઇ જઇશ." મૂસાએ પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ વ્યવસ્થા થયેલી જોઇને નાદિરને ઔપચારિક આશ્વાસન આપ્યું; અને ત્યાર પછી મને સંબોધીને કહ્યું કે: "સુલોચના, અંદરના ઓરડામાં જા અને દરવાજાને અંદરથી બંધ કરીને પલંગપર સૂઇ જા."

હું અંદરના ઓરડામાં જઈ સર્વ બારી બારણાંને અંદરથી મજબૂત વાસીને સૂઇ ગઈ અને મૂસાએ હરીકેન્ લૅમ્પ મને આપેલો હોવાથી તે લૅમ્પને પણ તેના પ્રકાશને જરાક ધીમો કરીને મેં બળતો જ રાખ્યો હતો કે જેથી કદાચિત્ કોઇ ઓરડામાં આવવાનો યત્ન કરે તો તેની તે ચેષ્ટા મારા જાણવામાં આવી શકે. સૂવાની ઇચ્છા ન હોવા છતાં પણ લગભગ બાર વાગ્યા પછી મને નિદ્રા આવી ગઈ અને શૂળીપર પણ નિદ્રા આવ્યા વિના રહેતી નથી, એ નિયમ સિદ્ધ થયેલો જણાયો.

* * * * *

પ્રભાતમાં જ્યારે મારી નિદ્રાનો ભંગ થયો તે વેળાયે અર્ધ પ્રહર જેટલો દિવસ ચઢી ગયો હતો એટલે કે લગભગ સાડાસાત વાગવા આવ્યા હતા; પરંતુ શિયાળો હોવાથી એક તો પથારીમાંથી ઉઠવાનું મન થતું નહોતું અને ચારે તરફનાં બારી બારણાં બંધ હોવાથી આટલો દિવસ ચઢી ગયો હશે, એનું પણ મને ભાન નહોતું.

મેં ઉઠીને બારી ઉઘાડી ત્યારે જ મને ભાન થયું કે દિવસ ઘણો ચઢી ગયો હતો. મેં બારણાને ઉઘાડી મોટા હૉલમાં જવાની ઇચ્છા કરી, પણ તે બારણાને બહારથી સાંકળ વાસેલી હોવાથી બારણું ઉઘડી શક્યું નહિ. મેં બારણાંને ખખડાવ્યું એટલે બુઢ્ઢા સુલયમાને તાળું તથા સાંકળ ઉઘાડીને બારણું ઉઘાડયું અને મને જણાવ્યું કે: "રાતે નાદિર પણ અહીંજ સુતેલો હોવાથી સર્વ જનો નિદ્રાવશ થયા પછી ઉઠીને તમારા ઓરડામાં આવી તે તમારા પર બળાત્કાર ન કરે એટલામાટે મૂસાખાનના હુકમથી મેં બારણાંને તાળું વાસીને બંધ કર્યું હતું. સવારમાં છ વાગે ઈસાખાન તથા નાદિર ઊંટપર બેસીને કરાચી તરફ જવાને રવાના થઈ ગયા છે અને મૂસાખાન ગર્મ પાણીના હૌજમાં ગુસ્લ કરવાને ગયા છે તેઓ હમણાંજ પાછા આવશે; મૂસાખાને તમને આ ઓરડામાંથી અથવા આ મોટા હૉલમાંથી બહાર ન નીકળવા દેવાની મને તાકીદ કરેલી હોવાથી હાલ તરત તમો અંદરજ રહેજો. જો તમને કાંઇ વસ્તુ જોઇતી હશે, તો તે મારી બીબી તમને લાવી આપશે." તેના બોલવાથી હું જાણી ગઇ કે નાદિર મારા ઓરડામાં ન આવી શકે એ એકજ કારણ નહિ, પણ મારાથી ન્હાસવાનો પ્રયત્ન ન કરી શકાય, એ પણ તાળું વાસીને બારણાને બંધ કરવાનું બીજું કારણ હોવું જોઇએ; કારણકે, બારીઓમાં તો લોઢાનાં જાડાં સળિયાં જડેલાં હતાં એટલે તે સળિયાં તોડીને ન્હાસવાની શક્તિ મારામાં નહોતી, એ મૂસાખાન સારી રીતે જાણતો હતો અને બહાર ન નીકળવા દેવાનો તેનો હુકમ પણ એ જ વાર્તાને સિદ્ધ કરતો હતો કે તેણે મને નજરકેદી તરીકે જ ત્યાં રાખી હતી.

હું દાતણ તથા પાણીનો લોટો મંગાવીને દાતણ કરવા બેઠી.

અમારી જાતિ રાજપૂતની હોવાથી બ્રાહ્મણ વાણિયા જેટલી આભડછેટ રાખવાની મને સ્વાભાવિકજ આવશ્યકતા નહોતી અને હાલ તરત એવી આભટછેટનો વધારે ડોળ ન બતાવવાનું બીજું એક કારણ એ હતું કે, તેમ કરવાથી મારી મુસલ્માન થવાની અને મૂસા સાથે નિકાહ કરવાની વાતને જો મૂસો ખોટી માની લે અને તેના મનમાં મારા વિશે કાંઇ પણ શંકા ઊત્પન્ન થાય, તો તે મકરાણી મને મારી નાખતાં પણ વાર ન કરે, એ નક્કી હતું અને તેથી જ્યાં સુધી તેના પંજામાંથી છૂટવાનો યોગ્ય પ્રસંગ ન આવે, ત્યાં સુધી તો તેને આશામાં ને આશામાં તણાતો રાખવો, એજ મારામાટે શ્રેયસ્કર હતું. અર્થાત્ મુસલ્માનના પાણી તથા અન્નો સ્વીકાર કર્યા વિના મારો છૂટકો જ નહોતો; પરંતુ એ આપદ્ધર્મ હોવાથી સમય આવતાં એ પાપનું પ્રાયશ્ચિત કરી દેહશુદ્ધિ કરવાનો તો મારો નિશ્ચય હતોજ. હું દાતણ કરીને મોઢું ધોતી હતી એટલામાં મૂસાખાન આવી લાગ્યો અને ત્યાર પછી થોડી વારમાં જ સુલયમાન તથા તેની બુઢ્ઢી બીબી ચાહ તથા નાસ્તો લઇને હૉલમાં આવી પહોંચ્યાં. મૂસાખાને મને ઉદ્દેશીને પૂછ્યું કે: "સુલોચના, આ મુસલ્માનના હાથનાં ચાહ તથા નાસ્તો સ્વીકારવામાં, તું હિન્દુ હોવાથી, તને કાંઇ વાંધો તો નહિ આવે ને ?" તેના એ પ્રશ્નના ઉત્તરમાં મેં જણાવ્યું કે: "થોડા વખતમાં હું દીન ઇસ્લામને સ્વીકારી એક અહલે ઇસ્લામ ખાવિંદની બીબી થવાની છું તો પછી મુસલ્માનના હાથનાં ચાહ નાસ્તો સ્વીકારવામાં વાંધો રાખવો, એ તો મારી બેવકૂફીજ કહી શકાય. મને આ ચાહ નાસ્તો લેવામાં અને આપની સાથે ખાવાપીવામાં કશો પણ વાંધો નથી. માત્ર માંસ મચ્છી ખાવાની મને આદત નથી એટલે હાલ તરત એ ચીજો હું ખાઇશ નહિ; ધીમે ધીમે ટેવ પડશે ત્યારે

જોઈ લેવાશે અને જ્યાં સુધી આપણા નિકાહ ન થઇ જાય ત્યાં સુધી આપણો શરીરસંબંધ થઇ શકશે નહિ." મૂસાખાન રાજી રાજી થઈ ગયો અને બોલ્યો કેઃ " સુલોચના, તારી સમજદારીપર હું આફ્રીન છું ! જો તને ન રુચે તો હાલ તરત માંસ મચ્છી ખાવાની કાંઈ પણ જરૂરત નથી; કારણ કે, ફક્ત ગોસ્ત અને મચ્છી ખાવાથી જ કાંઇ મુસલ્માન થવાતું નથી. તેમ જ જ્યાં સુધી તને મુસલ્માન બનાવી તારી સાથે નિકાહ કરી હું તને મારી હકદાર બીબી ન બનાવું ત્યાં સુધી જો હું તારા શરીરને સ્પર્શ કરૂં, તો તો તે જિનાકારીજ કહેવાય, એટલે એ પણ તારી રીતની જ વાત છે. હું તારી ઇચ્છા પ્રમાણેજ સર્વ કાંઇ કરીશ એટલે તારે કાંઈ પણ ફિકર રાખવીજ નહિ." તેનાં આ વચનોથી સ્પષ્ટ જાણી શકાયું કે, હું જેમ તેને પ્રસન્ન રાખવા ઇચ્છતી હતી તેમ જ તે મને પ્રસન્ન રાખવા ઇચ્છતો હતો; કારણ કે, મહબ્બતમાં હુકૂમત હોતી નથી, એ તત્ત્વને તે સારી રીતે જાણતો હતો; પરંતુ અફસોસ, કે એક આર્ય અબળાના હાર્દિક ભાવને જાણી લેવા જેટલું બુદ્ધિબળ તેનામાં નહોતું અને મારામારે તે જ શ્રેયસ્કર હતું. અમોઓ સામસામાં કુરસીપર બેસીને રાઉન્ડ ટેબલપર પડેલાં ચાહ તથા નાસ્તાને ઇન્સાફ આપવાનો આરંભ કર્યો. મેં ફક્ત ડબ્લ રોટી, માખણ અને ચાહ એ ત્રણ પદાર્થોને જ સ્વીકાર્યા અને મૂસાખાન એ ત્રણ પદાર્થો સાથે કાચા ઇંડાંને પણ ફોડી ફોડીને પેટમાં પધરાવવા લાગ્યો. નાસ્તો કરતાં પણ અમારો વાર્ત્તાલાપ ચાલૂ જ હતો.

" સુલોચના, " મૂસાખાને કહેવા માડયુંઃ " આજે રાતે ખાનું લીધા પછી તરત જ ઊંટપર બેસીને આપણે અહીંથી સફર કરીશું અને એક કે બે દિવસની સફર કર્યા પછી એક એવી જગ્યાએ જઇ

પહોંચીશું કે જ્યાં આપણી સઘળી મુરાદ બર આવશે અને આપણી બધી હરકતો દૂર થઇ જશે. આ જગ્યા કરાચીથી નજદીકમાં હોવાથી અહીં વધારે વાર રહેવામાં આપણી સલામતી નથી; કારણ કે, કરાચી-માં તારી તપાસ તો પોલિસે કરવા માંડી હશે જ અને ડિટેક્ટિવ-ખાતાનો ઉપરી જૉન્ સાહેબ અમારો કટ્ટો દુશ્મન હોવાથી જો અમો તેના હાથમાં સપડાઇએ, તો તે અમોને પણ આન્ડામાનની મુસાફરીએ મોકલી આપે, એમાં જરા પણ શક નથી. પણ હું તને ચેતવણી આપી મૂકું છું કે, મારી સાથે દગો અથવા ફરેબ કરવાનો ખાબમાં પણ ખિયાલ ન કરીશ; નહિ તો, હું તને પાયમાલ કરી નાખીશ; મારી છુરીથી એક બકરીની પેઠે તને હલાલ કરી નાખીશ!"

"મૂસાખાન, આ તમે શું બોલો છો? હું બેવા હોવાથી ઘણા દિવસથી ખાવિન્દ કરવાની મારી ઇચ્છા હતી, પણ મારાં માબાપના દબાણથી મારાથી કાંઈ પણ કરી શકાતું નહોતું. એ તો તમો જાણો જ છો કે, ખાવિન્દથી મળતા સુખ આગળ ઔરતજાત બાદશાહીને પણ તુચ્છ માને છે એટલે તમારા જેવા ખાવિન્દ સાથે રહીને જિન્દ-ગીના લુત્ફને ભોગવવાના મૌકાને લાત મારી તમારી સાથે દગો અથવા ફરેબ કરવાને તૈયાર થાય, એવી આ સુલોચના બેવકૂફ નથી તો! બળ્યું, આ સુલોચના નામ પણ હવે તો મને ઝેર જેવું લાગે છે! વ્હાલા, જ્યારે મને મુસલ્માન બનાવશો, ત્યારે મારૂં નવું નામ શું રાખશો વારૂ?" મેં મૂસાખાનને બરાબર ઉલ્લુખાન બનાવવાની ચેષ્ટા કરી.

"હું મારી જાનોજિગર મન્‌જૂરે નજરને ગોહરજાન, શમ્સુ-ન્નિસા, જન્નતઆરા, નૂરજહાન, તાજુન્નિસા અથવા એવું જ કોઇ એક ખુબ્સૂરત નામ આપીશ અને તે નામથી જ મારી આ ગુલરૂ અથવા

લાલારૂ બીબીને હમેશા બોલાવતો રહીશ." મૂસાખાને લોટપોટ થઇને આ ઉદ્દગાર કાઢી સંભળાવ્યા.

અસ્તુઃ મધ્યાન્હ પછી એક વાગે અમો ભોજન કરતાં હતાં તે વેળાએ ઈસાખાન કરાચીથી પાછો આવી લાગ્યો અને તેણે મૂસાખાનને જણાવ્યું કેઃ "કાલે આ સુલોચનાને ઉપાડતી વખતે જે બીજી ઔરતને મેં છરો માર્યો હતો, તે શારદા નહિ, પણ જમતનશીન પ્રાણલાલની બીબી કપિંજલા હતી અને તેને હૉસ્પિટલમાં લઇ જઇને શારદાએ તરત સારવાર કરાવવાથી તે જીવતી રહેશે, એવો ડૉક્ટરે અભિપ્રાય આપ્યો છે. કપિંજલાને છરો મારનાર અને આ સુલોચનાને હરી જનાર ગુનાહગારોને શોધી કાઢવામાટેની પોલિસની સખ્ત કોશિશ ચાલૂ છે અને તેથી તમારૂં હવે આ જગ્યામાં વધારે વાર રહેવું સલામતીભરેલું નથી. હું બહુ જ સારી અને ચાલવામાં રેલ્વેની બરાબરી કરી શકે તેવી એક સાંઢણીને મારી સાથે લેતો આવ્યો છું અને મારી એવી સલાહ છે કે, અત્યારે અને આ પળે જ તમો બન્ને અહીંથી રવાના થઇ જાઓ."

કપિંજલા બહેનના ઊગરવાના સમાચારથી મારા હૃદયમાં એક પ્રકારનો આનંદ થયો; પરંતુ મારા તે આનંદને મેં મારા મુખમંડળમાં કિંવા સંભાષણમાં વ્યક્ત થવા ન દીધો. મારી તો એવી જ ઇચ્છા હતી કે, એ ક્ષણે જ પોલિસનાં માણસો ત્યાં આવી પહોંચે અને મારો ઉદ્ધાર થાય, પરંતુ એવા પ્રકારનો તાત્કાલિક ઉદ્ધાર મારા ભાગ્યમાં લખાયલો નહોતો અને મારે દુનિયાની બીજી કેટલીક લીલી સૂકી જોવાની હતી એટલે સંધ્યાકાળ થઇ અને રાત પડી ગઈ, તો પણ પોલિસપાર્ટીનું આગમન ન થયું અને તેથી રાતે આઠ વાગ્યા પછી ભોજન કરી કેટલુંક ભાતું તથા પાણીની બે બદક ભરી લઇને સાંઢણીને સજ્જ

કરી મૂસાખાને સફરમાટેની સઘળી તૈયારી કરી લીધી. ત્યાંથા નીક-ળતી વેળાયે મારા હિન્દુ વેશને ઉતરાવી નાખીને મને તેણે એક મકરાણી આરતનાં વસ્ત્રો લાવીને પહેરવામાટે આપ્યાં અને મારાં વસ્ત્રોને પણ સાથે લઇ લેવાનું કહ્યું. થોડી વારમાં જ હું મકરાણી ઔ-રત બની ગઇ અને મૂસાખાનની આજ્ઞાથી સાંઢણીના કાઠાના પાછલા ખાનામાં બેસી ગઈ. મૂસાખાન આગલા ખાનામાં બેઠા અને તેણે પોતાના ભાઇને તથા સુલયમાનને સલામ વાલેકુમ કરીને સાંઢણીને ઉઠાડી. ઈસા તથા સુલાયમાનના મુખમાંથી 'વાલેકુમ્ અસ્સલામ' અને 'ખુદાહાફિજ' આદિ શબ્દો નીકળતા સંભળાયા અને સાંઢણીએ ચાલવાના કાર્યનો આરંભ કરી દીધો. મંગાપીરની હદમાંથી નીકળીને સરિયામ રસ્તાપર ચઢયા પછી સાંઢણી હવાની પેઠે ઊડવા લાગી અને ઓછામાં ઓછો એક કલાકે બાર માઇલનો પંથ તે કાપતી હોવી જોઇએ, એવું અનુમાન કરી શકાતું હતું. પ્રતિપળ હું કરાચીથી વધારે અને વધારે દૂર થવા લાગી અને જ્યાં કિસ્મત લઇ જાય ત્યાં જવા લાગી.

સમસ્ત નિશાના અખંડ પ્રવાસ પછી પ્રભાતમાં અમો સિંધ હૈયદરાબાદથી વીસ માઇલપર આવેલા ટંડો મહમ્મદખાન નામક ગ્રામમાં જઇ પહોંચ્યાં અને તે ગ્રામમાંના કેટલાક સિંધી મુસલ્માનો મૂસાખાનના મિત્રો હોવાથી તેના તેવા એક મિત્રના ગૃહમાં અમો ઊ-તર્યાં. તેના તે મિત્રનું વય લગભગ ચાળીસથી બેંતાળીસ વર્ષનું હતું અને તેના કુટુંબમાં તેની એક સ્ત્રી, તેની બે જવાન દીકરીઓ અને તેનો એક જવાન દીકરો, એટલાં મનુષ્યો હતાં. તેનાં બે ઘર હતાં; એકમાં તે પોતાના કુટુંબ સહિત વસતો હતો અને બીજા ઘરનો આવ્યા ગયાના ઊતારા તથા સત્કારમાટે જ ઉપયોગ કરવામાં આવતો હતો. અમને એ બીજા ઘરમાં જ ઊતારો આપવામાં આવ્યો હતો; કારણ કે, મૂસા-

ખાને મારો ભેદ તેના તે મિત્રને જણાવી દીધો હતો અને તેથી અમને જૂદા ઘરમાં રાખવાનું જ તેને યોગ્ય જણાયું હતું. એ સ્થાનમાં અમારો યોગ્ય આદર સત્કાર કરાયો અને અમારા ખાનપાનની પણ બહુ જ ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી. સાંઢણીપર એક રાતમાં લગભગ એક સો ને પચાસ માઇલ અથવા પોણોસો ગાઉનો અખંડ પ્રવાસ કરેલો હોવાથી મારા એકે એક અસ્થિમાં કળતર થતી હતી અને તેથી અગિયાર વાગે જમ્યા પછી હું જે સૂતી તે ઠેઠ સાંઝે છ વાગે મૂસાખાને મને જગાડી ત્યારે જ હું જાગી. દિવસે મૂસાખાન અને તેના મિત્ર વચ્ચે શી શી વાતો થઇ હતી તે જો કે હું જાણતી નહોતી, પરંતુ રાત્રિના સમયમાં તેના તે તથા બીજા બે ત્રણ મિત્રો અને મૂસાખાનનો જે પરસ્પર વાર્તાલાપ અમો ઊતર્યાં હતાં તે ઘરમાં ચાલ્યો તેના યોગે તે મિત્રો કોણ હતા, કેવા પ્રકારનો વ્યવસાય કરતા હતા અને મૂસાખાન તથા તેમની વચ્ચે દિવસના સમયમાં શો સંવાદ થયેલો હોવો જોઇએ, એની યોગ્ય કલ્પના હું કરી શકી. એ સ્થાન મારા ભાગ્યના વળી એક અન્ય પ્રકારના પરિવર્તનમાટે નિયત થયેલું હતું અને પરમાત્માનો તે પરિવર્તન કરવામાં પણ કાંઇક શુભ ઉદ્દેશ જ સમાયલો હતો, એવો મને ભાસ થવા લાગ્યો; કારણ કે, પરમેશ્વર જે કાંઇ પણ કરે છે તે મનુષ્યના કલ્યાણ તથા શ્રેયમાટે જ કરે છે એવી એક દૃઢ માન્યતા શ્રદ્ધાળુ માનવસમાજમાં પ્રચલિત છે અને એ માન્યતા મારા પોતાના સંબંધમાં અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલી હોવાથી મારી તો એ માન્યતામાં વળી અખંડ શ્રદ્ધા બંધાઇ ગઇ છે.

"વસ્તુતઃ પરમેશ્વર ધર્મશીલ મનુષ્યોનું અકલ્યાણ કરતો જ નથી." શારદાએ કહ્યું.

---

## પ્રકરણ ૫ મું

### સુલોચનાની આત્મકથા (ચાલૂ)

"આપણા આ આર્યાવર્ત અથવા હિન્દુસ્તાનમાં આજથી સો એક વર્ષ પૂર્વે ઠગ લોકોનો અતિશય ત્રાસ વ્યાપેલો હતો અને ઇ. સ. ૧૮૫૭ સુધી તેમના ત્રાસથી હિન્દુસ્તાન સર્વથા મુક્ત થઇ શક્યું નહોતું, એ વાર્તા ઇતિહાસના જ્ઞાતાઓથી અજ્ઞાત નથી અને શારદા બહેન, તમો તો અંગ્રેજી પણ સારી રીતે ભણેલાં છો એટલે આ વાર્ત્તા તમારા જાણવામાં તો હોવી જ જોઇએ." સુલોચનાએ વચ્ચે એક નવીન વિષય ઉપસ્થિત કર્યો.

"હા, ઠગ લોકોના હિન્દુસ્તાનમાંના ત્રાસના ઇતિહાસને હું સારી રીતે જાણું છું અને સ્વર્ગીય કર્નલ મેડોઝ ટેલરે પોતાના 'કન્ફેશન્સ ઑફ એ ઠગ' અથવા 'એક ઠગનો આત્મવૃત્તાંત' નામક પુસ્તકમાં એ ઠગોની ક્રૂરતા તથા નિર્દયતાનો એક ઠગનાયક અમીર-અલીના મુખથી એવો તો ભયાનક સ્ફોટ કરાવ્યો છે કે તેનાં વાંચ-નથી અવશ્ય વાંચનારનું હૃદય શોકાવૃત્ત થઇ જાય છે અને તેનાં નેત્રો-માંથી અશ્રુનો પ્રવાહ વહેવા માંડે છે. એ ઠગોનો અને તેમના ત્રાસનો સંક્ષિપ્ત ઇતિહાસ આ પ્રમાણે છે;–" એમ કહીને શારદાએ ઠગોના તથા તેમના ત્રાસના સંક્ષિપ્ત ઇતિહાસનો નીચે પ્રમાણે સ્ફોટ કરવા માંડ્યો:—

"આજથી એક સો વર્ષ પૂર્વે આપણા હિન્દુસ્તાનમાં ઠગ નામક દુષ્ટ અને વિઘાતક લોકોની સંખ્યા અત્યંત વિશાળ હતી તેમના વિશેની દન્તકથાથી એમ જણાય છે કે, તેઓ મૂળ જૂદાં

જુદાં સાત કુળોમાંથી ઉત્પન્ન થયેલા હતા અને તે કુળો દિલ્હીના આસપાસના પ્રદેશમાં વસતા હતા. તેઓ પ્રથમ ઇસ્લામ ધર્મને પાળનાર અને મુસલ્માન હતા, પરંતુ ત્યાર પછી તેમણે કુરાન શરીફ અને શરા સાથે સદાને માટે છૂટા છેડા કરીને હિન્દુઓની દેવી ભવાનીની સેવાનો સ્વીકાર કરી લીધો હતો. એ દેવીને તેઓ પોતાનાં દુષ્ટ કૃત્યોની પરમસહાયકારિણી માનતા હતા અને ભક્તિપૂર્વક તેની પૂજા અર્ચા આદિ કરતા હતા. તેઓ દેશમાંના ઇતર લોકો પ્રમાણે ગૃહ ઇત્યાદિ કરીને અમુક સ્થાનમાં રહેતા હતા; તેમનામાંના કેટલાક ખેતી કરતા હતા અને કેટલાક વ્યાપાર કરતા હતા. પરંતુ તેમનો જાતીય વ્યવસાય એ જ હતો કે, લોકોનાં ગળાં દાબી, તેમને ઠાર મારી નાખીને તેમનું સર્વ દ્રવ્ય લૂટી લેવું. આ કારણથી તેમના ગુપ્તચરો ભિન્ન ભિન્ન ગ્રામો અને નગરોની ધર્મશાળાઓમાં તથા રાજમાર્ગોમાં ભ્રમણ કરીને કયો ધનાઢ્ય મનુષ્ય કયા નગરમાંથી કયે દિવસે નીકળવાનો છે અને કયા માર્ગે થઇને કયા સ્થાનમાં જવાનો છે તેમ જ તેની સાથે માણસો કેટલાં છે, માલ કેટલો છે અને તેને તેનાં મનુષ્યો સહિત મારી નાખવાનો તથા તેના દ્રવ્યને લૂટી લેવાનો યોગ્ય અવસર કયા સ્થાનમાં એટલે કે અરણ્યના કયા ભાગમાં મળી શકશે, એ સર્વ વિષયોનો શોધ કર્યા કરતા હતા. જ્યાં કોઇ પણ એક શિકાર નજરમાં આવ્યો એટલે તે વિશેના સમાચાર તે ગુપ્તચરો પોતાના મંડળને પહોંચાડતા હતા. તે મંડળના અન્ય લોકો એવાં તો બાહ્ય સ્વરૂપ ધારીને આવતા હતા અને તે ધનાઢ્ય પ્રવાસી સાથે એવો તો મધુર વાર્ત્તાલાપ કરતા હતા કે તેમની તે મધુર વાણીના યોગે તેઓ તે પ્રવાસીને પોતાના મિત્ર કિંવા સહોદર કરતાં પણ અધિક પ્રિય તથા

વિશ્વાસંપાત્ર જણાતા હતા. ત્યારપછી એકત્ર પ્રવાસ કરતાં જ્યાં ઈષ્ટ પ્રસંગ આવે, ત્યાં તે દુષ્ટ ઠગો તે દીન પ્રવાસી અને તેની સાથેના સર્વ મનુષ્યોને તેમનાં ગળાંમાં દોરી અથવા રૂમાલના ફાંસા નાખીને મારી નાખતા હતા; તેમના સર્વસ્વ ધનનો અપહાર કરતા હતા અને અંતે આ પાપકૃત્યનો કોઈને કશો પત્તોજ ન મળી શકે એવી રીતે તે મૃત મનુષ્યોનાં શબોને અરણ્યના એકાંત ભાગમાં ઉપાડી જઈને જમીનમાં દાટી દેતા હતા. આ તેમનો જાતિવ્યાપાર હતો. જેમના વિશે વધારે હોહા થવાનો સંભવ ન હોય અથવા જેના યોગે તેમનાવિશે કોઈને સંશય આવવાની સંભાવના ન હોય, તેવાજ પ્રવાસીને બહુધા તેઓ શોધતા હતા. રજા લઈને ઘેર જવામાટે નીકળેલો લશ્કરી સિપાહી અને ખજાનો લઈને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જતો કોઈ મનુષ્ય ઈત્યાદિ શિકારોપર તેમની વધારે નજર રહ્યા કરતી હતી; કારણ કે, રજા લઈને ઘેર જવામાટે નીકળેલો સિપાહી જો માર્ગમાં જ ક્યાંક અદૃશ્ય થઈ જાય, તો તે ગરીબ માણસની તત્કાળ કોણ તપાસ કરે એમ હતું વારૂ ? તેના ઘરનાં માણસો એમ જ ધારવાનાં કે, ' રજા ન મળવાથી કદાચિત્ તે નહિ આવ્યો હોય; ' અને જો તે રજાની મુદ્દત પૂરી થતાં પાછો નોકરીપર આવીને હાજર ન થાય એટલે તે નોકરી છોડી ગયો એમ માનીને સરકાર તેની જગ્યાએ બીજા માણસની ભરતી કરી લે, એ નિયમ જ છે. ખજાનો લઈને અન્ય સ્થાન પ્રતિ જવા નીકળેલો મનુષ્ય અચાનક અદૃશ્ય થઈ જાય, તો તેને કદાચિત્ કોઈએ મારી નાખ્યો હશે, એવો સંશય આવે છે ખરો, પરંતુ તેની સાથે કદાચિત્ તે દ્રવ્ય લઈને તે પોતે જ છ પાંચ અગિયાર થઈ ગયો હશે, એવી બીજી શંકા આવવાનો પણ સંભવ હોય છે; અર્થાત્ આ કારણથી તેનો કરવો જોઈએ તેટલી બારીકીથી શોધ કરવામાં આવતો નથી. આવા પ્રકારના મનુષ્યોને

અદૃશ્ય કરી તેમના ધનને હરી લેવાથી પોતાના શિરપર કોઇ પણ પ્રકારનો દોષ આવી શકવાનો નથી, એ તત્ત્વને કલ્પક તથા યુક્તિમાન્ ઠગો સારી રીતે જાણતા હતા, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. ચોરી, લૂટ અને ખૂન ઇત્યાદિ કૃત્યોને તેઓ અપરાધ માનતા ન- હોતા; માત્ર એટલું જ નહિ, પણ એ દુષ્કૃત્યો જે કોઇ પણ, કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે કરી શકતો હતો, તેને મહા ચતુર, પરાક્રમશાલી તથા યશસ્વી ધારતા હતા અને તેઓ પોતાના બાળકોને બાલ્યાવસ્થાથી જ ક્રૂર તથા નિર્દય થવાની તેમ જ ક્રૂરતામય તથા નિર્દતામય ભયંકર કર્મો કરવાની ટેવ પાડતા હતા. તેઓ પ્રથમ પોતાના પુત્રોને ગુપ્તચર તરીકે યોજતા હતા, ત્યારપછી કેટલેક સમયે મારી નાખેલાં મનુષ્યોનાં શબોને ઉપાડીને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં લઇ જવાનું અને તે શબોને પૃથ્વીમાં દાટી દેવાનું કાર્ય તેમના હાથથી કરાવતા હતા. એ કાર્યોમાં પ્રવીણ થયા પછી તેમને માનવઘાતકોના મંડળ સાથે મોકલવામાં આવતા હતા અને તે વેળાયે નૂતનાભ્યાસી ખલ નવયુવકો પ્રવાસીઓને વિશ્વાસમાં કેવી રીતે લેવા અને ત્યારપછી તેમને સકંજામાં કેવી રીતે સપડાવવા ઇત્યાદિ વિષયોનો અભ્યાસ કરતા હતા. આ સર્વ વિષયોમાં પારંગત થયા પછી સર્વ વિદ્યાના સારરૂપ પ્રવાસીઓનાં ગળાંમાં ફાંસા નાખીને તેમના પ્રાણોને હરી લેવાની કળાનો તેઓ અભ્યાસ કરતા હતા અને એ વિદ્યામાં નિષ્ણાત થતાં જ તેમના અભ્યાસની પૂર્ણાહુતિ થયેલી માનવામાં આવતી હતી એટલે કે, તેઓ ગળાફાંસાની વિદ્યામાં બી. એ. અથવા એમ. એ. કિંબહુના એલ. એલ. ડી. થયેલા મનાતા હતા. એ અંતિમ વિઘાતક કર્મમાં જે કોઇ જેટલા પરિમાણમાં અધિક નિ- ષ્ણાત થતો હતો, તેટલા જ પરિમાણમાં ઠગસમાજમાં તેની અધિક

પ્રતિષ્ઠા થતી હતી. મનુષ્યઘાતકોના મંડળમાં પ્રવેશ કરવામાટે પ્રત્યેક નવીન વિઘાતકને પ્રૌઢ વયના અને અનુભવી એક નરઘાતક ઠગને પોતાના ગુરુ તરીકે સ્વીકારવો પડતો હતો અને જ્યારે તે ગુરુ પોતાના શિષ્યને ગુરુકંકણુ બાંધતો હતો તે વેળાયે કેટલાક સંસ્કાર સહિત ભવાની દેવીના નામથી ગૅાળ વ્હેંચવામાં આવતો હતો. એ વિશે તેમનામાં એક એવી માન્યતા હતી કે: 'મનુષ્યને બીજા ગમે તેટલા વ્યવસાયો આવડતા હોય અને તેની પાસે ગમે તેટલી સંપત્તિ હોય, છતાં જો તે આ ગૅાળ મોઢામાં નાખે એટલે તે ઠગ બન્યો જ છે, એમ સમજી લેવું.' એક ઠગે એક વાર એમ કહ્યું હતું કે: 'હું જ્યારે એક બાળક હતો ત્યારે જ મારા પિતાએ આ ગૅાળ મને ખવડાવ્યો હતો અને તેનું પરિણામ એ થયું કે, જો હું બીજાં હજારો વર્ષ પર્યન્ત જીવ્યો હોત, તો પણ મારાથી અમારા એ વ્યવસાય વિના અન્ય વ્યવસાય કદાપિ કરી શકાત નહિ.' એ ચાંડાલ ઠગોને કેટલાક સરકારી અધિકારીઓનું પણ પૃષ્ઠબળ તથા સાહાય્ય મળ્યા કરતું હતું, એ વાર્ત્તા અતિશય ચમત્કારિક તથા વિશેષતઃ લક્ષમાં રાખવા જેવી છે. વિશેષે કરીને પશ્ચિમ ભારતવર્ષમાંનાં એતદ્દેશીય સંસ્થાનોમાં આવો પ્રકાર અધિક પરિમાણમાં જોવામાં આવતો હતો. તે ઠગો અને એ અધિકારીઓની પરસ્પર કબૂલાત એટલી જ થતી હતી કે, તે ઠગોએ એ અમલદારોને પોતાની કમાણીમાંથી અમુક નિયમિત રકમ પ્રતિવર્ષ આપવી અને તેમના દેશની સીમામાં ઠગોએ ચોરી તથા ખૂન આદિ કર્મો કરવાં નહિ; તથા અમલદારોએ એટલી શર્ત પાળવાની હતી કે, જો ઠગો વિરુદ્ધ તેમની આગળ કોઇ પણ કાંઇ પોકાર અથવા ફરિયાદ કરવામાટે આવે, તો તે વિશે તેમણે આંખ આડા કાન કરી જવા એટલે કે, તેમની ફરિયાદ સાંભળવી

નહિ. દૂર દૂરના પ્રદેશોમાં શિકાર મારીને ખૂબ પૈસા લઇ એ દુષ્ટ લોકો જ્યારે પ્રાંતમાં આવતા હતા, ત્યારે તેના યોગે વ્યાપારી વાણિયા, ઉદ્યોગી અને શરાફ આદિ સર્વ લોકોને આનંદ થતો હતો; કારણ કે, શરાફો તેમને જોઇએ તેટલી રકમો તેમની પાસેથી મનમાન્યા કરારો લખાવી લઇને આપતા હતા અને એ વ્યવસાયમાં તેમને બહુ જ સારો લાભ મળતો હતો. ઠગોનાં ઘોરતમ કર્મોને દેશમાંના અનેક લોકો જાણતા હતા; પરંતુ તે જાણનારામાંના કેટલાકોને તેમનાથી લાભ થતો હતો તેથી તેઓ ચુપ રહેતા હતા અને બીજા કેટલાકો તે ખલજનોના ભયથી મૌનનું અવલંબન કરતા હતા. આવી રીતે તેમનાં અક્ષમ્ય પાપો સદા ગુપ્તનાં ગુપ્ત જ રહ્યાં કરતાં હતાં. એ પ્રાણઘાતિની ઠગજાતિના હસ્તથી પ્રતિવર્ષ કેટલાં મનુષ્યોનો ઘાત થતો હતો, એની ગણના જો કે યથાર્થતયા કરી શકાય તેમ નથી; છતાં એક એતદ્દેશીય ગ્રંથકારના અભિપ્રાય અનુસાર પ્રતિવર્ષ નિદાન દશ હજાર મનુષ્યોનો તેમના હસ્તથી નાશ થતો હતો. આ સંખ્યા બહુ જ મોટી તથા ભયંકર દેખાય છે અને તેથી એ સંખ્યા વિશ્વાસપાત્ર હોય તેમ માની શકાતું નથી; તથાપિ જો સૂક્ષ્મ શોધ કરવામાં આવે, તો એ સંખ્યાની લગભગમાં જ સંખ્યા આવીને ઊભી રહે, એમ દેખાય છે. એ ચાંડાલ જાતિના લોકોના શોધના કાર્યમાં સરકારને છ થી સાત વર્ષ જેટલા દીર્ઘ કાળનો ભોગ આપવો પડ્યો હતો અને તેટલા કાલાવધિમાં ઈંદોર, દક્ષિણ હૈદરાબાદ, સાગર તથા જબલપુર આદિ સ્થાનોમાંથી બધા મળીને એકંદર બે હજાર ઠગોને પકડવામાં આવ્યા હતા. એમાંના પંદર સો ઠગોએ પોતાના પિશાચ તુલ્ય અપરાધોને પોતાના મુખે જ સ્વીકારવાથી તેમને તેમના અપરાધોના પ્રમાણમાં ફાંસી, કાળાપાણી તથા આજન્મ કારાગૃહવાસ

આદિ ભિન્ન ભિન્ન ભયંકર શિક્ષાઓ આપવામાં આવી હતી. તે પકડાયલા લોકો તેમના સમસ્ત સમાજના એક વિશિષ્ટ લઘુ મંડળમાંના હતા એટલે ઠગોના સમસ્ત સમાજમાંના લોકોની સંખ્યા અતિશય વિશાળ હોવી જોઇએ. ઇ.સ. ૧૮૫૭-૫૮ પછીથી તેમનો ત્રાસ બંધ થયો હતો અને એમાટે આપણે મહાપ્રતાપી બ્રિટિશ રાજસત્તાનો જ આભાર માનવાનો છે, એ નિર્વિવાદ છે."

"શારદા બહેન, તમારી સ્મરણશક્તિ બહુ જ પ્રબળ છે અને તેથી જ આવા વિષયો અદ્યાપિ તમારા સ્મરણમાં રહી શક્યા છે; નહિ તો આજકાલનાં અનેક સુશિક્ષિત સ્ત્રીપુરુષોનો એવો જ પ્રકાર જોવામાં આવે છે કે પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને સંસારવ્યવહારમાં જોડાયા પછી તેમને અભ્યાસકાળમાં વાંચેલાં અનેક પુસ્તકોમાંના એક પણ વિષયનું સંપૂર્ણ સ્મરણ રહેતું નથી. અસ્તુઃ હું હવે મારી કથાના વિષયમાં જ આગળ વધીશ." એમ કહીને સુલોચનાએ પોતાના પ્રતિપાદ્ય વિષયનું પ્રતિપાદન કરતાં કહેવા માંડયું કેઃ—

"જેવો એક સમયમાં આપણા હિન્દુસ્તાનમાં એ ઠગ લોકોનો ત્રાસ હતો, તેવો જ અત્યારે આજકાલના હિન્દુસ્તાનમાં એક સર્વથા નવીન અને અકલ્પનીય વ્યવસાયથી ધનાઢ્ય થવાની લાલસામાં લપટાયલા નવીન પ્રકારના ઠગમંડળના ત્રાસનો વિકાસ થવા માંડયો છે. આ નવીન ઠગમંડળના સભાસદો દશ વર્ષથી ઉપરના વયની કુમારિકાઓ, તરુણી નવોઢાઓ અને પ્રૌઢા વિધવાઓને નાના પ્રકારની સુખલાલસાઓ બતાવીને તથા પોતાની સુધાસમાન મધુરવાણીના જાળમાં લપટાવીને એક દેશમાંથી બીજા દેશમાં ઉપાડી જાય છે, ત્યાં લઇ જઇને તેમના આગળથી કરી રાખેલા ગ્રાહકોના હસ્તમાં

તેમને વેચી નાખી હજારો રૂપિયાની કમાણી કરે છે અને તે નાણાં પોતપોતામાં વધતા ઓછા પ્રમાણમાં વ્હેંચી લે છે. જો સરળતાથી શિકાર હાથમાં ન આવે તો કેટલાક બદમાશો માર્ફત કેટલીક સ્ત્રીઓનું તેઓ બળાત્કારે પણ હરણ કરાવે છે અને પોતાના ધંધાને ધીકાવે છે. યૂરોપ અને અમેરિકા જેવા સુધરેલા પાશ્ચાત્ય દેશોમાં પણ સ્ત્રીઓને ફોસલાવીને અથવા તો બળાત્કારે ઉપાડી જઇને વેચી નાખવાનો ધંધો આજકાલ ધમધોકાર ચાલી રહ્યો છે અને ત્યાં એ ધંધાને 'વ્હાઇટ સ્લેવ્ ટ્રૅફિક્' એટલે કે, 'ગોરી ગુલામડીઓનો વ્યાપાર ' નામથી ઓળખવામાં આવે છે. આ નીચ ધંધા વિશે ત્યાં હવે ભયંકર પોકાર થવા માંડયો છે અને એ વ્યવસાયનાં રહસ્યોને પ્રકાશમાં લાવનારા કેટલાક ગ્રંથો પણ ત્યાં પ્રકટ થયા છે અને નિત્ય પ્રકટ થતા જાય છે; અર્થાત્ ઠગ લોકો તથા વિલાયત અને અમેરિકાના એ ' વ્હાઇટ સ્લેવ્ ટ્રૅફિકર્સ્ ' ના ધ્યેયને પોતાનાં નેત્રો સમક્ષ રાખીને જ આપણા આજકાલના હિન્દુસ્તાનમાં એ '**ભારતવર્ષીય વનિતાવિક્રેતા મંડળ**' ની સ્થાપના થયેલી હોય, એવી મારી માન્યતા છે. એ મંડળની મુખ્ય ઑફિસો મધ્ય પ્રાંત, પંજાબ અને સિંધુ દેશમાં છે અને બ્રૅન્ચ ઑફિસો તથા એ મંડળના ટ્રૅવેલિંગ એજન્ટોનો તો લગભગ ભારતવર્ષના સર્વ ભાગોમાં પ્રચંડ વિસ્તાર થયેલો છે. ટ્રૅવેલિંગ એજન્ટો જેમ પુરુષ હોય છે તેમ જ સ્ત્રીઓ પણ હોય છે; અથવા તો સ્ત્રી તથા પુરુષ બન્ને સાથે મળીને પણ કાર્ય કરતાં જોવામાં આવે છે. એ ટ્રૅવેલિંગ એજન્ટો ભિન્ન ભન્નિ દેશોમાં રેલ્વેમાં, મૉટરમાં, ઘોડાગાડીમાં, ગાડામાં, ઊંટપર, ઘોડાપર અથવા પરિસ્થિતિ અનુસાર પગે ચાલીને સતત પ્રવાસ કર્યા કરે છે અને કેવળ નાનાં નાનાં ગામડાંમાંથી જ નહિ, પણ લાગ ફાવે તો મુંબઇ, કલકત્તા,

બનારસ, દિલ્લી, લખનૌ, કરાચી, અમદાવાદ અને એવાં જ અન્યાન્ય મોટાં મોટાં નગરોમાંથી પણ ચાર પાંચ વર્ષથી ઉપરની ચાલતી ફરતી અને રમતી બોલતી રૂપાળી છોકરીઓને ફોસલાવીને ચોરી જાય છે અને તેમને બીજા દેશમાં લઇ જઇને ધનાઢ્ય વેશ્યાઓ અથવા ગણિકાઓને ત્યાં વેચી નાખે છે એટલે એ તેમના વ્યવસાયના પરિણામે સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની પુત્રીઓને ભવિષ્યમાં એક ઉત્તમ ગૃહિણી તથા આદર્શ માતા થવાને બદલે બજારમાં બેસનારી અને ગાનારી નાચનારી વેશ્યા અથવા ગણિકા થવાનો જ દુઃખદાયક પ્રસંગ પ્રાપ્ત થાય છે. અલ્પવયસ્ક બાલિકાઓને ચોરીને લઇ જનાર એવાં અનેક દુષ્ટ સ્ત્રીપુરુષો–બહુધા સિંધી તથા મકરાણી જાતિનાં સ્ત્રીપુરુષો–અત્યાર સુધીમાં પકડાયાં છે અને ન્યાયમંદિરમાં શિક્ષાભાજન થઇ ચૂક્યાં છે; છતાં એ અલ્પવયસ્ક બાલિકાઓના થતા અપહારનો અદ્યાપિ અંત આવ્યો નથી અને હજી કેટલાક કાળ પર્યન્ત અંત આવવાનો પણ નથી. કોઇ અબળા નિરાધાર અવસ્થામાં આવી પડી હોય, તો તેના પ્રતિ અતિશય દયા તથા અનુકંપા દર્શાવીને કોઇ ધનાઢ્ય તથા ભલા ગૃહસ્થના ગૃહમાં નોકરી રખાવી આપવાના નિમિત્તથી તેને બીજા દેશમાં લઇ જવી; કોઇ સ્ત્રીનો પોતાની સાસુ અથવા પોતાના પતિ સાથે જરાક પણ અણુબનાવ થયો હોય, તો તેને બહુ જ ભયંકર રૂપ આપીને અન્યત્ર રાજરાણી સમાન સુખ મેળવી આપવાનાં અભિવચન સહિત તે સ્ત્રીને તેના ગૃહમાંથી બહાર કાઢવી; બંગાળાની ઉચ્ચ બ્રાહ્મણ જાતિ, પારસી જાતિ, સિંધની આમિલ જાતિ તથા એવી જ જે અન્ય જાતિઓમાં વરવિક્રયની રૂઢિ ચાલતી હોય અને સાધનહીન તથા દરિદ્ર માતાપિતાની પુત્રીઓને વર મળવાનો સંભવ ન હોય, તો તેવી જાતિની દરિદ્ર કુમારિકા તરુણીઓને

યોગ્ય તથા સાધનસંપન્ન વરો સાથે પરણાવવાની લાલચમાં લપટાવીને ત્યાંથી ઉડાવી દેવી; કેટલીક બહુ રૂપવતી રમણીઓ કોઇ રીતે હાથમાં ન આવતી હોય, તો અંતે બદમાશો માર્ફત તેમનું હરણ કરાવવું અને એવી જ અન્ય યુક્તિઓને યોજીને પોતાને જોઇતી સંખ્યામાં સ્ત્રીઓને મેળવવી, એ તેમનો વ્યવસાય છે. આ ચોરાયલી બાળાઓ, કુમારિકાઓ તથા પ્રૌઢાઓ અનુક્રમે વેશ્યાઓ, જે જાતિમાં કન્યાની અછત હોય છે તે જાતિ અને વિષયલંપટ જાગીરદારો તથા જમીનદારોને ત્યાં વેચાય છે અને તેમાંની જો કોઇક ભાગ્યવતી અબળા સુખિની થતી હોય તો પરમાત્મા જાણે; પણ બહુધા વેચાયલી ઘણીખરી સ્ત્રીઓની તો દુર્દશા જ થાય છે અને તેમનો અવતાર બગડી જાય છે. અંગ્રેજ સરકારના રાજ્યમાં મનુષ્યવિક્રયનો કઠિન પ્રતિબંધ હોવા છતાં અત્યારે તો હિન્દુસ્તાનમાં ધોળે દિવસે, ભરે બજારે અને ખુલ્લા ચૉકમાં માનવી સ્ત્રીઓને વેચવાનો વ્યવસાય ધમધોકાર ચાલ્યા કરે છે. પરંતુ એમાં સરકારનો દોષ નથી; કારણ કે, એ વિશેનો હજી જોઇએ તેટલા પ્રમાણમાં પોકાર ઉઠયો નથી અને સરકારને કાને આ વાત પ્હોંચી નથી. જ્યારે આ વાર્ત્તા અંગ્રેજ સરકારના અધિકારીઓના જાણવામાં આવશે, ત્યારે તેઓ ઠગોના અંત પ્રમાણે આ દુષ્ટ 'સ્ત્રીવિક્રેતા મંડળ'નો પણ અવશ્ય અંત કરી નાખશે!"*

---

* આ 'સ્ત્રીવિક્રેતા મંડળ'ની કથા સર્વથા કાલ્પનિક છે કિંવા નવલકથામાં એક પ્રકારના રસને વધારવામાટે જ આ વિષયને કલ્પનાસૃષ્ટિમાંથી જ ઉપજાવી કાઢવામાં આવ્યો છે, એમ કોઇએ કદાપિ ધારવું જ નહિ; કારણ કે. એ 'સ્ત્રીવિક્રેતા મંડળ'નાં દુષ્કૃત્યો હવે પ્રકાશમાં આવવા માંડયાં છે અને એ મંડળના કેટલાક સભાસદોને શિક્ષા પણ મળી ચૂકી છે. "ગુજરાતી"ના

" પરંતુ એ સ્ત્રીવિક્રેતા મંડળ'ના લોકો ઠગ લોકો પ્રમાણે પોતાના હાથમાં સપડાયલી સ્ત્રીઓપર અત્યાચાર પણ કરતા હશે અને

---

તા. ૨૦ મી જાન્યુઆરી ૧૯૧૮ રવિવારના અંકમાં એ વિશેના રિપોર્ટ છપાયો છે અને તે નીચે પ્રમાણેઃ—

" **સંયુક્ત પ્રાંતોમાં સ્ત્રીઓનું હરણ કરનારી ટોળી**-તા. ૧૮ મી એ અલ્લાહાબાદની વરિષ્ટ કોર્ટમાં સ્ત્રીઓનું અપહરણ કરી જનારી એક સ્ત્રી સાથે ૭ માણસોની ટોળી ઉપર કામ ચાલ્યું હતું. કેસની વિગત એવી હતી કે, આ ટોળીવાળા દગાખોરો મીરઝાપુરની સ્ત્રીઓને ઉપાડી જતા અને તેમને પંજાબ લઇ જઇ સ્ત્રીઓ તરીકે ખરીદનારાઓને વેચી દેતા અથવા તેવાં કામ કરનારા દલાલોને આપી દેતા. પહેલાં આવી એક જ ટોળી હતી, પરંતુ ક્રમશઃ એ ઉધોગ વધતો ચાલ્યો અને સરકારના ઘણાય જાપ્તા છતાં એવી ટોળીઓનો ત્રાસ ફેલાવા લાગ્યો. આ ટોળીઓમાં ભારે સ્પર્ધા ચાલતી અને કેટલીક વખત તો બે પાંચ ટોળીઓ ભેગી મળી જઇ ઐક્યબળની યોજનાવડે ઘણી સ્ત્રીઓને ઉપાડી જતી. તે પછી તેઓ પંજાબના કેટલાક દલાલોને સંકેતસ્થાનોએ મળતા અને તેમની સાથે સોદો કરવાની ચર્ચા ચલાવતા. વાતચીતમાં તેમણે સ્ત્રીઓને શેતરંજીનું ઉપનામ લગાડ્યું હતું અને સ્ત્રી ગૌરવર્ણની હોય તો સફેદ શેતરંજી, સુંદર હોય તો તેવી, શામળી હોય તો તેમ. એ પ્રમાણે શેતરંજીના ઉપનામથી વ્યવહાર ચલાવતા; કુમારિકાઓ, બાળાઓ વગેરે વય અને લાવણ્ય પ્રમાણે ભારે કીમતે વેચાતી, પરંતુ સામાન્ય આધેડ સ્ત્રીઓને પણ રૂ. ૫૦૦ કરતાં વધારે કીમતે વેચવામાં આવતી. આ વ્યાપાર એટલો તો નફાકારક હતો કે શિક્ષકો વગેરે કેટલાક તેમની નોકરી વગેરે મૂકી દઇ આ ટોળીઓમાં ભળવા માંડ્યા ! ઉપર્યુક્ત ટોળીના ખટલાની વિગત એવી છે કે એ બદમાશો બે ત્રણ સ્ત્રીઓને લલચાવી પંજાબ લઈ ગયા, પરંતુ તે સ્ત્રીઓને ( તેમનો હેતુ ) માલુમ પડવાથી કોઇ યુક્તિ પ્રયુક્તિવડે તેઓ નાસી છૂટી અને તેમનું કાવત્રું ખુલ્લું થયું, જેથી તેમના

કોઇ વાર તેમની હત્યા પણ કરી નાખતા હશે; કેમ ખરૂં કે નહિ ?" શારદાએ પૂછ્યું.

" એ 'સ્ત્રીવિક્રેતા મંડળ'ના સભાસદો તેમના હાથમાં સપડાયલી અનાથા અને અસહાયા અબળાઓપર કેટલીક વાર પોતાની વિકાર-તૃપ્તિમાટે અત્યાચાર તો અવશ્ય કરતા જ હશે; પરંતુ કોઇ અનિવાર્ય કારણ વિના તે સ્ત્રીઓની હત્યા નથી કરતા; કારણ કે, તે સ્ત્રીઓની હત્યાથી તેમને કોઇ પણ પ્રકારનો લાભ થવાનો સંભવ હોતો નથી, કિંતુ તેઓ જીવિત હોય અને તેમને વેચી નાખવામાં આવે, તો જ તે દુષ્ટોની તિજોરી તર થવાનો સંભવ હોય છે. છતાં જો કોઇ વાર કોઇ અબળા તૂફાન મચાવે અને તેથી તેમનાં પાપકર્મોનો પ્રકાશ થવાનો સંભવ હોય, તો ભયમુક્ત થવામાટે તેઓ તેવી કોઇ સ્ત્રીની અપવાદ તરીકે હત્યા પણ કરી નાખે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી."

---

ઉપર કામ ચાલ્યું હતું. ન્યાયાધીશોએ આ ટોળીના પ્રત્યેક બદમાશને પાંચ પાંચ વર્ષની સખ્ત કેદની સજા ફરમાવી હતી."

શિક્ષકો પણ આવા નીચ વ્યવસાયમાં ભાગ લેવા માંડયા છે, એ ઘટના કાંઇ જેવી તેવી ભયંકર નથી. કેટલીક કન્યાશાળાની શિક્ષિકાઓ પણ આવી ટોળીઓમાં ભળેલી હોય, તો તે પણ સર્વથા સ્વાભાવિક જ છે; કારણ કે, કેટલીક કન્યાશાળા તથા ગર્લ્સ સ્કૂલની શિક્ષિકાઓ કિંવા મિસ્ટ્રેસો પંદર પંદર અને સોળ સોળ વર્ષની વિદ્યાર્થિની બાળાઓને વિકારના માર્ગમાં ચઢા-વીને પોતાને મળતી દલાલીના લોભથી કેટલાક કામાંધ તથા લંપટ પુરુષો પાસે મોકલે છે અને તેનું પરિણામ એ થાય છે કે કૌમારમાં જ અવળે રસ્તે ચઢી ગયેલી તે બાળાઓ પરણ્યા પછી પણ વ્યભિચારિણી જ રહે છે અને તેથી તેમના પતિઓનો સંસાર ધૂળમાં મળી જાય છે. આવી અનેક ઘટનાઓ બની છે અને બન્યા કરે છે એટલે શિક્ષિકાઓના આ પાપકર્મને પ્રકાશમાં લાવવાની અતિશય આવશ્યકતા છે.

સુલોચનાએ શારદાના પ્રશ્નનું યથોચિત ઉત્તર આપ્યું અને ત્યારપછી કહેવા માંડયું કે: "અસ્તુ: અમો જે મુસલ્માનના ઘરમાં ઊતર્યા હતાં, તે મુસલ્માન પણ એ 'સ્ત્રીવિક્રેતા મંડળ'નો એક ભયંકર સભાસદ હતો અને પોતાના બીજા બે ચાર વ્યવસાયબંધુઓ સાથે ટંડા મહમ્મદખાનમાં રહેતો હતો. તેના કેટલાક એજન્ટો મારવાડ, મેવાડ, ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડ આદિ દેશોમાં ફર્યા કરતા હતા અને શિકારોને શોધ્યા કરતા હતા. સરકારી અધિકારીઓ તથા અન્ય લોકોના મનમાં કોઇ પ્રકારનો સંશય ન આવે એટલામાટે ટંડા મહમ્મદખાનમાં તેણે કાપડ તથા પ્રકીર્ણ વસ્તુઓની એક દુકાન કરી હતી, પણ તેની કમાણીનો ખરો આધાર તો સ્ત્રીઓને વેચવાના ધંધાપર જ રહેલો હતો. અમો જે ઘરમાં ઊતર્યા હતાં તે ઘર જોકે ગામના એકાંત ભાગમાં આવેલું હતું, તો પણ જ્યારે રાતે તે અને તેના સાથીઓ મૂસાખાન સાથે વાતચીત કરવામાટે બેઠા, તે વેળાયે બહારથી તેમની વાતો કોઇ છુપાઇને ન સાંભળી લે, એની નજર રાખવાને તેમણે ઘરની આસપાસ પોતાનાં બે માણસોને ઊભાં રાખી દીધાં હતાં. પાપાત્માઓ કદાપિ નિર્ભય હોતા જ નથી, એનું એ એક પ્રત્યક્ષ પ્રમાણ હતું. હું જો કે અંદરના ઓરડામાં જાગતી બેઠી હતી, પરંતુ મારી તેમને વધારે ભીતિ નહોતી; કારણ કે, તે સર્વ મકરાણી ભાષા જાણતા હોવાથી મકરાણી ભાષામાં જ બોલતા હતા અને હું મકરાણી ભાષા જાણતી હતી એ વાર્ત્તા મૂસાખાનના જાણવામાં પણ નહોતી, તો પછી બીજાના જાણવામાં તો કયાંથી જ હોઇ શકે વારૂ? બહારના ઓરડામાં એક હરીકેન્ લૅમ્પને સળગાવીને એક પેટીપર રાખવામાં આવ્યો હતો અને સામસામા પડેલા બે ખાટલાપર તકીઆ નાખીને તેમનાપર અનુક્રમે બબ્બે જણ

બેઠા હતા. વચ્ચે માટીનો એક મોટો સિંધી હુક્કો હતો અને તેની લાંબી નળીને વારંવાર વારાફરતી મુખમાં લઇને તેઓ વાર્ત્તાલાપ કરતા હતા. તેમના સંભાષણનો આરંભ આવી રીતે થયો:--

" મૂસાખાન, દિવસના તમોએ જે હકીકત મને જણાવી છે, તે સાંભળીને હું ઘણો જ ખુશ થયો છું; પરંતુ તમોએ મોટામાં મોટી જે બે ભૂલો કરી છે, તેથી દિલગીરી પણ તેટલી જ થાય છે. એક તો તમોએ આ ઔરતને ઉપાડતી વેળાયે બીજી બે ઔરતોને છોડી દેવાની અને તેમાંની એકને તમારા બાઇના હાથે મારી નખાવવાની કોશિશ કરી હતી એ તમારી પહેલી ભૂલ થઇ હતી અને આ ઔરતને મુસલ્માન બનાવી એની સાથે નિકાહ કરવાનો તમો ઇરાદો રાખો છો, એ તમારી બીજી ભુલ થાય છે. ' ગુજસ્તારા સલવાત ' એ કહેવત પ્રમાણે જે શિકારો હાથમાંથી છટકી ગયા છે, તેમના વિશે ગમ કરવો નકામો છે; પણ જે શિકાર આપણા હાથમાં છે, તેના બંદોબસ્તનો ખિયાલ તો અત્યારે આપણે કરવો જ જોઇએ. હું તમને ફરી પણ કહું છું કે, આ પરીપયકર નાજનીનને વેચી નાખવામાં આપણી જેટલી સલામતી અને આપણો જેટલો ફાયદો છે; તેટલી સલામતી અને તેટલો ફાયદો તમો એની સાથે નિકાહ કરો, એ બાબતમાં નથી. મારી તો એવી જ સલાહ છે કે, એ ઔરતને વેચી જ નાખવી. એના વેચાણથી પાંચથી સાત હજાર રૂપિયા તો અવશ્ય આપણને મળવાના જ. " ગૃહના સ્વામી યારમહમ્મદે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"મારો તો એવો જ અભિપ્રાય છે કે ઔરતોને વેચવાનો તો આપણો ધંધો રોજ ચાલ્યા કરે છે અને આપણે પૈસા પણ સારી રીતે કમાઇએ છીએ; પરંતુ જો આપણી બગલમાં આવી કોઇ ગુલં-

દામ હસીના નાઝનીન્ ન હોય, તો પછી આપણી જિન્દગીનો લુત્ફ શો છે વારૂ ? મને તો આ ઔરતને ન વેચવામાં અને એની સાથે નિકાહ કરવામાં ખાસા મજાના બે લાભો દેખાય છે; એક તો એ કાફિર હિન્દુ ઔરતને દીન ઈસ્લામમાં લાવવાથી સવાબ થશે અને બીજો લાભ એ છે કે, એ પરીપયકર નાઝનીન્ મારી જોરૂ થઈને સદાને માટે મારા ઘરને રૌનકઅફ્ રોઝ કરતી રહેશે. એક ઔરતને ન વેચવાથી કાંઈ આપણા ધંધામાં મોટી ખોટ આવી જવાની નથી." મૂસાખાને પોતાના અભિપ્રાયને કોઈ પણ પ્રકારના સંકોચ વિના વ્યક્ત કરી બતાવ્યો.

"બિરાદરે મન્' અહીંજ તમારી મોટી ઊંટડી જેવડી ભૂલ થાય છે;" મૂસાખાનના મતનું ખંડન કરતો ત્રીસ વર્ષના વયનો એક બીજો મુસલ્માન હુક્કાની નળીને હાથમાં લેતો અને દાઢીને પસવારતો કહેવા લાગ્યો: "કારણકે, જે જગ્યામાં ધંધારોજગારનો અને નફા ટોટાનો વિષય આવીને ઊભો રહે છે, ત્યાં મજહબી સવાબ અથવા અજાબનો વિચાર કરાતો જ નથી. એક સોની સારાંમાં સારાં ઘરેણાં બનાવીને તૈયાર કરે છે અને જો ઇચ્છા થાય તો ચાર દિવસ તે પોતાની ઔરતને પહેરાવીને પછી તે ઘરેણાં તેના ગ્રાહકને સોંપી દે છે; સૂખડિયા રોજ જાત જાતની મીઠાઇ બનાવે છે, પણ તે મીઠાઇ તેઓ પોતે ખાતા નથી, કિન્તુ તેને વેચીને નફો જ મેળવ્યા કરે છે, કોઇ વાર સ્વાદ લેવાને ચાખી જોતા હોય તો તે જૂદી વાત છે; દરજી સારાં સારાં વસ્ત્રો રોજ સીવતો હોવા છતાં દરજીનાં પોતાનાં વસ્ત્રો તો જૂનાં તથા ફાટેલાં જ હોય છે; હાંલ્લાંના બનાવનાર કુંભારના પોતાના ઘરમાં તો ટૂટેલાં અને ખોખરાં હાંલ્લાં જ વપરાય છે; ધોબી બીજાનાં કપડાં ધોઇને સ્વચ્છ કરે છે છતાં તેનાં પોતાનાં કપડાં તો

એ મહિનેજ ધોવાય છે અને હજારો મણુ ઘી તૈયાર કરીને વેચનારા ગામડિયા લોકોનાં બૈરાં છોકરાં ઘી વગરના સૂકા રોટલા જ ખાય છે; અર્થાત્ આ બધી ધંધાની ખૂબીઓ છે; કારણ કે, ધંધાધારી જો પોતાના ધંધાની ચીજમાં લોભાઇને તેનો ઉપયોગ કરવા માંડે, તો તેનો ધંધો ચાલી શકેજ નહિ અને થોડા વખતમાં તેનું દીવાળું ફૂંકાઇ જાય, એ નક્કી હોવાથી જ ધંધાધારીઓ વિચાર કરીને વર્ત્તે છે અને પોતાના ધંધાની વસ્તુમાં કદાપિ લેશમાત્ર પણ લોભ રાખતા નથી. એક દાખલો કુતુબફરોશ (ગ્રંથવિક્રેતા અથવા બુકસેલર) નો પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. કુતુબફરોશ પોતાના હાથથી રોજ જૂદા જૂદા વિષયના શતાવધિ ગ્રંથો વેચ્યા કરે છે અને તેની પાસેથી ગ્રંથો ખરીદીને અનેક વિદ્યાર્થીઓ મોટા વિદ્વાન્, વક્તા, લેખક, વકીલ, બૅરિસ્ટર તથા ડૉક્ટર બની જાય છે; પરંતુ કુતુબફ- રોશનો ગ્રંથના વાંચન કે અભ્યાસ સાથે કોઇ પણ પ્રકારનો અંગા- ગીય સંબંધ હોતો નથી. તેનું કામ તો એટલું જ હોય છે કે, ગ્રંથનું તથા ગ્રંથકર્ત્તાનું નામ, તેની કીમત અને તેની સાઇજ વગેરે સ્મર- ણુમાં રાખવાં અને જે કોઇ જે ગ્રંથ લેવા આવે તેને તે ગ્રંથ પોતાનો નક્કી કરેલો નફો લઇને વેચાતો આપી દેવો. જો તે બુકસેલર વિદ્યા- દેવીના મોહમાં લુબ્ધ થઇ પોતાનો સર્વ સમય ભિન્ન ભિન્ન વિષયના ગ્રંથોના વાંચનમાં જ વીતાડતો રહે અને પુસ્તકોને વેચવાના પોતાના વ્યવસાયને ભૂલી જાય, તો તેનું પરિણામ એ જ થાય કે, તે પોતે વિદ્વાન્ તો ન થાય તે ન જ થાય, પણ તે સાથે બહુ જ વ્હેલો ભૂખે મરતો થઇ જાય! અર્થાત્ આ ઉપાડી લાવેલી ઔરતો આપણા ધંધાની ચીજો હોવાથી એ ઔરતોપર ફિદા થવું, એમને મુસલ્માન બનાવવાની ખટપટમાં પડવું અને એમની સાથે નિકાહ કરીને સંસાર

માંડવો, એ આપણું કામ નથી. જો તમારી ઇચ્છા હોય, તો થોડા દિવસ એ પરીપયકરને અહીં રાખો, એની સાથે અયશઆરામ કરો અને એટલામાં એનો કોઇ ખરીદદાર થાય એટલે ઝટ વેચી નાખીને નાણાં ઊભાં કરી લ્યો. હાડકામાંના રસને ચૂસી લીધા પછી હાડકાંને ગળામાં બાંધી રાખવાં એ સખ્ત નાદાની છે; એમાં કોઇ દિવસ આપણી રૂસવાઇ અને પશેમાની છે."

"શાબાશ, દાનિશ્મંદ દોસ્ત મહબ્બતખાન, સદ હજાર બાર શાબાશ!" ચારમહમ્મદે એ સલાહ આપનાર દોસ્તને શાબાશી આપતાં કહેવા માંડયું: "જ્યાં ધંધાનો અને રોજગારનો સવાલ આવીને ઊભો રહે, ત્યાં તો આપણે મુસલ્માનપણાને છોડીને વાણિયા જ બની જવું જોઇએ. તમારી સલાહ સવ્વા સત્તર આના છે, એમાં જરાય શક નથી."

"આપણે પણ એ જ વાતને ટેકો, થાંભલો, ભાલ અને આડસર જે માગો તે આપીએ છીએ અને ઢોલ વગાડીને કહીએ છીએ કે, એ ઔરતને વેચી નાખો; ખાનગી ગ્રાહક ન મળે તો જાહેર લીલામથી થીટાઇમ્ કરી નાખો! અત્યારે તો એ ઔરતને હિંદવાણી કાયમ રાખવામાં જ સાર છે; કારણ કે, હિંદવાણીનો કોઇ સારો હિંદુ ખરીદદાર પણ મળી જશે અને જો એને મુસલ્માન બનાવીશું, તો સાલો કોઇ હિંદુડો એને ઘરમાં ઘાલતાં આનાકાની કરશે. જો કોઈ મુસલ્માન એને ખરીદશે, તો એને મુસલ્માન બનાવવાની માથાકૂટ તે પોતે જ કરી લેશે; એટલે કે, 'રડશે રૂવાળો અને પીટશે પીંજારો'; આપણે તો એને વેચી નાખવા સાથે કામ છે; કારણ કે, આપણે જેનો મતલબ રાખીએ છીએ, તે ચીજ ફક્ત કલ્દાર અથવા તો દામ છે!" કાંઇક વિનોદી સ્વભાવના ત્રીજા પ્રૌઢ વયના મુસલ્માને પણ ચારમ-

હમ્મદના મતને જ એવી રીતે પોતાથી આપી શકાય તેટલી પુષ્ટિ આપી દીધી.

આ સંભાષણને સાંભળીને ત્યાં પછીથી આવેલો એક તરુણ મુસલ્માન મૂસાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "બિરાદરે અઝીઝ, ઇશ્ક અને આશકી છે કેવી ખૌફનાક ચીજ, એની આપને છે કાંઇ તમીજ ? એ ઇશ્ક ખાનાખરાબે લોકોની કેવી ખાનાખરાબિયો કરેલી છે, એ વાતથી શાયદ આપ વાકિફ નથી. એ ઇશ્કના નતીજાને દર્શાવતો એક નાટકી શાયર કહે છે કેઃ-

"ઇશ્ક બુરા જંજાલ, કિસીસે દિલ ન લગાના,
છયલા તૂ દિલકો સઁભાલ, કિસીસે દિલ ન લગાના-ઇશ્ક.
મજનૂંને ઉશ્કતમેં કયા ધૂલ ઊડાયા, ફરહાદને મુફ્તમેં જી ગઁવાયા;
વામિકકો અજરાને કયા કયા જલાયા, રાઝેકો જીના વબાલ-કિસીસે.
એક તો ઉરકે ઘરપર જાના, દૂજે અપના માલ ખિલાના;
તીજે અપની લાજ ગઁવાના, ચોથે હુવે બેહાલ "-કિસીસે.

એ ગાયન તે લલકારીને વળી પાછો આગળ વધીને બોલ્યો કેઃ "શાયરોની આવી નસીહત હોવા છતાં પણ જો આપણે એ રાહે ઇશ્કમાં કદમ રાખીએ, તો આપણા જેવો નાદાન બીજો કોણ હોઇ શકે વારુ ? કારણ કેઃ-

"યે ઇશ્ક વો હય જો પત્થરકો દમમેં આબ કરે;
લગાય દિલ વહી જિસકો ખુદા ખરાબ કરે !"

"તેમના આ વિલક્ષણ સંવાદને સાંભળીને મારા મનમાં એક તરફથી ખેદ થતો હતો અને બીજી તરફથી હસવું પણ આવતું હતું. મારા સમસ્ત જીવનમાં તે દિવસે જ 'હસવું અને હાણ' એ કહેવતનો મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો હતો. નિરાધાર બૈરાંને વેચી તેમની

ભડવાઇથી પોતાનાં પાપી પેટોના ખાડાને ભરનારા આખી દુનિયાના ઊતાર અને નીચ ભામટા જાણે પોતે જ અલૌકિક તત્ત્વજ્ઞાની અને મહાન્ ફિલોસૉફર હોયની! તેવી છટાથી જ એ સંભાષણ કરતા હતા અને પોતાને આખા દુનિયાના ઉસ્તાદ માનતા હતા. અસ્તુ: આ વેળાયે પોણા વાસેલા દરવાજાની ફાટમાંથી મેં જોયું, તો મૂસાખાન, પોતાના સર્વ મિત્રો, શુભેચ્છકો તથા વ્યવસાયબંધુઓની મને વેચી નાખવા વિશેની એકવાક્યતાને જોઇને કાંઇક ગહન વિચારમાં પડી ગયેલો દેખાયો. તેની મુખમુદ્રાને જોતાં મને લાગ્યું કે, ' હવે તેમને શો જવાબ આપવો?' એ વિશેના વિચારમાં જ તે તલ્લીન થયેલો હોવો જોઇએ. કેટલીક વાર સૂધી એવી રીતે વિચારમાં નિમગ્ન રહ્યા પછી અને હુક્કાની બે ચાર ફૂંકો ખેચ્યા પછી તે પોતાના તે મિત્રોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ-

" બિરાદરો, તમો જે સલાહ આપો છો, તે અક્ષરે અક્ષર સાચી છે અને ઇશ્ક કેવી બુરી ચીજ છે, એ હું પોતે પણ સારી રીતે જાણું છું; છતાં આ હસીના અને નૌજવાન ઔરતમાં મારૂં દિલ કાંઇ એટલી હદ સૂધી પરોવાઇ ગયું છે કે, હું માનું છું, પણ મારૂં કમ્બખ્ત દિલ માનતું નથી. વળી મારી બીબી જન્નતનશીન થઇ છે અને તે એકાદ ઔલાદને પણ મારી તસલ્લીમાટે મૂકી ગઇ નથી, એ તો આપ જાણોજ છો; તો આવી હાલતમાં મારે જન્મારો વાંઢાપણામાં જ વીતાડવો અને ઔલાદ વગરના જ રહેવું કે કેમ, એનો બરાહે મેહરબાની ખુલાસો કરશો, તો આપ દોસ્તોનો મારાપર મહજ એહસાન થશે."

"આપના એ સવાલનો જવાબ ચુટકી બજાવતાંમાં આપી શકાય તેમ છે." એમ કહીને ગાયન લલકારનાર તરુણે મુખમંડળના વિલ-

ક્ષણ હાવભાવ સહિત અને હાથોને ઊંચા નીચા કરીને દિલ્હી તથા લખનૌના ઉર્દૂ બોલનારાના લહજાની નકલ કરવાનો યત્ન આદરી નીચેના અશઆરનો ઉચ્ચાર કર્યો:—

" બાત અયસી તો લડકપનકીન ઝિનહાર કરો;
દૂરે જાુદીનસે ઇતના ન કભી પ્યાર કરો!
રસ્મે દુનિયા હય કે હમસરસે હયઁ હમસર મિલતે!
બાઝસે બાઝ કબૂતરસે કબૂતર મિલતે!
બ્યાહ દેંગે તુમ્હેં કરકે કોઇ મકરાનિ પસન્દ;
કરો હમઝાત ગુલંદામ કોઇ જાનિ પસન્દ!"

" આ શાયરી તો આપની પોતાની જ કરેલી હોય, એમ ચોખ્ખું જણાઇ આવે છે. કેમ મારૂં અનુમાન ખરૂં છે કે નહિ વારૂ?" મૂસાખાને કહ્યું.

" આપકા ખ઼િયાલ દુરુસ્ત હય. ખ઼ાદિમ યૂંહી કભી કભી શેર અશઆર બનાયા કરતા હય; ક્યોં કે, ખ઼ાદિમ શાયરીકા દમ ભરતા હય!" શાયરીના હડકાયા તરુણે ઉર્દૂ ભાષામાં જ જવાબ આપ્યો; પરંતુ ખરી વાત તો એ હતી કે, એ અશઆર કોઇ એક નાટક-માંના હતા અને તેમાં એ શાયરીનો દમ ભરનાર શાયરે આજકાલના કેટલાક નખ્ખોદિયા લેખકો અથવા કવિઓ પ્રમાણે કેવળ બે ચાર શબ્દોનો જ ફેરફાર કર્યો હતો. માત્ર તેની કરામત હોય તો એટલી જ હતી કે જે શબ્દો તેણે ફેરવ્યા હતા તે બરાબર વઝનને જાળવીને જ ફેરવ્યા હતા એટલે તે ફેરફારથી અશઆર નામૌઝૂં થયા નહોતા. આજકાલના કેટલાક લેખકો તો પોતાનાં પુસ્તકોમાં પોતાના કવિત્વ-શક્તિને દર્શાવવામાટે બીજા સારા તથા પ્રતિષ્ઠિત લેખકો તથા કવિઓનાં કાવ્યો લે છે અને તેમાં જ્યાં પોતાનું મૂલચ્છેદિ ચાતુર્ય અથવા

પાંડિત્ય વાપરે છે, ત્યાં એવો તો છબરડો કરી નાખે છે કે કાં તો તે આખી કવિતા અપ્રાસંગિક થઇ જાય છે અને કાં તો તેની રચના છિન્ન ભિન્ન તથા ગણના વિનાની થઇ જવાથી તે કવિતા ભાગ્યે જ સરળતાથી વાંચી શકાય છે. આવા બાહુતી લેખકો કરતાં એ સિંધી તરુણ શાયરીમાં શબ્દપરિવર્તનની કળામાં કુશળ હતો, એટલું કહ્યા વિના તો ચાલી શકે તેમ નથી જ.

યારમહમ્મદે કહ્યું કે: " એ અશઆર ભલે ગમે તેના બનાવેલા હોય, પણ એમાંના ખિયાલાત ઉમ્દા છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. અમારી પણ તમને એ જ સલાહ છે કે, તમારી પોતાની મકરાણી જાતિમાંથી જ કોઇ .નેકનીયત, ખુબ્સુરત તથા નૌજવાન ઔરતને શોધીને તેની સાથે શાદી અથવા નિકાહ કરી લ્યો અને અયશો.ખુશિયાં મનાવો. "

" પણ અમારી મકરાણી કોમમાંથી મને આવી હસીના, નૌ-જવાન, પાકદામન અને તાલીમયાફ્તા ઔરત મળી શકશે કે કેમ એની શંકા છે. " મૂસાખાને એક નવો વાંધો બતાવ્યો.

હડકાયો શાયર બોલી ઉઠ્યો કે:—

" ઇસીને હિ યે શકલ પાઇ નહીં હય;
ઇસીમેં .ફકત દિલરુબાઇ નહીં હ ;
.જમાનેમેં હયઁ એકસે એક બહડ.કર;
હસીનોંસે .ખાલી .ખુદાઇ નહીં હય ! "

" આ ઔરતને વેચી નાખવાથી તમારા હાથમાં પૈસાની ઘણી જ સારી રકમ આવશે અને પૈસાનું જોર હશે, તો તમારી મકરાણી કોમમાંથી પણ તમારી મરજી પ્રમાણેની ઔરત તમને મળી શકશે; કારણ કે, તમારી મકરાણી કોમમાં પણ એવી રૂપાળી ઔરતો મારા

જોવામાં આવી છે કે જેમને બેતહાશા 'હસીનાને દુનિયા' નો ખુલ્લકાબ આપી શકાય. પહેલો સવાલ પૈસાનો છે; કારણ કે, 'દામ કરે કામ ઔર બીબી કરે સલામ !' એ કહેવત મશહૂર છે." યારમહમ્મદે અનુભવની વાત જણાવી.

મૂસાખાનના મનમાં પણ હવે એ ચારે તરફના દબાણનું કાંઈક પરિણામ થવા માંડયું; કારણ કે, એક તરફ ચાર જણ હતા અને એક તરફ મૂસાખાન એકલો જ હતો; માત્ર એટલું જ નહિ, પણ તેના તે મિત્રોના ઉપદેશમાં કાંઈક તથ્ય પણ સમાયલું હતું અને તેનું મૂસાખાનને હવે રહી રહીને ભાન થવા માંડયું હતું. મૂસાખાન પોતાના અત્યાર સુધીના નિશ્ચયથી કાંઈક ચળિત થઈને બોલ્યો કે: "જો મારી મકરાણી કોમમાં મારી મરજી પ્રમાણેની એવી જ કોઈ ઔરત મને મળી શકે તેમ હોય, તો હું આ હિંદવાણીને અત્યારે અને આ પળે જ વેચીને એના ખુડદા કરી નાખવાને તૈયાર છું; કારણ કે, એને મારી બીબી બનાવવામાં બીજાં પણ કેટલાંક જોખમો સમાયલાં છે, એનો હવે મારા મસ્તિષ્કમાં કાંઈક વિચાર આવવા લાગ્યો છે. એક જોખમ તો એ છે કે, એને મારી બીબી બનાવતાંની સાથે જ મારા વતન કરાચીને તો મારે હમેશને માટે સલામવાલેકુમ કરી દેવા પડશે; કારણ કે, ત્યાં એને સાથે લઈને મારાથી રહી શકાય તેમ નથી અને તેમાં પણ જો ત્યાં જવા પછી એ રાંડ મારાથી બદલી જાય અને કીનાખોરીપર આવીને પોલિસ સાથે મળી જાય, તો તો મારા બાર જ વાગી જાય. એની સાથે નિકાહ કરીને આ બધાં જોખમ તથા દુઃખોને વેઠવા કરતાં એને વેચીને સઘળી ચિન્તાઓથી ફારેગ થઈ જવું, એ જ વધારે સારૂં છે. પછી 'મુર્દા જન્નતમેં જાય યા દોજ.ખમેં !' એની આપણને શી પડી છે વારૂ ? જે સોનું કાનોને તોડી નાખનારૂં

હોય તો શા કામનું ? મારા ખયરખાહ દોસ્તો, તમારી દાનિસ્તા સલાહમાટે હું તમારો નેહાયત એહસાનમંદ થયો છું અને આ ગુલરૂખસાર ઔરતનો જો કોઈ ખરીદદાર તૈયાર હોય, તો અત્યારે જ હું એને વેચી નાખવાને તૈયાર છું. "

" મરહબા, આફરીન, શાબાશ ! " સર્વ દોસ્તોએ મૂસાખાનને, તેના વિચારોને આવી રીતે બદલાયલા જોઇને, એકવાક્યતાથી ધન્યવાદ આપ્યો અને ત્યારપછી યારમહમ્મદે મૂસાખાનને જણાવ્યું કે: " અઝીઝ દોસ્ત, તમો એટલા બધા બખ્તાવર છો કે માશા અલ્લાહ ! અમારા હાથમાં એવો એક ખરીદદાર તૈયાર હોવાથી અને બીજી કોઇ લાયક ઔરત અહીં હાજર ન હોવાથી જ અમો આ ઔરતને વેચી નાખવામાટેનું તમને આટલું બધું દબાણ કરતા હતા; પણ જ્યાં સુધી તમારા વિચારો ન બદલાય, ત્યાં સુધી એ વાત તમને જણાવવાનો અમારો ઇરાદો નહોતો. હવે જ્યારે બખેડાનો અંત આવી ગયો છે અને તમારા વિચારો બદલાઇ ગયા છે એટલે એ વાત તમને જણાવી દેવામાં કાંઇ પણ હરકત જેવું નથી. બાબત જાણે આમ છે કે, ઉમરકોટની પાસે આવેલા એમ ગામમાં સાઠ વર્ષનો એક ઘણો જ પૈસાદાર હિન્દુ વ્યાપારી છે અને તેનું નામ વ્યાપારીમલ્લ છે. એ ડોકરાએ ત્રણ બાયડીઓ કરી છે છતાં એક પણ બાયડીને ઔલાદ નથી અને તેથી એ બુઢ્ઢા ચોથી બાયડી કરવાની ખાહિશ રાખે છે, પણ હવે કોઈ એવો હૈયાફૂટો તેની ન્યાતમાં નથી કે જે ત્રણ સોકયો ઉપર અને વળી એક બુઢ્ઢા સ્મશાનમાં જવાને લાયકના વર સાથે પોતાની પુત્રીને પરણાવે અને તેનો અવતાર બાળે. સિંધી હિન્દુઓમાં જાતિભેદનું મહત્ત્વ ઓછું હોવાથી ચોથી બાયડી ન મળવાથી, જો મળી જાય તો એ બુઢ્ઢો મોઢે માગી કીમત આપીને

પણ હિન્દુ જાતિની કોઇ તરુણ અને રૂપાળી ઓરતને ખરીદવાને તૈયાર થઇ ગયો છે અને તેણે અમારી સાથે એ વિશેની વાતચીત પણ કરી રાખી છે. આ ઓરતને તે જરૂર પસન્દ કરશે અને એની કીમતના ઓછામાં ઓછા પણ આપણને આઠથી દશ હજાર રૂપિયા મળશે, એવી મારી માન્યતા છે. આવતી કાલે હું તેનાપર તાર કરીશ એટલે એક બે દિવસમાં તે અહીં આવશે અને સારું નક્કી થઇ જશે. પણ આપણે નાણાંની વ્હેંચણીની શી વ્યવસ્થા કરવી, એનો નિશ્ચય થવો જોઇએ. "

" બે ભાગ મારા અને એક ભાગ તમારો; કારણ કે, મારે મારા બે ભાગમાંથી કરાચીમાંના મારા બીજા સાથીઓને પણ ભાગ આપવાનો છે." મૂસાખાને ભાગના સવાલનો તરત ફડચો કરી નાખ્યો.

" કુબૂલ; મંજૂર ! " તેના સર્વ મિત્રોએ પોકાર કર્યો.

બદમાશોનો દરબાર બરખાસ્ત થયો. એક હિન્દુના ગૃહમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, તો પછી ત્યાંથી ગમે તે ઉપાય કરીને છટકી શકાશે, એ વિચારથી મારા મનમાં કાંઇક આનંદ થવા લાગ્યો; પરંતુ એક તાત્કાલિક ભયની ભાવનાએ મારા તે આનંદને દાબી દીધો. મારા મનમાં એ ભય ઉત્પન્ન થયો હતો કે: 'મૂસાખાન હવે મને વેચી નાખવાને તૈયાર થયેલો હોવાથી જો વિકારવશ થઇને મારાપર બળાત્કાર કરશે, તો અત્યાર સુધી પ્રાણ સમાન સંભાળેલી મારી પવિત્રતાનો નાશ થશે અને મારૂં જીવન મરણતુલ્ય થઇ જશે! ' અર્થાત્ મૂસાખાન મારા ઓરડામાં પ્રવેશ ન કરી શકે એટલામાટે તે ઓરડાના દરવાજાને મેં અંદરથી બંધ કરી લીધો અને જો મૂસાખાન દરવાજાને તોડીને અંદર આવે, તો તેના મસ્તિષ્કમાં પ્રહાર કરવામાટે ત્યાં પડેલી નાની ઘંટીના એક પડને પણ તૈયાર કરી રાખ્યું.

## પ્રકરણ ૬ ઠું

### સુલોચનાની આત્મકથા ( ચાલુ )

---

"પરંતુ મારી ભીતિ અકારણ સિદ્ધ થઇ; કારણ કે, આખી રાત વીતી જવા છતાં મૂસાખાને મારા ઓરડામાં આવવાની ચેષ્ટા તો ન કરી, પણ મારા ઓરડાનાં બારણાંને ખખડાવ્યાં સુદ્ધાં પણ નહિ." સુલોચનાએ આત્મકથાને આગળ લંબાવીને કહેવા માંડયું: "સૂર્યોદય થયા પછી જ્યારે મેં મારા ઓરડાનાં બારણાં ઉઘાડયાં, તે વેળાયે મૂસાખાન બહારના ઓરડામાં બેઠો હતો અને કાંઇક વિચારમાં તલ્લીન થયેલો દેખાતો હતો. બારણાં ઉઘડવાનો અવાજ સાંભળતાં તેની વિચારનિદ્રાનો ભંગ થયો અને મને સંબોધીને તે પૂછવા લાગ્યો કે: 'કેમ, સુલોચના, રાતે તને કોઇ પણ જાતની તકલીફ તો વેઠવી નથી પડી ને? દાતણ પાણી કર્યાં છે કે કેમ? કર્યાં હોય, તો ચાહ અને નાસ્તો તૈયાર છે તે મંગાવું." મેં દાતણ પાણી કરી લીધેલાં હોવાથી ચાહ અને નાસ્તો મંગાવવામાં આવ્યાં અને હું ચાહ તથા નાસ્તાને ઇન્સાફ આપતી હતી તે વેળાયે મૂસાખાન મને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "સુલોચના, હું તારામાં આસક્ત હોવા છતાં અને તારો પણ મારી સાથે નિકાહ કરીને મારી બીબી થવાનો દૃઢ મનોભાવ હોવા છતાં કેટલાંક પ્રબળ કારણોથી હું એવા નિશ્ચયપર આવ્યો છું કે, તને તારા ધર્મથી ભ્રષ્ટ ન કરવી અને કોઇ હિન્દુની જ બીબી બનાવવી કે જેથી ભવિષ્યમાં જ્યારે તારા પિદર સાથે તારો મેળાપ થાય, તે વેળાયે તારે મોઢું છુપાવવું ન પડે અને તારા પિદરની આબરૂમાં દાગ પણ ન લાગે. આમ કરવાથી તારો હિન્દુ ધર્મ પણ જળવાશે અને જો કોઇ વાર તારી

ઇચ્છા હશે તો તારાથી કરાચીમાં પણ બેધડક આવી શકાશે. આમ કરવાનું એક બીજું કારણ એ છે કે, જો હું તને મુસલ્માન ધર્મમાં વટલાવી તારી સાથે નિકાહ કરીને તને મારી બીબી બનાવું, તો પછી મારાથી કરાચીમાં જઈને રહી શકાશે નહિ અને મારી જન્મભૂમિ તથા મારાં સગાં સંબંધીનો મારે સદાને માટે ત્યાગ કરી દેવો પડશે. અર્થાત્ જો કોઈ હિન્દુ સાથે જ તારો પુનર્વિવાહ થઈ જાય, તો તેથી તને જેમ લાભ છે, તેમ મને પણ લાભ છે. હું આશા રાખું છું કે, આ યોજના તને પણ પસંદ આવશે અને તું કોઇ પણ જાતનો વાંધો નહિ જ દર્શાવે; કારણ કે, આનાકાની કરવાથી તારી હાનિ થવાનો જ સંભવ છે."

મેં ઔપચારિક અનિચ્છા દર્શાવીને કહ્યું કે: "મૂસાખાન, હું આપની ખુબ્સૂરતી અને જવાંમર્દીપર મોહીને આપ સાથે લગ્ન કરવાને તૈયાર થઇ હતી; નહિ તો અત્યાર સુધી જો મારી લગ્ન કરવાની ઇચ્છા હોત, તો શું કરાચી જેવા શહેરમાં મને મારી ન્યાતનો કોઈ બાપડો ન મળી શકે તેમ હતું? મારી તો જો કે બીજા કોઇ પણ હિન્દુ કે મુસલ્માનના ઘરમાં જવાની ઇચ્છા નથી; પણ જો તમારો જ એવો વિચાર હોય તો મારો શો ઉપાય ચાલી શકવાનો હતો વારૂ? અત્યારે હું સર્વથા આપના તાબામાં છું અને તેથી આપ મારી જે કાંઇ પણ વ્યવસ્થા કરશો, તેનો મારે સ્વીકાર કરવો જ પડશે. આપ દાનિશ્મંદ હોવાથી આપને વધારે કાંઇ પણ કહેવાની મારી ઇચ્છા નથી."

"સુલોચના, હું લાચાર છું અને તેથી જ તારી ઇચ્છાને હું પૂરી કરી શકતો નથી; કારણ કે, તારી સાથે નિકાહ કરવાથી મારા શિરપર મોટું જોખમ આવી પડશે અને મારે મારી આખી જિન્દગી ભયમાં વીતાડવી પડશે, એવો મારા મનમાં શક રહ્યા કરે છે અને

દાનાઓનો એવો કઓલ છે કે, જે કાર્ય માટે પાછળથી પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવવાનો સંભવ હોય, તે કાર્ય વિચારશીલ મનુષ્યે કદાપિ કરવું જ નહિ. ' ચિરા કારે કુનદ્ આકિલ કે બાજ.આયદ પશેમાની ? ' એ તો તેં પણ સાંભળે હોવું જ જોઇએ. " મૂસા.ખાને પોતાના બચાવની દલીલ આપીને એ પ્રમાણેનાં વચનો ઉચ્ચાર્યાં.

" હું એક કમઅ.કલ ઔરત હોવાથી આપની દલીલોનો જવાબ દલીલોવડે મારાથી આપી શકાય તેમ નથી અને તેથી મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, મારી જે કાંઇ પણ વ્યવસ્થા કરો, તે જોઇ વિચારીને કરજો કે જેથી મને દુઃખ ન થાય અને હું આપને હમેશા નેક દુઆ આપતી રહું !" મેં પણ હવે 'હા'માં 'હા'ને મેળવવાના વ્યાપારનો આરંભ કરી દીધો.

" ઇન્શા અલ્લાહ; ચાહવું ખુદાનું છે તો મારા ઇન્તેજામથી તને બધી જાતનો આરામ જ હાસિલ થશે અને તું મને હમેશા યાદ કરીને દુઆએ નેક આપતી રહીશ. " મૂસાખાને કહ્યું.

એ વેળાની વાતચીતનો આટલેથી જ અંત આવી ગયો. ઉમરકોટવાળા ધનાઢ્ય વૃદ્ધ હિન્દુ ગૃહસ્થને તેડી લાવવામાટે તે દિવસે જ માણસને મોકલવામાં આવ્યો. જોતજોતાંમાં ચાર દિવસનો સમય વીતી ગયો. મને માત્ર ઘરમાંથી બહાર નીકળવાની સ્વતંત્રતા નહોતી; બાકી અન્ય સર્વ પ્રકારનું સુખ હતું, એ તો મારે અવશ્ય જણાવવું જ જોઇએ.

* * * *

પાંચમા દિવસના મધ્યાન્હ સમયે જે માણસ ઉમરકોટ ગયો હતો તે મારા ખરીદદાર ગ્રાહકને લઇને પાછો ટંડા મહમ્મદખાનમાં આવી પહોંચ્યો. તે વૃદ્ધ ગૃહસ્થ વ્યાપારીમલ્લની સાથે ચાળીસથી

પિસ્તાળીસ વર્ષના વયની એક પ્રૌઢા અબળા પણ હતી અને તે અબ-
ળાને તે વૃદ્ધ કેવળ મારી પરીક્ષા કરવામાટે જ લઇ આવ્યો હતો,
એમ તેમના પરસ્પર વાર્ત્તાલાપથી તત્કાળ મારા જાણવામાં આવી
ગયું. તે મારા ગ્રાહક અને તેની સાથે આવેલી પ્રૌઢા પાંચીબાઇને જે
ઘરમાં મને રાખવામાં આવી હતી તે ઘરમાં જ, બહારના ઓર-
ડામાં, ઉતારો આપવામાં આવ્યો હતો; કારણ કે, જો સોદો નક્કી થઇ
જાય, તો તે વૃદ્ધના સાથે મારા પુનર્લગ્નનો વિધિ પણ ત્યાં જ થવાનો
હતો. 'જો પાંચીબાઇ આવીને અમુક પ્રશ્ન પૂછે તો તારે આવા
પ્રકારનાં ઉત્તરો આપવાં;' એ પાઠ મૂસાખાને અંદર આવીને મને
ભણાવી રાખ્યો હતો અને તેથી હું જે સમય જતો હતો તેમાં પાંચી-
બાઇના અંદર પધારવાની વાટ જોયા કરતી હતી. થોડી વારમાં જ
પાંચીબાઇ મારી પાસે આવી. પાંચીબાઇ વેશથી જો કે વિધવા
દેખાતી હતી અને વયમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રૌઢા હતી,
છતાં તેનો ચટકોમટકો તો સૌભાગ્યવતી તરૂણીને પણ ચાર ડગલાં
પાછળ હટાવે તેવો હતો. એ મુંડકી વિધવા નહિ, પણ દીર્ઘકેશિની
વિધવા હતી અને માથામાં ફુલેલ નાખીને નખરાથી પટિયાં પાડનારી
હતી. તે આવીને મારી પાસે બેઠી અને મારી સાથેના વાર્ત્તાલાપનું
મંગળાચરણ કરતી કહેવા લાગી કે: "ઓહો, તમારી સુંદરતા તો
અપ્સરાઓના રૂપને પણ લજાવે તેવી છે ને શું ! અમારા શેઠને
આવા નવયૌવના, મનોહારિણી અને પરમસુંદરી સ્ત્રી મળશે, એવી
મને તે સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. ખરેખર અમારા શેઠનાં અહો-
ભાગ્ય કે તમારા જેવી રમણી તેમના ગૃહને દીપાવશે અને તેમની
ધર્મપત્ની થશે. પણ સુલોચના બહેન, આ પુનર્લગ્નમાટે તમારી
પોતાની પણ ઇચ્છા અને અનુમતિ છે ખરી કે નહિ ? આ પ્રશ્ન

એટલામાટે જ પૂછવો પડે છે કે, આજકાલ કેટલાક બદમાશો કેટલીક તરુણીઓને બળાત્કારે ઉપાડી લાવે છે અને વેચી નાંખે છે. એવી વેચાયલી કેટલીક સ્ત્રીઓ પછીથી ભાગી જાય છે અને તેમના ખરીદદારોના પૈસા પાણીમાં છૂટી પડે છે. તમારો પણ એવો જ પ્રકાર તો નથી ને? કારણ કે, પ્રથમથી ચોકસી કરી લેવી એ વધારે સારૂં છે." તેના પ્રશ્નના ઉત્તરમાં મેં જણાવ્યું કે: "બાઇ, મારો એવો પ્રકાર નથી. હું મારી પોતાની ઇચ્છાથી જ આ પુનર્લગ્ન કરવાને તૈયાર થઇ છું અને તેથી આ કાર્યમાં મારી અનુમતિ હોય, એ સ્વાભાવિક જ છે."

"તમારી ન્યાત શી છે?" પાંચીબાઇએ પૂછ્યું.

"અમારી ન્યાત કચ્છી લુહાણાની છે." મેં અસત્ય ઉત્તર આપ્યું.

"આ મુસલ્માનો સાથે તમારો સંબંધ કેમ થયો વારૂ?" પાંચીબાઇએ મને ગભરાવી નાખનારો સવાલ પૂછ્યો.

પરંતુ સમયસૂચકતાથી મેં તે ક્ષણે જ ઉત્તર આપ્યું કે: "હું કરાચીમાં મારાં પિયરિયામાં હતી ત્યાં મૂસાખાન અમારા પાડોશમાં રહેતો હતો અને એને મેં મારો ધર્મબંધુ કરેલો હતો. મારાં માતાપિતાનો પ્લેગથી સ્વર્ગવાસ થતાં હું નિરાધાર અવસ્થામાં આવી પડી અને તે વેળાયે એક બંધુ તરીકે એ મૂસાખાને જ મારૂં પાલનપોષણ કર્યું હતું. એક બાયડીથી અને તેમાં પણ એક રૂપાળી અને નવયૌવના નારીથી સદા નિરાધાર અવસ્થામાં રહી શકાય તેમ ન હોવાથી અને મૂસાખાનના ઉપકારનો બદલો આપવાની મારી પરમ આકાંક્ષા હોવાથી મેં મૂસાખાનને કહ્યું કે: "ભાઈ, મને તું કોઇ સારૂં ઠેકાણું જોઇને ત્યાં આપી દે અને તું ગરીબ માણસ હોવાથી જે કાંઇ મળે

તે પેદા કરી લે. એથી હું પણ ઠેકાણે પડી જઇશ અને તારૂં પણ કલ્યાણ થશે." આ વાર્તા મૂસાખાને તેના મિત્ર યારમહમ્મદને જણાવી અને ઉમરકોટમાં એક સારૂં ઠેકાણું છે, એમ કહીને તેણે મૂસાખાન સાથે મને અહીં બોલાવી મંગાવી. મને અહીં આવ્યાને ચાર કે પાંચ દિવસ જ થયા છે."

"ત્યારે તમો ખાવાપીવાનું કેમ કરો છો?" પાંચીબાઇએ વળી એક નવો સવાલ શોધી કાઢયો.

"પાસે એક બીજું મકાન છે, ત્યાં મારા હાથે જ રાંધીને ખાઉં છું." મેં સંતોષકારક ઉત્તર આપ્યું.

"તમારો તમારા ધર્મબંધુને કેટલાક રૂપિયા અપાવવાનો વિચાર છે, તે જો હરકત ન હોય, તો જણાવશો?" પાંચીબાઇએ એક ઘણો જ ઊંડો અને મુદ્દાનો સવાલ રજૂ કર્યો.

મેં જણાવ્યું કે: "એ બાબતમાં મારાથી કાંઇ પણ બોલી શકાય તેમ નથી; કારણ કે, એ તો બન્નેને પાલવતી વાત છે. જેટલી રકમ મૂસાખાન માગે તેટલી રકમ, જો મારી જરૂરત હોય, તો, તમારે આપવી જ પડશે; નહિ તો આ સોદો થાય તેમ નથી."

"ઠીક છે; એ તો પછીથી જોઇ લેવાશે; પણ બીજી વાત એ છે કે, અમારા શેઠ વયોવૃદ્ધ એટલે કે, બુઢ્ઢા છે, ઉમ્મર પાંસઠ વર્ષથી પણ વધારે છે અને ત્રણ શોક્યો ઉપર તમારે આવવાનું છે; એટલે એ બાબતનો તો તમને કાંઇ પણ વાંધો નથી ને? આ ચોથું ઘર અમારા શેઠ માત્ર છોકરાની આશાથી કરે છે, સમજ્યાં?"

"મને એ બાબતનો કાંઇ પણ વાંધો નથી, માત્ર રોટલાની ચિન્તા ન હોય અને વિધવા થવાનો સમય આવે, તો પણ જો ખાવાને અન્ન, અંગ ઢાંકવાને વસ્ત્ર તથા રહેવામાટે જગ્યા હોય, તો પછી

વિકારલાલસામાં મારૂં ચિત્ત જાય તેમ નથી." મેં તેની ઇચ્છા પ્રમાણેનું જ ઉત્તર આપ્યું.

"અન્ન, વસ્ત્ર, ભૂમિ અને ધનની તો એટલી બધી વિપુલતા છે કે, એમાટેની તો તમારે લેશમાત્ર પણ ચિન્તા રાખવી પડે તેમ નથી. ઠીક ત્યારે હવે હું જાઉં છું અને શેઠ આગળ આ બધી વાત કરીને તમારૂં ચોગઠું બેસાડું છું. પણ અમારાં ભવિષ્યનાં શેઠાણી, જ્યારે ઘરમાં તમારી સત્તા ચાલવા માંડે, ત્યારે આ ગરીબ ચાકરડીને ભૂલી જશો નહિ. આ પાંચી તમને બહુ જ કામની થઇ પડશે, એ યાદ રાખજો. બીજાથી ન કરી શકાય તેવાં ખાનગી કામો આ પાંચી જ કરી આપશે, એ હૃદયમાં લખી રાખજો." પાંચીબાઇ એમ કહીને જવાને તૈયાર થઇ અને મેં તેને સંતુષ્ટ રાખવાનું અભિવચન આપ્યું.

પાંચીએ બહારના ઓરડામાં જઇને પોતાના વૃદ્ધ શેઠ આગળ મારી સુંદરતા, બુદ્ધિમત્તા તથા ગુણશીલતાની મુક્ત કંઠે પ્રશંસા કરી કે જે હું અંદરના ઓરડાના દરવાજાની આડમાં ઊભી રહીને સાંભળ્યા કરતી હતી. મૂસાખાન તથા યારમહમ્મદ પણ ત્યાં હાજર હતા એટલે પાંચીના મુખથી મારી પ્રશંસા સાંભળીને યારમહમ્મદ તે વૃદ્ધ વ્યાપારીમલ્લને કહેવા લાગ્યો કે: "શેઠ, હવે તો થઇને તમારા મનની ખાત્રી ? તમારા લાયકનું માણસ ન હોય, ત્યાં સૂધી અમે તમને કહીએ જ નહિ. આ બાઇના હાથના તો અત્યારે અઢાર ઘરાક તૈયાર છે; પણ જ્યાં સૂધી તમો એને ખરીદતા હો, ત્યાં સૂધી એને બીજે ઠેકાણે આપવાનો અમારો વિચાર નથી; કારણ કે; આપનો અને અમારો જૂનો સંબંધ છે એટલે એ નાતો તો અમારે નિભાવવો જ જોઇએ. એટલું તો તમારે ખાત્રીથી માની લેવું કે, આવી બાયડી તો

કોક વાર જ મળી શકે છે. બાયડી શું છે, એક હીરાનો કકડો છે હીરાનો અને તે પણ વળી કોહેનૂર હીરાનો, સમજ્યા ? અર્થાત્ વધારે વિચાર કરવા જેવું નથી. ”

“ યારમહમ્મદખાન, તમો મારામાટે આટલી બધી લાગણી રાખો છો અને મારામાટે આવી સુંદર સ્ત્રી શોધી લાવ્યા છો, એ માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ત્યારે હવે કહો કે, તમો એની શી કીમત લેવાના છો ? ” વ્યાપારીમલ્લે ઉપકાર માનીને મારૂં મૂલ્ય પૂછ્યું.

“ જેવો માલ તેવું મૂલ્ય, એ કહેવતને તો આપ જાણો જ છો, તેમ જ આપ તજરૂબાદાર તથા કદ્રદાન છો એટલે અમારા માલની કીમત અમે કરીએ, તે કરતાં આપ પોતે જ જે વાજબી હોય તે કહી નાખો, એ વધારે સારૂં છે. ” યારમહમ્મદે પૂરા સોએ સો ટકા વ્યાપારિવિદ્યાનો રંગ બતાવવા માંડ્યો.

“ ત્યારે મારો તો પાંચ હજાર આપવાનો વિચાર છે. બોલો, છે કબૂલ ? ” વ્યાપારીમલ્લે મારૂં પાંચ હજાર રૂપિયાનું મૂલ્ય આંક્યું.

યારમહમ્મદ પ્રથમ તો જરાક હસ્યો અને ત્યારપછી મૂસાખાન સામું જોઇને કહેવા લાગ્યો કેઃ “ મૂસાખાન, તમારા કહેવા પ્રમાણે આપણે પેલા પંજાબી સાથે આ સાટું નક્કી ન કર્યું, એ આપણી મોટી ભૂલ થઈ; કારણ કે, આ તો પાંચ હજારનો ચોખ્ખો ખાડો આવી પડ્યો ? પેલો પંજાબી દશ હજાર આપવાને તૈયાર હતો ત્યારે આપણે આ શેઠ પાસેથી પંદર હજાર મેળવવાની આશા રાખી હતી અને અહીં તો પાંચ હજાર જ બોલાયા. ”

“ તો હજી ક્યાં ખાટું મોળું થઈ ગયું છે અને મગ ચોખા બળી ગયા છે ? એ પંજાબીને ચાર દિવસમાં આપણે તાર કરીને

બોલાવી શકીએ તેમ છે. પાંચ હજારમાં તો આવી હૂરનાં દર્શન પણ નથી થતાં દર્શન !" મૂસાખાનેમીઠું મરચું ભભરાવીને યારમહમ્મદના કથનને પુષ્ટિ આપી.

"આમ ઊતાવળા શામાટે થાઓ છો? છેવટે તમારી શું લેવાની ઇચ્છા છે, તે જણાવશો તો ખરા કે નહિ ? તમારો માલ કોઇ બળાત્કારે લઇ જાય તેમ નથી; તેમ જ પંદર હજારની રકમ પણ કોઇ કાઢી ન આપે, સમજ્યા ?" વ્યાપારી વ્યાપારીમલ્લે પણ કસી જોવાનો આરંભ કર્યો.

યારમહમ્મદ બોલ્યો કે: "જુઓ, શેઠ, આપણો ઘણા વખતનો નાતો હોવાથી અમારી વાત પણ રહી અને તમારી વાત પણ રહી. જો રૂપિયા સાડાદશ હજાર આપવાનો વિચાર હોય તો આ અપ્સરાને લઇ જાઓ અને નહિ તો વધારે વાત કરશો જ નહિ; કારણ કે, પેલા પંજાબી આગળ અમોએ સોગંદ ખાધા છે કે, 'જો દશ હજારમાં આપીશું તો તમને જ આપીશું અને જો બીજાને દશ હજારમાં આપીએ, તો અમારી જણનારીપર તલાક છે !' આટલા કારણથી જ અમારે આપની પાસેથી પાંચસો રૂપિયા વધારે લેવા પડે છે. માઠું ન લગાડશો; કારણ કે, સોગંદ ખાધા છે એટલે લાચાર છીએ."

"દશ હજાર કરતાં કાંઇક વધારે લેવું છે, એટલો જ સવાલ છે ને ? જો એમ જ હોય, તો દશ હજારથી ઉપર એક પાઇ હોય, તો પણ તે વધારે જ કહેવાય. છતાં જાઓ, હું તમને દશ હજાર અને એકાવન રૂપિયા આપીશ. હવે બોલશો, તો તમને મારા સોગંદ છે; કારણ કે, વધારે તાણવાથી તૂટી જાય છે, એ નિયમ સર્વત્ર લાગૂ પડે છે." વ્યાપારીમલ્લે સાડાચાર સોની રકમ તડાક દેતી કે કાઢી નાખી અને પોતાની બુદ્ધિનો પરિચય કરાવ્યો.

"ચાલો, ત્યારે આપ રાજી થાઓ ! પણ રૂપિયા અહીં જ મળશે કે કેમ ?" યારમહમ્મદે સાદું નક્કી કરીને મુદ્દાની વાત પૂછી.

" રૂપિયા પાંચ હજાર હું સાથે લેતો આવ્યો છું તે તમને આપીશ અને બાકીના રૂપિયાની હુંડી લખી આપીશ એટલે ચાર પાંચ દિવસ પછી ઉમરકોટ આવીને બાકીના રૂપિયા પાંચ હજાર લઇ જજો. શું મારા વ્યવહાર વિશે તમારા મનમાં કોઇ પણ પ્રકારની શંકા છે ?" વ્યાપારીમલ્લે કહ્યું.

" એ શું બોલ્યા, શેઠ ? બધા રૂપિયા પછી આપો, તો પણ શું ? જબાન છે તે રૂપિયા જ છે. " યારમહમ્મદે શેઠને ચઢાવ્યા ચણાના ઝાડપર.

" ત્યારે મારો હવે એવો વિચાર છે કે, આજે રાતે જ એક બ્રાહ્મણને બોલાવીને પુનર્લગ્નનો વિધિ આટોપી લઇએ અને આવતી કાલે અહીંથી અમો રવાના થઇએ. બધી વાત નક્કી થઇ ગઇ છે, તો પછી ધર્મના કાર્યમાં ઢીલ શામાટે કરવી વારૂ ?" વ્યાપારીમલ્લે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" આપની ઇચ્છા પ્રમાણે સર્વ વ્યવસ્થા આજે રાતે જ થઇ જશે; એ વિશે આપે નિશ્ચિન્ત રહેવું." યારમહમ્મદે કહ્યું.

વ્યાપારીમલ્લે ત્રણ હજારની બસેં ગિની અને અકેકેક હજારની બે નોટ મળીને પાંચ હજાર રૂપિયા યારમહમ્મદને ગણી આપ્યા, પાંચ હજારની હુંડી લખી અને એકાવન રૂપિયા ઉપલક આપવાનું કહ્યું. મારૂં વેચાણ થઇ ગયું અને મારા પુનર્લગ્નનો નિશ્ચય થઇ ચૂકયો. કોણ કહે છે કે, આ ઓગણીસમી અને વીસમી સદીના કાળમાં મનુષ્યહરણ તથા ગુલામી બજાર બંધ થયો છે ? આવી રીતે રોજ સેંકડો બાયડીઓ આજ-કાલના હિન્દુસ્તાનમાં વેચાય છે અને શ્રીટાઇમ્સ્ થાય છે; એ નિર્વિ-

વાદ છે! પ્રતાપી બ્રિટિશ સરકારનું હવે આ તરફ કાંઈક ધ્યાન ખેંચાયું છે, પણ જ્યારે એ નીચ ધંધાનું નિકન્દન થાય ત્યારે જાણે થયું!

અસ્તુ: દિવસના અંત સાથે નિશાદેવીનું આગમન થયું, બ્રાહ્મણ આવ્યો અને તેણે એક શ્લોકમાં વ્યાપારીમલ્લ સાથેના મારા પુનર્લગ્નના વિધિ આટોપી નાખ્યો. બ્રાહ્મણને તેના પરિશ્રમના બદલામાં રૂપિયા દશ આપવામાં આવ્યા અને શેઠે એકાવન રૂપિયા પાંચીબાઈને આપવાનું કહ્યું કે જે રકમ ઘેર જઈને આપવાની હતી. શેઠ થાકયા પાકયા હોવાથી તે રાતે અગિઆર વાગે જમીને સુતા તે સવારમાં સાડા સાતે જ જાગ્યા એટલે તે રાતે તો મારી પવિત્રતામાં કલંક ન લાગ્યો. બીજે દિવસે પ્રવાસની તૈયારી કરવામાં આવી અને હું મારા નવીન નામધારી પતિ સાથે મારાં સાસરિયાંમાં જવાને સજ્જ થઈ. મારે લાચારીએ ચૂડો અને ચાંલ્લો, નાકમાં નથની તથા પગમાં ઝાંઝર આદિ સૌભાગ્યવતીનાં ચિન્હોને ધારણ કરવાં પડયાં હતાં. મધ્યાન્હભોજન કર્યા પછી અમોએ પ્રવાસનો આરંભ કર્યો અને વળતે દિવસે સંધ્યાકાળે અમો ઉમરકોટમાં પહોંચી ગયાં.

ઉમરકોટ મુંબઈ ઇલાકાના સિંધ પ્રાંતમાં આવેલું એક સારૂં શહેર છે. એ શહેર નારાના તીરપ્રાંતમાં આવેલું છે અને એ નગર મૂળ રાજપૂતાનામાંનું હોવાથી એ નગરમાં અદ્યાપિ રાજપૂતોની વસતિ વિશેષ પ્રમાણમાં છે. એ નગરમાંથી રણમાં ઉત્પન્ન થતી કેટલીક વસ્તુઓનો નિકાસ કરવામાં આવે છે અને એ નગરના ગાલીચા તથા બનાત આદિ બે ચાર વસ્તુઓ બહુ જ વખણાય છે. અકબર બાદશાહનો જન્મ એ સ્થાનમાં જ થયેલો હોવાથી ઐતિહાસિક દષ્ટિથી પણ અદ્યાપિ એ નગરને કેટલીક મહત્તા આપવામાં આવે છે. ઉમરકોટ રાજપૂતાના તથા સિંધની સીમાપર આવેલું હોવાથી સિંધનાં

હિંદુ તથા મુસલ્માનોની વસતિ પણ ત્યાં સારી સંખ્યામાં છે. વ્યાપારીમલ્લ પણ સિંધી હિન્દુ, એટલે કે, લુહાણો હતો અને તેની છ પેઢીઓ ઉમરકોટમાં થઇ ગઇ હતી. તેના કુટુંબના મૂળ પુરુષે ઉમરકોટમાં આવીને પસારી (ગાંધી)ની એક સાધારણ નાની દુકાન માંડી હતી અને ત્યાર પછી વ્યાજવટાવનો ધંધો આદર્યો હતો. એકની બમણી રકમ લખાવી લઇને અને તેનાં વ્યાજનાં વ્યાજ તથા તેનાં પણ વ્યાજ ચઢાવીને ગરીબોની ગર્દનપર છુરી ચલાવી વ્યાપારીમલ્લના ઉમરકોટમા આવેલા પ્રથમ પૂર્વજે રૂપિયા એક લાખની પુંજી એકઠી કરી હતી અને ત્યારપછી તેના વંશજો પણ તેવા જ પાકવાથી ઉત્તરોત્તર તે પુંજીમાં વૃદ્ધિ થતાં થતાં વ્યાપારીમલ્લના સમયમાં તે પુંજી લગભગ પોણા કરોડ સુધી પહોંચી હતી અને વ્યાપારીમલ્લ ઉમરકોટનો એક કરોડપતિ શાહુકાર ગણાતો હતો. વ્યાપારીમલ્લને માત્ર એક બહેન હતી, બીજો બાઇ નહોતો તેમ જ ત્રણ ત્રણ સ્ત્રીઓ કરવા છતાં પણ તેને સંતાનની પ્રાપ્તિ થઇ ન હોતી અને તેટલામાટે જ તેણે મારી સાથે પુનર્લગ્ન કરીને મને પોતાની ચોથી સ્ત્રી બનાવી હતી; કારણ કે, જો તે પુત્રહીન અવસ્થામાં જ મરી જાય, તો તેની સંપત્તિની કોણ જાણે શી દુર્વ્યવસ્થા થાય અને તેનો આત્મા અવગતિયો થઇ જાય, એ વિશેનો રાત અને દિવસ તેના હૃદયમાં અખંડ ભય રહ્યા કરતો હતો. પરંતુ વૃદ્ધાવસ્થામાં નવી નવી સ્ત્રીઓ કરવાથી કેવું વિલક્ષણ તથા ભયંકર પરિણામ આવે છે, એની તે મૂર્ખશિરોમણિને કલ્પના માત્ર પણ ન હોતી તેમ જ અત્યંત કૃપણતાનો આનુવંશિક દુર્ગુણ તેનામાં ઊતરેલો હોવાથી પોતાની સંપત્તિનો પરોપકારનાં કાર્યોમાં વ્યય કરવાની તેને ઇચ્છા માત્ર પણ થતી ન હોતી. તેના ગૃહમાં કૃપણતાનો આધકાર કેટલા પરિમાણમાં વ્યાપેલો હતો એની કલ્પના

માત્ર એટલાથી જ કરી શકાશે કે, ગૃહમાં તે પોતે, તેની વિધવા ભગિની, તેની ત્રણ સ્ત્રીઓ, ચોથી સ્ત્રી હું, જૂની ચાકરડી પાંચીબાઈ અને બે નોકરો મળીને કુલ નવ માણસ હતાં; પરંતુ શેઠમાટે પહેલા નંબરની રસોઇ થાય, સ્ત્રીવર્ગમાટે બીજા નંબરની રસોઇ થાય અને નોકરોમાટે ત્રીજા નંબરની રસોઇ બનાવવામાં આવે; પહેલા નંબરની રસોઇમાં ગોસ્ત, મચ્છી, કાંઇક મિષ્ટાન્ન, દાળ, ભાત અને પૂરી કે રોટલી તથા શાક, રાઇતું અને અથાણું આદિ પદાર્થોનો સમાવેશ થતો હતો; બીજા નંબરની રસોઇમાં માત્ર એક જ વાર ગોશ્ત અથવા મચ્છી બેમાંનો એક પદાર્થ, રોટલી, ભાત અને દાળ તથા શાક આદિનો સમાવેશ થતો હતો અને નોકરોને તો ફક્ત જુઆરના રોટલા અને ભાજીનું શાક અથવા તો દાળ, ભાત અને શાક એ પદાર્થો જ આપવામાં આવતા હતા અને તેમની પાસેથી ચોવીસ કલાકની નોકરી લેવામાં આવતી હતી. છતાં આશ્ચર્ય એ હતું કે, તે ચાકરો અને ચાકરડી ઘટ્ટા કટ્ટા અને ચૂંટી ભરો તો લોહી ફૂટે એવાં તૈયાર દેખાતાં હતાં અને લાકડે માર્યા પણ ત્યાંથી ખસવાની ઇચ્છા કરતાં ન હોતાં. બીજું આશ્ચર્ય એ જોવામાં આવ્યું કે, સાધારણ રીતે સપત્નીઓ (સોક્યો) વચ્ચે અને નણંદ ભોજાઇઓ વચ્ચે બહુધા જે અસૂયા, દ્વેષ અને ઇર્ષા આદિ જોવામાં આવ્યા કરે છે, તે અસૂયા, દ્વેષ અને ઇર્ષાને બદલે એ ગૃહમાં સપત્નીઓ તથા નણંદ ભોજાઈઓ વચ્ચે અનસૂયા, અનુકંપા તથા પરસ્પર શુભેચ્છા અને અલૌકિક સંપ જ જોવામાં આવતાં હતાં અને તેમાં જે એક ગહનતમ ગુપ્ત ભેદ સમાયલો હતો તે મારા ત્યાં જવાને એક સમાહ થઇ ગયા પછી અચાનક મારા જાણવામાં આવ્યો હતો. તે ભેદ એ હતો કે, વ્યાપારીમલ્લની ત્રણે સ્ત્રીઓ તથા ભગિની વ્યભિચારિણી

હતી અને તેમને ગૃહમાં ગમે તે પ્રકારના ઘોડા દોડાવવાના હોવાથી સ્વાર્થમાટે એક બીજા સાથે સંપીને તથા હળીમળીને રહેતી હતી. પાંચીબાઇ તેમનાં દલાલાં કરતી હતી અને બે નોકરો પણ તેમની આ ચેષ્ટાઓના ભાગીદાર હતા એટલે શેઠાણીઓ તરફથી તેમને પૈસા તથા માલમલીદો મળ્યા કરતા હોવાથી તેઓ પાણે માર્યા પણ ત્યાંથી જવાની ઇચ્છા ન કરે; એ સ્વાભાવિક જ હતું. મકાન આલીશાન અને જૂદા જૂદા અનેક ભાગોમાં વ્હેંચાયલું હતું, વ્યાપારીમલ્લની આગળની ત્રણ સ્ત્રીઓને પોતપોતાના જૂદા ઓરડા અપાયા હતા અને તેથી મને પણ એક વિશાળ ઓરડો મારા નિવાસમાટે કાઢી આપવામાં આવ્યો હતો. વ્યાપારીમલ્લની બહેનનો પણ એક જૂદો ઓરડો હતો; પાંચીબાઇને આંગણામાં એક ઓરડો અપાયો હતો અને તેની બાજૂમાં બે નોકરોના બે ઓરડા આવેલા હતા. વ્યાપારીમલ્લની પ્રથમ સ્ત્રી તથા તેની બહેન બન્નેનું વય લગભગ સમાન, એટલે કે, પચાસથી બાવન વર્ષનું હતું; તેની બીજી સ્ત્રી લગભગ ચાળીસ વર્ષના વયની હતી અને ત્રીજી પત્ની અઠ્ઠાવીસ કે ઓગણત્રીસ વર્ષની તરુણાવસ્થામાં વિહરતી હતી. પાંચીબાઇના વયનો ઉલ્લેખ તો આગળ કરાવલો જ છે; એટલે બાકી રહ્યા જે બે નોકરો તેઓ અનુક્રમે ચાળીસ અને ત્રીસ વર્ષની અવસ્થાના હતા. વ્યાપારીમલ્લની પ્રથમ સ્ત્રી અથવા જૂની અને તેની બહેન જો કે વૃદ્ધાવસ્થામાં ક્યારનીયે પ્રવેશ કરી ચૂકી હતી, પરંતુ એક તો પ્રથમથી જ તેમનાં શરીરો સુદૃઢ હોવાથી તેમજ અદ્યાપિ તેમને એક પણ સંતાન થયેલું ન હોવાથી અને રોજ છુપી રીતે શીરાપૂરી કરીને ખાવાની તેમને ટેવ હોવાથી તેમની અવસ્થા ખરી અવસ્થા કરતાં દશ દશ વર્ષ ઓછી જ દેખાતી હતી. વ્યાપારીમલ્લની બીજી સ્ત્રી રંગે કાંઇક શ્યામ હતી, પણ ચહેરેમોહરે ઘાટીલી અને ઠીંગણી

કદની હોવાથી આકર્ષક લાગતી હતી અને ત્રીજી સ્ત્રી એક લાવણ્યમયી લલના હતી, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

અસ્તુઃ આજકાલના સમયમાં જ્યાં કેટલાક તરુણોને એક સ્ત્રી સાથેના સંસારવ્યવહારને ચલાવવાનું કાર્ય પણ પરમ દુર્ઘટ જણાય છે; ત્યાં વૃદ્ધાવસ્થામાં ત્રણ ત્રણ સ્ત્રીઓ સાથેના સંસારવ્યવહારને ચલાવવાનો ભાર જેના શિરપર આવી પડયો હોય, તેના હૃદયમાં કેટલી બધી ચિન્તા અષ્ટૌપ્રહર રહેતી હોવી જોઇએ, એની સત્ય કલ્પના માત્ર અનેક પત્નીઓના પતિ વિના બીજા કોઇથી પણ કરી શકાય તેમ નથી. આવા ભયંકર કાર્યનો અસહ્ય ભાર શિરપર આવી પડવાથી વ્યાપારીમલ્લ પોતાના પૂર્વજો પ્રમાણે અન્ય સર્વ વિષયોમાં કૃપણશિરોમણિ અથવા મખ્ખીચૂસ કંજૂસ હોવા છતાં પણ નિરુપાયવશાત્ એક વિષયમાં તેને પરમ ઉદારતા ધારવી પડી હતી. તેની ઉદારતાનો વિષય તે નાના પ્રકારની પૌષ્ટિક, શક્તિવર્ધક અને પુરુષત્વદાયક ઔષધિઓને ખરીદવાનો હતો. વર્ત્તમાનપત્રોમાં જે કોઇ પણ ધાતુપુષ્ટિકારક ઔષધિની જાહેર ખબર આવે, તે ઔષધિ, ભલે તેની ગમે તેટલી ભારી કીમત હોય, તો પણ મગાવવી જ, એવો વ્યાપારીમલ્લનો એક નિત્ય નિયમ જ થઇ પડયો હતો અને તે નિયમના પરિણામે તેના ગૃહમાં એવી અસંખ્ય ઔષધિઓનો સંગ્રહ થવા ઉપરાંત એવો એક પણ દિવસ ખાલી જતો ન હોતો કે જે દિવસે વધારે નહિ તો, એવી ઔષધિનું એક પણ વેલ્યુપેબ્લ પાર્સલ ન આવ્યું હોય! એ ઉપરાંત વાળ કાળા કરવાના જૂદી જૂદી જાતનાં અંગ્રેજી, આયુર્વેદિક અને યુનાની હકીમોના બનાવેલા કલફોમાં પણ વ્યાપારીમલ્લના પૈસાની સારી હોળી થતી હતી, દાંતનાં ચોગઠાં રોજ નથી કરાવવાં પડતાં એટલે એનો ખર્ચ રોજ થતો નહોતો, તો પણ વ્યાપારીમલ્લની આખી બત્રીસી

ગૅપ્ થયેલી હોવાથી જૂદી જૂદી જાતનાં ચાર ચોગઠાં તેણે તૈયાર કરાવ્યાં હતાં અને તેમનો તે ઇચ્છા અનુસાર વારાફરતી ઉપયોગ કરતો હતો. સારાંશ કે, આવી રીતે મોઢામાં નવી બત્રીસી બેસાડવા છતાં, વાળોને રંગીને કાળા કરવા છતાં અને ડૅાક્ટર ડુબલની નાઇટ્ પિલ્સ, કિંગ ઑાફ ટૅાનિક પિલ્સ; ડૅા. કાલિદાસ મોતીરામની બાદશાહી યાકૂતી; રજીસ્ટર નં. ૧૮૦ વાળી રૅાયલ ટૅાનિક પિલ્સ; શુદ્ધ શિલાજિત; મદન-કામેશ્વર રસ; મદનમંજરી ગોળીઓ; અભ્રકભસ્મ; લોહભસ્મ; શ્રી-મન્મથાભ્ર; સુવર્ણવસંતમાલતી; પૂર્ણચંદ્રોદય; ફૅાસ્ફરસ પિલ્સ, જિ-તેન્દ્રિયતિલા; ઇંડાં પાક; મેથી પાક; કૂષ્માંડ પાક; સાલમમિશ્રી પાક; અશ્વગંધા પાક; મદમસ્ત મદનમધુરસ; વીર્યસ્તંભન ગોળી; તિ-વર્ધક પાક; મકરધ્વજ યાકૂતી; કબીર જવારિસ; હેમ કો અને એવી જ અન્યાન્ય જાહેરખબરોમાં, ગમે તે કારણથી ગુમાવેલી તાકતને પાછી લાવનાર, અક્ષય પુરુષત્વની પ્રાપ્તિ કરાવનાર, વીર્યવિકારના સર્વ વ્યા-ધિઓને મટાડનાર, વીર્યને ઘન કરી સત્ય પુરુષાતન આપનાર, ખરી મર્દાનગીના સ્વાદને ચખાડનાર, વૃદ્ધને તરુણ બનાવનાર તથા તરુણને કામદેવના અવતારમાં ફેરવી નાખનાર જાદૂઇ ચમત્કાર તરીકે ઓળ-ખાવાયલી નાનાવિધ ઔષધિઓનું નિરંતર સેવન કરવા છતાં પણ વૃદ્ધ વ્યાપારીમલ્લના જર્જરિત શરીરમાં ક્ષીણ પુરુષાતન પુનરુજ્જીવનને પ્રાપ્ત થઇ શકતું ન હોતું કિંવા તેનામાં નવીન પુરુષાતનનો આવિર્ભાવ થતો ન હોતો અને એથી તેના અંતઃકરણમાં નિરંતર એક પ્રકારની ચિન્તાનો અખંડ અધિકાર રહ્યા કરતો હતો. ખરેખર જો આ સંસા-રમાં આવા મૂર્ખ જનો અસ્તિત્વ ન ધરાવતા હોય, તો બિચારા એવી ઔષધિઓ બનાવીને વેચનારા ખરા ડૅાક્ટરો, બળાત્કારે બની બેઠેલા ડૅાક્ટરો; ઊંટ વૈદ્યો અને નીમહકીમોનાં હોજરાં ક્યાંથી ભરાય અને

તેઓ ઘોડાગાડી તથા લાડીવાળીવાળા કેમ કરીને થાય? ડૉક્ટરો અને આવી ઔષધિઓના બનાવનારા ધૂર્તશિરોમણિઓ વ્યાપારીમલ્ર જેવા મૂર્ખશિરોમણિઓની ખબર મનાવે છે, ધાતુપુષ્ટિની નિત્ય નવી નવી દવાઓ બનાવે છે, મૂર્ખની તીજોરીમાંથી પૈસા કઢાવે છે અને ઘોડાગાડી અથવા તો મૉટર દોડાવે છે! ક્ષીણતાને પ્રાપ્ત થયેલા વૃદ્ધોની આવી ખરચેષ્ટાને જોઇને મહાન્ કવિશ્રી નઝીરની બુઢ્ઢાપા વિશેની એક ઉર્દૂ કવિતા અત્યારે મને અચાનક યાદ આવે છેઃ—

" કયા કહર હય, યારો, જિસે આ જાય બુઢ્ઢાપા;
ઔર અયશે જવાની કે તઈં ખાય બુઢ્ઢાપા;
અશરતકો મિલ ખાકમેં ગમ લાય બુઢ્ઢાપા;
હર કામકો હર બાતકો તરસાય બુઢ્ઢાપા;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા!**

* * * * *

" આતે થે જહાં ગુલ્બદન ઔર યૂસુફેસાની;
દેતે થે હમેં પ્યારસે છલ્લોંકી નિશાની;
મર જાયઁ તો અબ મુઁહમેં ન ડાલે કોઇ પાની;
કિસ દુખસેં હમેં છોડ઼ ગઇ હાય જવાની!
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા!**
યાદ આતે હયઁ હમકો જો જવાનીકે વો હંગામ;
ઔર ખ઼ૂબ દિલારામ મજ઼ે અયશ ઔર આરામ;
ઇન સબમેં જો દેખું તો નહીં એકકા અબ નામ;
કયા હમપે સિતમ કર ગઇ યે ગર્દિશે ઐયામ;

**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા !**
મજલિસમેં જવાનીકી તો સાગર હયઁ છલકતે;
છલ્લે હયં બહારેં હયં પરીરૂ હયઁ ઝમકતે;
હમ ઉન્કે તઈ દૂરસે હયઁ રશ્કસે તકતે;
વો અયશો તરબ કરતે હયઁ હમ સર હયં પટકતે;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા !**

* * * *

" થે હમ ભી જવાનીમેં બહોત ઇશ્કકે પૂરે;
વો ક઼ઓનસે ગુલરૂ થે જો હમને નહીં ઘૂરે;
અબ આકે બુઢ્ઢાપેને કિયે અયસે અધૂરે;
પર ઝડ઼ ગયે, દુમ ઉડ઼ ગઈ, ફિરતે હયઁ લઁડૂરે;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા !**

* * * *

" થે જયસે જવાનીમેં કિયે ધૂમ ધડ઼કકે;
વયસે હી બુઢ્ઢાપેમેં છૂટે આનકે છકકે;
સબ ઉડ઼ ગયે કાફ઼િર વો નજ઼રે વો ઝમકકે;
અબ અયશ જવાનોંકો હય ઔર બુઢ્ઢોંકો ધકકે,
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ્ઢાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ્ઢાપા !**
ગર શ઼ઓક઼સે દાઢીકો ખિજ઼ાબ અપની લગાવેં;
ઝુર્રી પડ઼ી હય મુંહપે ઉસે કયસે મિટાવેં;
ગો મકસે હઁસને કે તઈ દાંત બઁધાવેં;
ગર્દન તો પડ઼ી હિલતી હય કયા ખ઼ાક છુપાવેં;

**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ઼ાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ઼ાપા !**
બુઢ્ઢે હુવે પર હુસ્નકી ચાહત નહીં છુટતી;
આંખોંસે યે દીદારકી લજ઼્ઝત નહીં છુટતી;
ઔર દિલસે ભી મહબૂબકી ઇઝ઼્ઝત નહીં છુટતી;
સબ છુટ ગયા પર દીદકી યે લત નહીં છુટતી;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ઼ાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ઼ાપા !**
સુનતે હો, જવાનો, યે સુખ઼ન કહતે હયં તુમસે;
કરતે હો જો કર લો વો મજ઼ે અયશો તરબકે;
જાવેગી જવાની તો ફિર અફ઼સોસ કરોગે,
તુમ જયસે હો વયસે તો કભી હમ ભી જવાં યે;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ઼ાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ઼ાપા !**
કરતે થે જવાનીમેં તો સબ આપસે આ ચાહ;
ઔર હુસ્ન આ દિખાતે થે સબ આનકે દિલખ્વાહ;
યે કહર બુઢ઼ાપેને કિયા આહ '**નઝ઼ીર**' આહ,
અબ કોઈ નહીં પૂછતા અલ્લાહ હી અલ્લાહ;
**સબ ચીજ઼કો હોતા હય બુરા હાય બુઢ઼ાપા;**
**આશક઼કો તો અલ્લાહ ન દિખલાય બુઢ઼ાપા !***

---

***નઝ઼ીરની** '**બુઢાપા**' **અથવા** વૃદ્ધાવસ્થા વિષયક આ કવિતા બહુ લાંબી, એટલે કે, ૪૩ મુસદ્દસ અથવા ૨૫૮ પંક્તિઓની છે; પરંતુ આ સ્થાનમાં પ્રસંગને અનુકૂલ માત્ર ૧૮ મુસદ્દસ અથવા ૬૦ પંક્તિયો જેટલો ભાગ જ આપવામાં આવ્યો છે. એ સમસ્ત કવિતા વાંચવી હોય, તો '**મુન્તખબે**

"નજીરની કવિતામાંના વૃદ્ધના ઉદ્‌ગારો જો મારો એ નામધારી પતિ પોતાના મુખમાંથી કાઢે, તો તે ઉદ્‌ગારો તેના મુખને અતિશય શોભાવે, એ નિર્વિવાદ હતું. વૃદ્ધ વ્યાપારીમલની દિનચર્યા તથા રાત્રિચર્યા આ પ્રમાણેની હતી:—પ્રભાતમાં સાત વાગે શય્યામાંથી ઉઠી, શૌચ, દંતધાવન તથા સ્નાન આદિ કાર્યોથી મુક્ત થઇને કોઇ પણ એક પૌષ્ટિક ઔષધિ સાથે કેસર કસ્તૂરી તથા શર્કરામિશ્રિત દુગ્ધનું પાન કરવું; આઠથી નવ વાગ્યા સુધીમાં લોકોને પોતાની ધાર્મિકતાનો સાક્ષાત્કાર કરાવવામાટે કપાળમાં તિલક તાણીને તથા હાથમાં માળા લઇને ટિકાણા–ગુરુ નાનકના પંથના મંદિર–માં જવું; નવથી અગિયાર વાગ્યા સુધી દુકાન અથવા પેઢીમાં હુક્કો પીતાં પીતાં લેવડદેવડના વ્યવહારની વ્યવસ્થા કરવી; અગિયાર વાગ્યા પછી અને બાર વાગ્યા સુધીમાં ભોજન લેવું, બારથી બે વાગ્યા સુધી વામકુક્ષીનો આસ્વાદ લેવો; બેથી પાંચ વાગ્યા સુધી પુનઃ દુકાને બેસવું; પાંચથી સાત વાગ્યા સુધી ટિકાણામાં અથવા જો કોઇ બીજો સાધુસંત આવ્યો હોય, તો તેના ઉતારામાં કથાશ્રવણમાટે જવું અને ત્યાં વેદાંત આદિ

---

નજીર' નામક પુસ્તક જોવું; તેમાં નજીરની ઘણીખરી કવિતાઓ આપવામાં આવી છે, અને આખ્ખાની તથા આંગ્લ કવિ પોપની કવિતા પ્રમાણે નજીરની કવિતામાં, પ્રતિપાદ્ય વિષયથી વિપરીત માર્ગમાં ન જતાં, નિર્ધારિત વિષયને સંક્ષેપમાં સમઝાવવાની વિશિષ્ટતા–Terseness & directness–અતિશય અલૌકિક તથા અદ્વિતીય હોવાથી તેમ જ સ્પષ્ટોક્તિનો ગુણ તેમાં અધિકતર હોવાથી નજીરની કવિતા વાંચવામાં તથા બોલવામાં જેમ મધુર લાગે છે તેવી જ રીતે તેમાંથી સ્રવતા નીતિબોધના યોગે તેની કવિતા આબાલવૃદ્ધ સર્વને સમાન ગ્રાહ્ય થઇ પડે છે, એ નિઃસંશય છે. એક વાર નજીરની કવિતા જો વાંચી હોય, તો સંસારવ્યવહારનો અતિશય ઉત્તમ અનુભવ પ્રાપ્ત થઇ શકે છે.

તાત્ત્વિક વિષયોની ગમે તેવી અમડમ્ખડમ્ ચર્ચા ચલાવવી; સાંઝે સાતથી આઠ વાગ્યા સુધીમાં નિશાભોજન અને ત્યારપછી પુનઃ ઔષધિસેવન કરવું; આઠથી નવ વાગ્યા સુધીના સમયમાં ઘેર આવેલા તેમના જેવા જ કેટલાક વ્યાપારીઓ સાથે હુક્કો ફૂંકીને ટોળટપ્પાં ચલાવવાં અને નવ વાગ્યા પછી શયનમંદિરમાં પ્રવેશ કરીને શય્યામાં પડી પ્રભાત પર્યન્ત નિદ્રાદેવીની એકનિષ્ઠ અને કુંભકર્ણ સમાન અખંડ ઉપાસના કરવી. તેનો નિત્યનો કાર્યક્રમ આ પ્રમાણેનો હતો; પણ સપ્તાહમાં બે વાર પ્રભાતમાં કલપ લગાડીને વાળોને કાળા કરવાનું કાર્ય વધારા તરીકે કરવામાં આવતું હતું અને તે કાર્યમાં પ્રત્યેક વેળાયે એક કલાકથી બે કલાકનો ટાઇમ વીતી જતો હોવાથી તે દિવસે ટિકાણામાં જવાનું મુલ્તવી રાખવામાં આવતું હતું. એ જ પ્રમાણે ગૃહમાંની સ્ત્રીઓની દિનચર્યા તથા રાત્રિચર્યા પણ નિયત થયેલી હતી અને તે આ પ્રમાણેઃ- વ્યાપારીમલ્લની સર્વ પત્નીઓને રાંધવાના તથા અન્ય ગૃહકાર્યના વારા બાંધી આપવામાં આવ્યા હતા એટલે પ્રભાતમાં છ વાગતામાં શય્યાને ત્યાગી સર્વ નિત્યકર્મોથી પરવારીને જેનો રાંધવાનો વારો હોય તે રાંધવાના કાર્યમાં લાગી જતી હતી અને તેની અન્ય સપત્નીઓ ચોખા વીણવા, શાક સમારી આપવું, મસાલો તૈયાર કરી આપવો અને રોટલી અથવા પૂરી વણાવવી ઇત્યાદિ કાર્યોમાં તે રાંધનારીની મદદગાર થતી હતી. વાસીદું વાળવું, પાણી ભરવું અને બજારમાંથી જોઇતી ચીજો લાવી આપવી, એ કાર્યો બે નોકર કરતા હતા; પાંચો-બાઇને માત્ર લોટ દળવાનું અને વાસણ ઊટકવાનું એ બે કાર્યો જ કરવાં પડતાં હતાં. જો કે, કોઇ સ્ત્રીની પ્રકૃતિ ઠીક ન હોય અથવા તો સ્ત્રીઓને ટિકાણામાં કિંવા કોઇ સગાંવહાલાંને ત્યાં જવાનું હોય, તો તેની વેળાયે તે સ્ત્રીઓનાં ડીલ દાબવાનું તથા તેમની સાથે

તેઓ કહે ત્યાં જવાનું કામ કરવાને પણ તે બંધાયલી હતી. પણ એ કામ તેને કોઇક વાર જ કરવાં પડતાં હોવાથી એ કામોનો તેના નિત્યના કાર્યક્રમમાં સમાવેશ થઇ શકતો ન હોતો. શેઠ બપોરે જમીને પોતાના શયનમંદિરમાં પોઢી જાય અને બે કલાક શય્યામાં પડયા રહે, તે વેળાએ ત્રણમાંની કોઇ પણ એક સ્ત્રી વારા પ્રમાણે જમીને તેમના પગ દાબવા જતી હતી અને શેઠજી સૂઇને જાગે ત્યાં સૂધીમાં તેમની બહેન તથા બીજી બે સ્ત્રીઓના ઓરડામાં વળી જૂદા જ ખેલો ખેલાતા હતા; કારણ કે, એ વેળાએ બહારના કોઇ માણસને ઘરમાં આવવાનો હુકમ નહોતો. શેઠનું શયનમંદિર ઉપરના ભાગમાં હતું અને નીચે પાંચીબાઇનો ખડો પહેરો રક્ષા કરતો હતો, એટલે તેમની પાપલીલા પ્રકાશમાં આવવાનો સંભવ હતો જ નહિ. ગૃહમાં જે મોટી ઉમ્મરનો નોકર હતો, તેનો પ્રથમ તથા દ્વિતીય શેઠાણી સાથે ગુપ્ત પ્રેમસંબંધ હતો અને જે તરુણ અનુચર હતો તેનો તૃતીય શેઠાણી તથા શેઠની વૃદ્ધા ભગિની સાથે પ્રેમસંબંધ હતો; કારણ કે, જો ગૃહની સર્વ પ્રકારે સત્તાધીશ વ્યવસ્થાપિકા તે ભગિનીરાણીને તેની ઇચ્છા પ્રમાણેનો સંતોષ ન મળે, તો સર્વનાં પાપોનો પ્રકાશ થઇ જાય, એવો સંભવ હોવાથી તે તરુણ અનુચરને તરુણ શેઠાણી સાથેના પ્રેમસંબંધને જાળવવામાટે શેઠની ભગિની સાથે પણ, અનિચ્છાપૂર્વક, પ્રેમસંબંધ રાખવો પડતો હતો; તે ઉપરાંત શેઠની ભગિનીનો એક બીજો પણ રાખેલો રજપૂત હતો અને તે ઘણીક વાર બપોર પછી તથા ઘણીક વાર રાતે ગૃહમાં આવીને આખી રાત શેઠની સહોદરાના શયનમંદિરમાં જ વીતાડતો હતો. એ જ પ્રમાણે પાંચીબાઇનો પણ એક પ્રેમી હતો અને તે બહુધા રાત્રિના સમયમાં સોપો પડી ગયા પછી આવીને આખી રાત પાંચીબાઇના ઓરડામાં જ ગાળતો હતો. આવી

રીતે બધી સ્ત્રીઓનું વાળું બગડેલું હોવાથી તેમનો પરસ્પર હળી-મળીને તથા સંપ રાખીને વર્ત્યા વિના છૂટકો જ ન હોતો. અર્થાત્ દિવસે કે રાતે એક સ્ત્રી શેઠના શયનમંદિરમાં હોય, તે વેળાયે બીજી સ્ત્રીઓ પણ પોતપોતાના ઓરડામાં યથેચ્છ સુખોપભોગમાં નિમગ્ન રહેતી હતી અને એ બીજું કાંઇ નહિ, પણ વૃદ્ધાવસ્થામાં એકથી અધિક સ્ત્રીઓ કરવાનું જ દુઃખદ પરિણામ હતું.

"જ્યારે ટંડા મહમ્મદખાનથી હું મારા પુનર્લગ્નના પતિ સાથે ઉમરકોટ જવાને નીકળી હતી, ત્યારે માર્ગમાંજ મેં પાંચીબાઇને જ-ણાવી દીધું હતું કે: 'જો ઇશ્વર મને સારે સ્થળે નાખે અને મને સારો પતિ મળે, તો પ્રથમ શ્રીનાથજીની યાત્રા કરીને ત્યાર પછી જ હું મારા તે પતિસાથે સંસારસંબંધ કરીશ અને ત્યાં સુધી અસ્પર્શ્ય જ રહીશ, એવી મેં માનતા માનેલી હોવાથી તમારા શેઠને કહી દેજો કે, જ્યાં સુધી શ્રીનાથજીની યાત્રાનો તમો પ્રબંધ નહિ કરો, ત્યાં સુધી તમારાથી મારા શરીરને સ્પર્શ કરી શકાશે નહિ અને જો બળાત્કાર કરશો, તો પરમે-શ્વરના અપરાધી થશો,' આ વાર્ત્તા પાંચીબાઇએ વ્યાપારીમલ્લને જણાવી હતી, મારા સદ્‌ભાગ્યના યોગે વ્યાપારીમલ્લ કાંઇક ધર્મભીરુ તથા અંધશ્રદ્ધાળુ હોવાથી તેણે શ્રીનાથજીની યાત્રાએ જવાનું અભિવચન આપ્યું હતું અને તેથી તેની અન્ય સ્ત્રીઓ પ્રમાણે તેના શયનમંદિરમાં જવાનો મારો વારો તત્કાળ બાંધવામાં આવ્યો નહોતો. આ કારણથી હું ચોવીસે કલાક મને અપાયલા મારા પોતાના ઓરડામાં જ રહેતી હતી અને જો મનમાં આવે, તો મારી અન્ય સપત્નીઓને રાંધવાના કામમાં મારાથી આપી શકાય તેટલી અલ્પ સ્વલ્પ સહાયતા આપતી હતી. પ્રથમ દિવસે જ મારી નણંદ તથા મારી સપત્નીઓ મારી સાથે એવી તો પળોટાઇ ગઇ અને એવી લટૂડી પટૂડી થવા લાગી કે જાણે

તેમનો મારી સાથે વર્ષોનો સખીભાવ કેમ ન હોય! તેમના ભેદથી હું અજ્ઞ હોવાથી જ્યાં સુધી હું પણ તેમના જેવી જ ન થાઉં અથવા મારી વૃત્તિઓ પણ તેમના જેવી જ છે, એ વિશેનો તેમનો નિશ્ચય ન થાય, ત્યાં સુધી મારા દેખતાં તેમનાથી પોતાનાં કૃષ્ણ કારસ્થાનો ન કરી શકાય, એ દેખીતું જ હતું. અર્થાત્ મારો તે ગૃહમાં પ્રવેશ થયા પછી મારી ત્યાં ચોવીસ કલાકની હાજરી હોવાથી દિવસના સમયમાં તો તે રંડાઓથી પાપમયી પ્રેમલીલા કરી શકાતી નહોતી; પરંતુ રાતે હું મારા ઓરડાને અંદરથી સાંકળ વાસીને જ્યારે સુઇ જતી હતી ત્યાર પછી તેમને સ્વચ્છંદતાથી વર્ત્તવાનો મનોગમતો પ્રસંગ મળી શકતો હતો. મને તે ગૃહમાં આવ્યાને સાતેક દિવસનો સમય થયા પછી એક દિવસ રાત્રિના સમયમાં અચાનક બનાવ એવો બન્યો કે રાત્રે એક વાગ્યાના સુમારે મને જંગલ જવા જેવું જણાયું:કારણ કે, છેલ્લા બે દિવસથી મારી પ્રકૃતિ અતિશય ચિન્તાના પરિણામે કાંઇક મંદરહ્યા કરતી હતી. અર્થાત્ દીવો બોઇ પાણીનો લોટો લઇને ઓરડાનાં બારણાં ઉઘાડી હું બહાર નીકળી. અમો ચારે સપત્નીઓના ઓરડા એક જ હારમાં હતા અને મારી નણંદનો ઓરડો સામો હતો. મારો ઓરડો બધા ઓરડાથી છેલ્લો હોવાથી આગળના ગલી જેવા માર્ગમાં થઇને બહાર પડતા દરવાજાપર જવું હોય, તો તે ત્રણ ઓરડાને ઓળંગીને જ જવું પડતુ હતું. મારી બાજૂના ઓરડામાં વ્યાપારીમલ્લની તૃતીય તરુણ પત્ની રહેતી હતી. તેના ઓરડામાં દીવો ઝળઝળાટ બળતો હતો, બારણાં અડધાં અડકાવેલાં હતાં અને બારણાની બાજૂમાંની સળિયાંવાળી બારીનું એક બારણું વાસેલું હતું તથા એક બારણું ઉઘાડું હતું. ઓરડામાં દીપકના ભવ્ય પ્રકાશને જોઇને મેં અનુમાન કર્યું કે: 'ઇશ્વરી એટલે કે, વચલી સપત્ની આજે ઘરમાં હોવાથી

અને તે ગુરુમુખી અક્ષરો ભણેલી હોવાથી, ધર્મની કોઇ પોથી વાંચતી હશે.' આવા અનુમાનથી પડકારો કર્યા વિના જ હું તો આગળ ચાલી, તો ત્યાં જૂની અને મારી નણંદના સામસામા ઓરડાની પણ તેવી જ અવસ્થા જોવામાં આવી; એટલે કે, તે ઓરડામાં પણ દીવા બળતા હતા; માત્ર એટલું જ નહિ, પણ તે પ્રત્યેક ઓરડામાં કોઇ બબ્બે માણસની જોડી ધીમા સ્વરથી વાતચીત કરતી હોય, એવી પણ મને શંકા થવા લાગી, હું થોડી વાર ત્યાં ઊભી રહી અને તેમની વાતચીતને સાંભળતાં પ્રત્યેક ઓરડામાં અકકેકો પુરુષ અને અકકેકી સ્ત્રી હોવી જોઇએ, એવો મારો નિશ્ચય થયો. મારા મનમાં જે શંકા આવવાની હતી તે તો આવી જ ગઇ હતી એટલે તે દૃશ્યને માત્ર દૃષ્ટિથી જોવાનું કાર્ય જ અવશિષ્ટ હતું. પરંતુ તે ઓરડાનાં બારણાં ઉઘાડીને એક તો આંતરિક દૃશ્યને જોવાની મારી હિમ્મત ન ચાલી અને બીજું મારા પેટમાં જરા ગભડાટ પણ વધારે થતો હતો એટલે હું બહાર વાડામાં જવાને ચાલી ગઇ. દશ મિનિટ પછી હું પાછી ફરી તે વેળાયે પણ તેની તે જ સ્થિતિ હતી. મેં પ્રથમ મારા ઓરડામાં જઇને મોરીમાં હાથ પગ ધોઇ નાખ્યા, ત્યારપછી મારા ઓરડામાંના દીવાના પ્રકાશને ચાવી ફેરવીને મંદ કરી નાખ્યો અને પછી બીજી વાર '**અરેબિયન નાઈટ્સ્**' માંની વ્યભિચારિણી બેગમ સમાન એ મારી હરામજાદી સોકયોનાં પાપકર્મોને દૃષ્ટિથી જોવાના ઉદ્દેશથી પાછી હું મારા ઓરડામાંથી બહાર નીકળી. બહાર નીકળીને પ્રથમ મેં વ્યાપારીમલ્લની તૃતીય સ્ત્રી અથવા તરુણ પત્નીના ઓરડાનાં બારણાંને 'કેમ ઈશ્વરી બહેન, અત્યારસુધી જાગતાં કેમ બેઠાં છો વારૂ ?' એ શબ્દોના ઉચ્ચાર સાથે એકદમ ઊઘાડી નાખ્યાં. મારાથી આ સાહસ કરી તો જવાયું, પણ પછીથી એમાટે મારા મનમાં અતિશય પશ્ચા-

ત્તાપ અને શોક થવા લાગ્યો; કારણ કે, ત્યાં જે ભયાનક બીભત્સ દશ્ય મારા જોવામાં આવ્યું તે સર્વથા લજ્જોત્પાદક હોવાથી અવર્ણનીય હતું. એક કુલીન પિતાની પુત્રી અને એક પ્રતિષ્ઠિત તથા ધનાઢય પતિની પત્નીના પાતિવ્રત્યનો કિંવા અલભ્ય સતીત્વનો ઘરમાં વાસીદું વાળનાર ત્રણ ટકાના એક નીચ નોકરના હાથે અત્યંત નિર્લજ્જતા તથા બીભત્સતા પૂર્વક ભંગ થતો જોઇને મારા શરીર તથા અંતઃકરણમાં ભીષણ કંપનો આવિર્ભાવ થયો. હું આશ્ચર્યથી તે વ્યભિચારમગ્ન નરનારીને જોઇ રહી અને તેઓ આશ્ચર્યથી મને જોઇ રહ્યાં. એક પ્રકારની વિલક્ષણ નિસ્તબ્ધતાનો અધિકાર ત્યાં વ્યાપી ગયો. લગભગ બે મિનિટ સુધી નિર્વાક્ રહ્યા પછી મેં મૌનનો ભંગ કરીને કહ્યું કે: " ઈશ્વરી બહેન, ક્ષમા કરજો; મને આવી ખબર નહોતી; નહિ તો આવી રીતે હું કદાપિ તમારા ઓરડાનાં બારણાં ઉઘાડવાનું કુસાહસ કરત જ નહિ. " આ શબ્દો ઉચ્ચારીને હું ત્યાંથી મારા ઓરડા ભણી વળવા જતી હતી એટલામાં ઈશ્વરીએ લજ્જાને ત્યાગીને કહ્યું કે: 'વોય રે એમાં તે શું થઇ ગયું ! જે વાત અમો બધાં તમને ચાર દિવસ પછી જણાવવાનાં હતાં, તે વાત આજે જ તમારા જાણવામાં આવી ગઇ એ ઠીક જ થયું છે; કારણકે, અમારો એટલો પરિશ્રમ ઓછો થયો; અમારા આ આનંદને જોઇને તમારે ઇર્ષા કરવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, જો તમારી આવા આનંદવિલાસને ભોગવવાની ઇચ્છા હશે, તો તમને પણ અમો તેમાટેની યોગ્ય વ્યવસ્થા આવતી કાલે જ કરી આપીશું.' ઈશ્વરીનાં આવાં નિર્લજ્જતાયુક્ત વચનો સાંભળીને મારા હૃદયમાં તેના પ્રતિ ધિક્કાર છૂટવા લાગ્યો; પરંતુ એ સમય ઉપદેશ આપવાનો ન હોવાથી 'ઠીક છે, આપણે એ વિશે પછીથી નીરાંતે વાતચીત કરીશું.' એટલું કહીને હું મારા ઓરડા ભણી ચાલી અને ઓરડામાં જઇને બારણાં વાસવાની તૈયારી કરતી હતી એટલામાં તો ઇજાર પહે-

રીને તથા ચાદર ઓઢીને ઇશ્વરી મારા ઓરડામાં આવી અને મને બેસવાનું કહી મારી પાસે બેસીને બહુ જ ગંભીરતાથી કહેવા લાગી કેઃ 'સુલોચના બહેન, અમારા આ કૃત્યને જોઇને કદાચિત્ તમને આશ્ચર્ય તો થયું જ હશે; પરંતુ જ્યારે એના સત્ય કારણને તમો જાણશો, ત્યારે તમારૂં એ આશ્ચર્ય એક પળ માત્ર પણ ટકી શકવાનું નથી."

"પરંતુ ઇશ્વરી બહેન, મેં તો આ કૃત્ય તમારા એકલાનું જ જોયું છે અને તમો 'અમારા આ કૃત્યને જોઇને એવી રીતે બહુવચનાત્મક પ્રયોગથી બોલો છો તેનું શું કારણ છે વારૂ ?" શું અહીંની બીજી કોઈ સ્ત્રી પણ તમારા આ કૃત્યમાં સામેલ છે ?" મેં વચ્ચે જ એક ગહન પ્રશ્ન પૂછ્યો.

"આ પ્રશ્ન વળી કેવો ? જો મારી સાથે જરા બહાર આવો, તો આ કૃત્ય અહીં કોણ કોણ કરે છે, એ હમણાં જ તમને નજરો નજર બતાવી દેવાને હું તૈયાર છું. તમારે કોઇ પ્રકારની ભીતિ રાખવી નહિ; કારણ કે, તમારી ઇચ્છા વિના તમારા શરીરપર કોઈ પણ બળાત્કાર કરે તેમ નથી, એની હું જામિન છું. " ઇશ્વરીએ ઉત્તર આપ્યું.

"ના, ના, એવાં દૃશ્યોને આ દૃષ્ટિથી જોવાની અને બીજાંની લજ્જાને તોડવાની કશી પણ અવશ્યકતા નથી; તમારે જે કહેવું હોય, તે કહો, તમારા વચનમાં મારો વિશ્વાસ છે." મેં મારા ઓરડામાંથી બહાર નીકળવાની આવી રીતે અને તેને ખોટું ન લાગે તેવા પ્રકારે ના પાડી દીધી.

"જેવી તમારી ઇચ્છા." એમ કહીને ઇશ્વરીએ તે ગૃહની સર્વ સ્ત્રીઓની વ્યભિચારપ્રવૃત્તિનો ઇતિહાસ સંભળાવતાં કહેવા

માંડયું કેઃ " સુલોચના બહેન, તમોએ હજી આપણા પ્રાણનાથના શયનમંદિરમાં પ્રવેશ કર્યો જ નથી, એટલે તમોને અદ્યાપિ આપણા એ જરઠ અને સત્ત્વહીન સ્વામીનો અનુભવ થઇ શક્યો નથી. આપણા સ્વામી જન્મથી જ કાંઇક અશક્ત પ્રકૃતિના છે અને તેમાં વળી ચાર ચાર સ્ત્રીઓના પતિ થયા છે, એટલે પછી આવું પરિણામ ન આવે, તો બીજું શું થાય વારૂ ? આપણી જે જૂની સોક્ય આપણા સ્વામીની સમવયસ્કા છે અને જેણે આપણા પતિ સાથે તેમના તારુણ્યમાં પણ સમય વીતાડેલો છે, તેને પણ એ સ્વામીના સમાગમથી સંતોષ મળી શક્યો નથી, તો પછી તેમની વૃદ્ધાવસ્થામાં દુર્ભાગ્યવશાત્ તેમની સાથે પરણેલી આપણી બીજા નંબરની સોક્ય અને મારા જેવી તરુણી અબળાને એ સત્ત્વહીન સ્વામીના સમાગમથી યથેચ્છ સંતોષ મળવાની આશા આકાશકુસુમ સમાન હોય, એ સર્વથા નૈસર્ગિક જ છે. આપણી જૂની સોક્યનાં માબાપે તો જાણે પોતાની પુત્રીને ધનાઢ્ય અને કુલીન કુટુંબના એક તરુણ વર સાથે પોતાની પુત્રીને પરણાવી હતી તેમ જ પ્રથમ પત્નીને સંતાન ન થતું હોવાથી આપણી બીજા નંબરની સપત્નીને સારૂં ઘર જોઇને સોક્ય ઉપર તેનાં માતાપિતાએ આપી હતી, એટલે તે બન્નેનાં માતાપિતા વિશેષદોષભાગી ન હોતાં; પણ મારાં માતાપિતાએ તો કેવળ પોતાની તીજોરી તર કરવાના લોભથી જાણી જોઇને અને ઇચ્છાપૂર્વક મને આ કાળમીંઢ પાણા સાથે અથડાવીને મારૂં કરમ ફોડી નાખ્યું છે અને તેથી દિવસમાં દશ હજાર વાર હું મારાં સ્વાર્થાન્ધ માતાપિતાને ગાળો ભાંડીને તેમના શિરપર શાપોની વૃષ્ટિ વર્ષાવ્યા કરૂં છું. જેવી તેમણે મને બાળી છે, તેવાં તેઓ સદા બળતાં જ રહેશે અને તેમનું સાત ભવમાં પણ કલ્યાણ નહિ થાય ! અસ્તુઃ પૂર્વજન્મનાં મારાં કોઇ ઘોર પાપોના પરિણામે

આવી રીતે મારો ભવ તો બળી ગયો અને તેથી આ ગૃહમાં આવ્યા પછી હું નિરંતર નિરાશ તથા ઉદાસીન જ રહ્યા કરતી હતી. આવી રીતે મારો પંદરેક દિવસ જેટલો સમય વીતી ગયો. ત્યારપછી એક દિવસ રાતે મારા શરીરમાં સુસ્તી થવા લાગી અને ડીલ ટવા લાગ્યું. મેં પાંચીબાઇને બોલાવીને મારાં ડીલ દાબવાનું કહ્યું એટલે પાંચીબાઇએ કહ્યું કેઃ 'મારે તમારી નણંદનું ડીલ દાબવું છે, એટલે તમારૂં ડીલ દાબવાને હું થોડીવાર પછી આપણા આવતિયાને મોકલું છું. એ આપણા ઘરનો વિશ્વાસપાત્ર ચાકર છે અને આપણા ઘરમાંની સઘળી સ્ત્રીઓનાં ડીલ દાબે છે એટલે તમારે શંકા લાવવી નહિ.' લગભગ દશેક વાગે, અત્યારે તમોએ જેને મારી સાથે જોયો હતો અને આપણા ઘરનો નોકર હોવાથી જેને તમો સારી રીતે જાણો છો, તે આવતિયો મારૂં ડીલ દાબવામાટે મારા ઓરડામાં આવ્યો અને દીપકના પ્રકાશને મંદ કરીને મારૂં ડીલ દાબવા લાગ્યો. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, અગ્નિ અને ઘૃતના સંયોગનું જે પરિણામ થાય છે, તે જ પરિણામ થયું અને મારા સતીત્વનો ભંગ થઇ ગયો. આપણા શાસ્ત્રકારોએ ભ્રાતા તથા ભગિનીના એકાંતવાસનો પણ નિષેધ કરેલો છે, તે દીર્ઘ વિચાર કરીને જ કરેલો છે. જે ઘરની સ્ત્રીઓ પોતાના નોકરો પાસે પગ અથવા ડીલ દબાવરાવે છે; ત્યાં બહુધા આવા જ ગોટાળા થાય છે અથવા તો ડીલ દબાવરાવવાના નિમિત્તથી આવા ગોટાળા ચાલતા હોય છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી. પ્રભાતમાં પાંચીબાઇએ મને જોઇને અમુક ભાવદર્શક સ્મિત કર્યું અને કહ્યું કેઃ 'રાતે ડીલ તો ઠીક દબાયું ને ? શર્માશો નહિ; તમારી બન્ને સાસુઓ, તમારી નણંદ અને હું પોતે રોજ આ ઘરમાં એવા જ ખેલ ખેલીએ છીએ અને આજથી તમો પણ અમારા

મંડળમાં આવ્યાં છો એટલે એથી અમને તો આનંદ જ થયો છે. આ વ્યવસ્થા અમોએ બુદ્ધિપૂર્વક જ કરી હતી કે જેથી તમારી લજ્જા છૂટી જાય અને અમને તમારાથી બીવાનું કારણ ન રહે. હવે ગમે તેમ ઘોડા દોડાવશો, તો ય તમારો ભાવ કોઇ પણ પૂછે તેમ નથી. આ ઘરમાં ત્રિયારાજ્ય છે એટલે હાંકે રાખો બાપલિયાં, હાંકે રાખો; આપણને પૂછે તેને પરમેશ્વર પૂછે !' બસ, તે દિવસથી શર્મનો પડદો ટૂટ્યો તે ટૂટ્યો ! એક વાર જેને અફીણ ખાવાની ટેવ પડે છે, તેને પછી અફીણ ખાધા વિના બિલ્કુલ ચેન પડતું નથી, અને એવો જ પ્રકાર વ્યભિચારી પુરુષ તથા વ્યભિચારિણી વનિતાનો પણ હોય છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. જ્યાંનું સમસ્ત વાતાવરણ જ વિકૃત હોય, ત્યાં મારા જેવી એક નવયૌવના અને કામાતુરા કામિની શુદ્ધચરિત્રા રહી શકે, એ કદાપિ બની શકે નહિ. પતિના શયનમંદિરમાં જવાનો જ્યારે પણ મારો વારો આવે છે, ત્યારે મારી અડધી રાત વૃદ્ધ સ્વામીની ચરણસેવામાં અને અર્ધ નિશા નાના પ્રકારની ચિન્તાઓ તથા અર્ધ નિદ્રામાં વીતી જાય છે; કારણ કે, વ્યાપારીમલ્લ શેઠ નામના તો મારા પતિ છે, પણ તેમનો અને મારો વાસ્તવિક સંબંધ પિતા તથા પુત્રીનો અથવા તો ભ્રાતા અને ભગિ-નીનો જ છે, એટલામાં જ તમારે સર્વ સમજી લેવાનું છે. અત્યારે તો મારો સત્ય ભર્ત્તા, પ્રેમી અથવા જાર જે કહો તે આ આવતિ-યોજ છે અને ભવિષ્યમાં શું થવાનું છે, તે વિશે અત્યારે હું કાંઈ પણ કહી શકતી નથી. આ વ્યભિચારમાં બીજો હેતુ એ પણ સમા-યલો છે કે જો કોઈ પણ ઉપાયે મને એક પુત્રસંતાનની પ્રાપ્તિ થઇ જાય, તો આ લગભગ એક કરોડની સંપત્તિ શેઠના કાકાના દીકરાના હાથમાં ન જાય અને અમો સર્વ સ્રીઓને ધણીની આટલી બધી

મિલ્કત હોવા છતાં પરાધીન થવાનો અને ઓશિયાળો રોટલો ખાવાનો દુઃખદાયક પ્રસંગ ન જોવો પડે ! આપણી પહેલા નંબરની સોક્યને તો હવે સંતાન થાય, તેમ છે જ નહિ; કારણ કે, તેનો તે કાળ વીતી ગયો છે; તેમ જ આપણી બીજા નંબરની સોક્યના શરીરમાં મેદ એટલો બધો વધી ગયો છે કે તે પણ વંધ્યા જ રહેવાની; એટલે જો કોઇને સંતતિ થવાનો સંભવ હોય, તો મને જ છે અને હવે તમે ચોથાં આવ્યા છો એટલે તમારામાં પણ એ આશા રાખી શકાય તેમ છે. પરંતુ જો તમો અમારા માર્ગનું અવલંબન ન કરો, તો તમને મરણપર્યન્ત પણ માતૃપદ પ્રાપ્ત થવાની સંભાવના નથી અને તેથી, ઇચ્છાથી કે અનિચ્છાપૂર્વક, તમારે પણ આ માર્ગનું અવલંબન તો કરવું જ પડશે, એવી મારી દૃઢ માન્યતા છે. અર્થાત્ વસ્તુસ્થિતિ આવી છે, તો પછી વિના કારણ વિલંબ શામાટે કરવો જોઇએ છે ? કરો આજેથી જ મંગળાચરણ અને લેવા માંડો સંસારસુખનો લ્હાવો. જે ભોગવ્યું તે જ આપણું છે; કારણ કે, સાથે કાંઇ પણ આવવાનું નથી. એક કવિએ કહ્યું છે કેઃ—

'ખાના પીના ખેલના, હરદમ દમકે સાથ;
કલ ઉઠકર જો મર ગયે, કુછ નહિ આને સાથ !'"

નરકના કીટને નરકનિવાસથી જ આનંદ મળે છે, એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ મારા જોવામાં આવ્યું; પરંતુ આ સંસારમાં ઇન્દ્રિયસુખલોલુપ સ્ત્રીપુરુષોની સંખ્યા અધિક હોય છે અને સંયમી તથા સદાચારી સ્ત્રીપુરુષોની સંખ્યા ઓછી હોય છે; તેમ જ ઈશ્વરીને સર્વ પરિસ્થિતિજ એવી પ્રાપ્ત થઇ હતી કે જો અત્યંત અનાસક્ત મન ન હોય, તો એવી પરિસ્થિતિમાં શુદ્ધતાને જાળવવાનું કાર્ય સર્વથા અશક્ય થઇ પડે એ સ્વાભાવિકજ હતું એટલે ઈશ્વરીને તેના એ

દુષ્કૃત્યમાટે વિશેષ દોષ આપવા જેવું હતું નહિ. હવે મારા મનમાં તેના માટે તિરસ્કારને બદલે દયા ઉપજવા લાગી; પરંતુ મારો તો મારા વૈધવ્યધર્મને તથા મારી પવિત્રતાને મરણુપર્યન્ત અવિકૃત અને અખંડ રાખવાનો દૃઢ નિશ્ચય હોવાથી હું ઇશ્વરીને અનુકંપા દર્શાવતી કહેવા લાગી કે: 'ઈશ્વરી બહેન, તમારી પરિસ્થિતિ એવા પ્રકારની છે કે, આવી પરિસ્થિતિમાં કોઈ પરમસાધ્વી, સંયમશીલા તથા અનાસક્ત અબળાજ પવિત્ર રહી શકે; અન્ય અબળાથી પવિત્ર રહી શકાયજ નહિ; એટલે તમને હું જરા પણ દોષ દેતી નથી. ઇશ્વર તમને માતૃપદ આપે અને તમો પુત્રસંતાનનાં માતુશ્રી થાઓ, એ જ મારો તમને આશીર્વાદ છે; કારણ કે, મારૂં મન આ સંસારમાંથી વિરક્ત થયેલું હોવાથી અને હું કોઇ અનિવાર્ય સંયોગવડે જ તમારી નામમાત્રની સોક્ય થયેલી હોવાથી મારા સતીત્વનો ભંગ ન થાય એટલામાટે જ શ્રીનાથજીની યાત્રા કર્યા પછી પતિના સમાગમમાં આવવાનું મેં નિમિત્ત બતાવ્યું છે. આજે તમારા મુખથી વૃદ્ધ વ્યાપારીમલ્લની સત્ત્વહીનતાના ભેદને જાણીને મારા હૃદયમાં વિષાદ નહિ, પણ એક પ્રકારનો આનંદ જ થયો છે; કારણ કે, એથી સ્વાભાવિકજ મારા સતીત્વની રક્ષા થવાનો સંભવ છે. અસ્તુઃ તમો તો જાણે નવયૌવના છો એટલે પોતાના મનનો સંયમ નથી કરી શકતાં તેમજ તમારા મનમાં માતૃપદને મેળવવાની પણ આશા છે; પરંતુ આપણી પહેલા નંબરની મારી મા જેવડી સોક્ય, આપણી વૃદ્ધા નણંદ અને પાંચીબાઇ પણ તુચ્છ સંસારના આ નીચ વિકારને વળગી બેઠી છે અને અદ્યાપિ તેમની આસક્તિનો અંત નથી થતો એનું કારણ શું હોવું જોઇએ, એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી. આપણી પહેલા નંબરની સોક્યને સંતાન થવાની આશા

નથી અને આપણી નણંદ તથા પાંચીબાઇ તો વિધવાઓ છે, એટલે તેઓ શા લાભની આશાથી આ ભ્રષ્ટાચાર કરતી હશે વારૂ ?"

"પોતાની અનિવાર્ય વિકારલાલસાને કોઇ પણ પ્રકારે તૃપ્ત કરવી, એ લાભ વિના તેમને બીજા કોઇ લાભની આશા છેજ નહિ. એક વાર પડી ગયેલી નઠારી ટેવ મરણપર્યન્ત પણ જતી નથી; એટલે કે, 'ટાઢ જાય રૂએ અને ટેવ જાય મૂએ!' એ વિના એનું બીજું કોઈ પણ કારણ સંભવતું નથી. કેટલીક વ્યભિચારિણી સ્ત્રીઓને પ્રૌઢાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં પણ અશ્લીલ પ્રેમનો અથવા તો વ્યભિચારનો હડકવા ચાલે છે અને તેનું આ પ્રત્યક્ષ તથા સજીવન ઉદાહરણ છે, એમ જ તમારે સમજવાનું છે; કારણ કે, મારા કરતાં પણ આવા સંસારસુખની લાલસા તેમનામાં હજારગણી વધારે છે; એટલે સુધી કે, તેમને પ્રભાત, મધ્યાન્હ, સંધ્યા, દિવસ કે રાત સર્વ કાળમાં એ સુખને મેળવવાની તીવ્ર વાસના રહ્યા કરે છે અને આ ઘરમાં કોઇ પૂછનાર ગાછનાર ન હોવાથી તેઓ જ્યારે ગમે ત્યારે પોતાની ઇચ્છાને તૃપ્ત કરી શકે છે. હમણાં હમણાં તમો આવ્યાં છો, ત્યારથી તેમને કાંઇક સંકોચ રાખવો પડે છે; પણ મારી પેઠે તમને પણ પોતાના મંડળમાં ખેંચવામાટેના તેમના વિચારો બે દિવસથી ચાલી રહ્યા છે અને તેમાં હું પણ શામિલ છું." ઈશ્વરી અદ્યાપિ અલ્પ અનુભવિની હોવાથી તેણે બધી વાત બોલવાના પ્રવાહમાં ઓકી કાઢી.

ઇશ્વરીના કથન અથવા ઉદ્‍ગારોમાં જે એક ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય અને જાણવા યોગ્ય રહસ્ય મારા જોવામાં આવ્યું તે એ હતું કે, કેટલાક પુરુષત્વહીન તથા અશક્ત પરંતુ ધનાઢ્ય વૃદ્ધ ગૃહસ્થોની બીજી વારની કે ત્રીજી વારની નવયૌવના પત્નીઓ બહુધા

વ્યભિચારથી જ સંતાનોની ઉત્પત્તિ કરે છે અને તેના પરિણામે ઉચ્ચ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આદિ વર્ણોની ભિન્ન ભિન્ન જાતિઓમાં નીચ નોકર, ગોલા, મુસલ્માન તથા એવા જ અન્ય નીચજાતિના બીજનાં ફળો આવતાં હોવાથી આજકાલના હિન્દુસ્તાનમાં કેટલેક અંશે પૂર્વ કરતાં, વર્ણસંકરતાનો અધિક પ્રસાર થતો જાય છે. ગીતામાં શ્રી કૃષ્ણને અર્જુને કહ્યું હતું કે:

"अधर्माभिभवात् कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः" ॥

श्रीमद्भगवद्गीता; अ. १; श्लो. ४१। ४२.

એટલે કે: "હે કૃષ્ણ, અધર્મના વર્તવાથી કુલની સ્ત્રીઓ કલંકિત થાય છે; અને હે વાર્ષ્ણેય, સ્ત્રીઓ જ્યારે દૂષિતા થાય છે, ત્યારે તેઓ વર્ણસંકર પ્રજાને જન્મ આપે છે. ૪૧. વર્ણસંકર પ્રજા કુલના ક્ષય કરનારને તેમ જ સમસ્ત કુલને નરકમાં નાખે છે અને પિંડ તથા તર્પણક્રિયા-શ્રાદ્ધ-નો લોપ થવાથી તેમના પૂર્વજો નીચ ગતિને પ્રાપ્ત થાય છે. ૪૨" અર્થાત્ પિંડ તથા શ્રાદ્ધને મેળવવાની અને સદ્ગતિને પ્રાપ્ત કરવાની આશાથી જે વર્ણસંકર સંતતિને ઉત્પન્ન કરવામાં આવે છે, તે વર્ણસંકર પ્રજાના કરેલાં શ્રાદ્ધાદિ તો તેનાં માતાપિતાને પ્રાપ્ત થઇ શકતાં જ નથી, તો પછી પાપકર્મ કરીને આવી વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરવાથી લાભ શો વારૂ? કુલઘાતકોના આ વર્ણસંકરકારક દોષોથી તો સનાતન કુલધર્મ તથા જાતિધર્મનો નાશ જ થાય છે અને પાપકર્મના ફળ તરીકે નરકવાસ તથા નીચ ગતિની પ્રાપ્તિ થાય છે, એ જ માત્ર લાભમાં! અસ્તુ: મારો અને ઈશ્વરીનો

ઉપર્યુક્ત વાર્ત્તાલાપ ચાલતો હતો, એટલામાં અમારી નણંદ, અમારી પહેલા નંબરની સોક્ય અને ચાકરડી પાંચીબાઇ એ ત્રણે વૃદ્ધા પ્રૌઢા નારીઓનો સંઘ મારા ઓરડામાં આવી લાગ્યો અને તેથી મારો તથા ઇશ્વરીનો વાર્ત્તાલાપ એટલેથી જ અટકી પડયો. ઇશ્વરી તો ગમે તેવી પણ સરળ સ્વભાવની અને ભોળી તરુણી હતી, પણ આ ત્રણે રંડાઓ જમાનાની ખાધેલી, ક્રરચાકેલ, ધૂર્ત્તવિદ્યાકુશળ, પહોંચેલી બૂટ્ટી, આકાશમાંનાં ઉડતાં પંખીને પાડનારી અને એક કવિના શબ્દોમાં કહું તો;—

" સારા કામે પાછળ પડતી, ભૂંડા કામે પ્હેલી,
મોઢાની મીઠી મધ જેવી, હૈયા કેરી મેલી ! '

હતી; એટલે એમની સાથે મારે હવે બહુજ સંભાળથી કામ લેવાનું હતું, ' થાય તેવાં થઇએ, તો ગામ વચ્ચે રહીએ; ' એ કહેવત પ્રમાણે મેં તેમને આવકાર આપીને બેસાડી, અને ત્યાર પછી પાંચીબાઇએ વિલક્ષણતાથી મારી સાથેના સંભાષણનો આરંભ કર્યો. " પોતાની આત્મકથાના આટલા ભાગ પર્યન્ત આવીને સુલોચનાએ કહ્યું કે: " શારદા બહેન, અત્યારે લગભગ અઢી વાગવા આવ્યા છે અને આંખો ઘેરાય છે; તો હવે મારો વિચાર છે કે અત્યારે આપણે વિશ્રામ લઇએ. આવતી કાલે રાતે હું મારી કથાનો અવશિષ્ટ ભાગ કહી સંભળાવીશ. "

" જો કે તારી કથા રસમાં આવી છે; છતાં વિશ્રામ તો કરવો જ જોઇએ. " શારદાએ નિદ્રાવશ થવાની અનુમતિ આપી.

શારદા તથા સુલોચના નિદ્રાવશ થઇ ગઇ.



# પ્રકરણ ૭ મું
## સુલોચનાની આત્મકથા (ચાલૂ)

બીજા દિવસનો નિશાકાળ થતાં, ભોજનકાર્યથી નિવૃત્ત થયા પછી, સુલોચનાએ પોતાની કથાના અનુસંધાનમાં આગળ વધીને કહેવા માંડયું કે: " પાંચીબાઇએ મને સંબોધીને કહ્યું કે: ' સુલોચના બહેન, ઇશ્વરી બહેન અને આવતિયાના ગુપ્ત પ્રેમનું દશ્ય આજે તાદશ્ય તમારા જોવામાં આવી ગયું છે અને તમો બહાર નીકળ્યાં હતાં તેથી કલ્પના કરી શકાય છે કે અમારાં આ જૂના શેઠાણીનો, તમારાં આ નણંદનો તેમ જ મારો પોતાનો ભેદ પણ તમારા જોવા તથા જાણવામાં આવેલો હોવો જોઇએ, એટલે હવે એ વાર્ત્તાને અમો તમારાથી છુપાવવા માગતાં નથી. અમસ્તો પણ તમને આ ભેદ જણાવવાનો અને તમને પણ અમારા જેવાં જ બનાવી દેવાનો અમારો વિચાર તો હતો જ, એટલામાં આવી રીતે પોતાની મેળે જ ઘટસ્ફોટ થઇ ગયો, એ એક રીતે સારૂં જ થયું છે. આ પ્રસંગે હું તમને એક દંતકથા સંભળાવવા માગું છું કે જેથી જો તમારી બુદ્ધિ તીવ્ર હશે, તો તમો અમારા આશયને તત્કાળ જાણી શકશો. તે દંતકથા એવી છે કે, એક ગામના દશ બ્રાહ્મણો પોતાના ગામથી પાંચ સાત ગાઉપર આવેલા એક બીજા ગામમાં ભોજનસમારંભમાં ગયા હતા. ગ્રીષ્મ ઋતુ તથા વૈશાખ માસનો સમય હોવાથી સૂર્યનો પ્રચંડ તાપ હતો એટલે જ્યારે તેઓ ભોજનથી તૃપ્ત થઇ તે ગામમાંથી પાછા પોતાને ગામ આવવા નીકળ્યા, ત્યારે અડધો માર્ગ કાપ્યા પછી તેઓ અતિશય તૃષાતુર થયા. માર્ગમાં એક વાવ હતી, પણ કોઇની પાસે દોરી કે લોટો ન હોવાથી વાવમાંથી પાણી કાઢવું કેવી રીતે

એનો મોટો વિચાર થઇ પડયો. છેવટે તેમનામાંના નવ બ્રાહ્મણો પગના જોડાને દોરિયે બાંધી જોડામાં પાણી ભરીને કાઢવાના અને તૃષાની પીડાથી મુક્ત થવાના વિચારપર આવ્યા. માત્ર એક બ્રાહ્મણે જોડામાંના પાણીને પીવાની વાર્તાનો સ્વીકાર ન કર્યો. નવ બ્રાહ્મણોએ જોડામાંના પાણીને પીધા પછી પોતપોતામાં મસલત કરી કે, ' જો એક બ્રાહ્મણ આપણી જોડામાં ભરીને પાણી પીવાની વાર્તાનો પ્રકાશ કરશે, તો લોકો આપણાપર ધિક્કાર વર્ષાવશે અને ન્યાતીલા કદાચિત ન્યાતબહાર મૂકીને પ્રાયશ્ચિત્ત કરાવી મોટો દંડ પણ લેશે; એટલે ગામમાં જઇને આપણે એવી જ અફવા ફેલાવવી કે આ એક બ્રાહ્મણ માર્ગમાં બહુજ તરસ્યો થયો હતો અને અમારી ઘણી ઘણી ના છતાં પણ એણે જોડામાં દોરિયાવડે પાણી સીંચીને પીધું હતું. આપણી સંખ્યા નવની હોવાથી આપણી વાત બધાં માનશે અને એ એકલા બ્રાહ્મણની વાતને કોઇ પણ માનશે નહિ એટલે આપણા શિરપરની શિક્ષા એના શિરપર ઊતરી પડશે અને આપણી સાથે કરેલા વિરોધનો બદલો એને બરાબર મળશે. ' આ વાર્તા સર્વને રુચવાથી તેમણે ગામમાં જઇને તેમજ કર્યું અને તેનું પરિણામ એ આવ્યું કે, ખરી રીતે જોડામાં પાણી પીનારા ધર્માત્મા સિદ્ધ થયા અને જે ધર્માત્મા હતો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડયું. આ સંસારનો એવો ન્યાય છે કે, બહુજનસમાજની વાર્તા અસત્ય હોવા છતાં પણ સત્ય મનાય છે અને જેના પક્ષમાં કોઇ નથી હોતું તેની સત્ય વાર્તા પણ ભયંકર અસત્યવાદ તરીકે સિદ્ધ થાય છે. મહાસાગરમાં રહીને મગરમચ્છ સાથે વેર બાંધવું, એ કલ્યાણ તથા નિર્ભયતાનો માર્ગ નથી, એ નવેસરથી તમને સમજાવવાની આવશ્યકતા હોય, એવી અમારી માન્યતા નથી. "

"પાંચીબાઇ, તમો આવાં સમજૂ તથા શાણાં થઇને આવી છેલ્લા પાટલાની વાત કરો છો, એ તમને શોભતું નથી." મેં સમયનો વિચાર કરીને હસિત મુખથી તથા મધુર સ્વરથી કહેવા માંડયું: "તમારા કહેવાનો આશય બરાબર મારા સમજવામાં આવી ગયો છે અને તે એ જ કે, જો હું તમારા શેઠ આગળ તમારા આ દુરાચારોનો પ્રકાશ કરૂં, તો તમો મને જ દુરાચારિણી તરીકે સિદ્ધ કરી બતાવશો અને તે વેળાયે તમો પાંચ સ્ત્રીઓ તથા બે નોકરો મળીને સાત માણસ એક પક્ષમાં હોવાથી તમારી વાત સાચી મનાશે અને હું સાચી હોવા છતાં પણ શિક્ષાપાત્ર સિદ્ધ થઇશ; કેમ એમ જ કે નહિ?"

"હા, એમ જ; કારણ કે, એ તો ખુલ્લી જ વાત છે કે, થતા રોગ તથા શત્રુનો તત્કાળ નાશ કરી નાખવો, એમાં જ મનુષ્યની સલામતી છે." પાંચીબાઇએ દુનિયાદારીનો નિયમ કહી સંભળાવ્યો.

પરંતુ મેં તેના કથનનો પ્રતિવાદ કરીને કહ્યું કે: "રોગ તથા શત્રુનો નાશ કરાય છે; પણ ક્યાંય આરોગ્ય તથા મિત્રનો નાશ કરાય છે ખરો કે? હું જો તમારા દુરાચાર વિશે એક શબ્દ માત્રનો પણ ઉચ્ચાર ન કરૂં, તો પછી તમારી વિરોધિની કહેવાઉં ખરી કે? મહાસાગરમાં રહીને મગરમચ્છ સાથે વૈર બાંધવામાં લાભ નથી, એટલું એક સાધારણ તત્ત્વ પણ મારા જાણવામાં નહિ હોય, એટલી બધી મને જો તમો મૂર્ખી ધારતા હો, તો એ તમારી ભૂલ થાય છે. વળી તમારી સાથે વૈર બાંધવાથી મને લાભ પણ શો થવાનો છે વારૂ? કારણ કે, શેઠમાં તો મીઠું કે માલ છે જ નહિ, એ તો આખી આલમ જાણે છે. સારાંશ કે, તમારી સાથે હળીમળીને ચાલવામાં જ

મારૂં કલ્યાણ છે, એ હું સારી રીતે સમજું છું. હું પણ યૌવનવતી અને મદનોન્મત્ત અબળા છું એટલે મને પણ સંસારસુખની ઇચ્છા તો થતી હોવી જ જોઇએ; પરંતુ શ્રીનાથજીની યાત્રા કર્યા વિના સંસારસુખને ન ભોગવવાની મેં પ્રતિજ્ઞા કરેલી હોવાથી જો અત્યારે મને આ વિષયનો આગ્રહ નહિ કરો તો તમો સર્વનો મારાપર મોટો ઉપકાર થશે. શ્રીનાથજીની યાત્રા કરી આવ્યા પછી હું અત્યંત આનંદથી તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ અને તમારા મંડળમાં ભળીશ, એ વિશે તમારે લેશ માત્ર પણ સંશય રાખવો નહિ. હવે તમારે કાંઇ કહેવું છે? મને તો તમારે પોતાની પરમ મૈત્રિણી જ માનવી અને તમો સર્વ મારાથી મોટાં હોવાથી મારાપર કૃપા જ રાખવી, એની મારી નમ્ર પ્રાર્થના છે."

"નમ્રતા એક એવી વસ્તુ છે કે વિવેકયુક્ત નમ્રતા ઘણીક વાર વજ્ર હૃદયના ક્રૂરતમ રાક્ષસને પણ પીગળાવી નાખે છે, તો નમ્રતાથી ગમે તેવી દુરાચારિણી અબળાઓનાં સ્વાભાવિક કોમળ હૃદયો ન પીગળી જાય, એ કેમ બની શકે વારૂ? અર્થાત્ મારી આ વિવેક તથા નમ્રતાયુક્ત મધુર વાણીથી મારી નણંદ, મોટી સપત્ની અને પાંચીબાઇએ સર્વનાં હૃદય ગળીને મીણ જેવાં થઇ ગયાં અને તેથી પાંચીબાઇએ મને ધન્યવાદ આપીને કહ્યું કે: "સુલોચના બહેન, જો તમો પોતાના વચન પ્રમાણે જ અમારી સાથે વર્તશો, તો અમો તમારી દાસી અથવા ગોલીઓ થઈ રહીશું અને તમો પાણી માગશો તો દૂધ લાવીને હાજર કરીશું."

"જો મારો વિશ્વાસ તારામાં બંધાઈ જશે, તો હું તીજોરીની કંચીઓ પણ તને સોંપી દઇશ અને એ ચિન્તાના ભારને મારા માથાપરથી ઉતારી નાખીને મોજમજાહમાંજ વખત વીતાડીશ; કારણ

કે, હવે હું મરણનદીને કાંઠે આવીને ઊભી છું એટલે જેટલું ભોગવાય તેટલું તો ભોગવી લઉં !" મારી ઘરડી ગાડર નણંદે પોતાના વિકારના હડકવાને દર્શાવનારા શબ્દો ઉચ્ચાર્યા.

"અને હું પણ તને એક સારો જવાન, રૂડો રૂપાળો અને જેને જોઇને આંખો ઠરી જાય, એવો એક પુરુષ શોધી આપીશ અને તારા આનંદને જોઇને આનંદ પામીશ." મારી મોટી સોક્ય ધોળામાં ધૂળ નાખતી બોલી.

"તમારી આટલી બધી લાગણી છે, તો મારા સુખનો પાર જ રહેવાનો નથી. પણ હવે શ્રીનાથજીની યાત્રાની તૈયારી સત્વર થાય, તો એ સુખનો પ્રસંગ વ્હેલો વ્હેલો આવે; માટે નણંદજી, તમારા ભાઇને કહીને એ વ્યવસ્થા સત્વર કરાવી આપો."

"એ કામ મારા માથાપર આવ્યું." નણંદે તરત હામ બીડી.

મારા મનમાં એવો ભય હતો કે, એ બધી છીનાળ રાંડો મળીને પોતાના યારો દ્વારા મારા પર ક્યાંક બળાત્કાર કરાવશે, તો આટલાં વર્ષોથી અત્યંત યત્નવડે જાળવેલા મારા સતીત્વનો ભંગ થશે અને બાવાના બન્ને બગડી જશે. પરંતુ મારી સમયસૂચકતા, યુક્તિ-પ્રયુક્તિ તથા ઇશ્વરની કૃપાથી તે રાંડો મારા વાગ્જાળમાં ફસાઇ ગઇ અને તેથી મારા એ ભયનો અંત આવી ગયો. આવી રીતે વ્યાપારી-મલ્લના ગૃહમાં ચાલતા ભયાનક ગોટાળાનો ભેદ મારા જાણવામાં આવ્યો. હવે સંકોચ રાખવાનું કાંઇ પણ કારણ ન હોવાથી તે સઘળી છીનાળો દિવસના સમયમાં પણ આગળ પ્રમાણેના જ ખેલો ખેલવા લાગી અને તેથી મને એવો તો કંટાળો આવવા લાગ્યો કે, અષ્ટપ્રહર મને એ નરકાલયમાંથી છોડાવવામાટે હું ઇશ્વરનાં ચરણોમાં પ્રાર્થના કરવા લાગી. મારી નણંદ જો શ્રીનાથજીની યાત્રાનો યોગ કરી આપે

તો માર્ગમાં ક્યાંક લાગ સાધીને પલાયન કરી જવનો મારો વિચાર હતો; કારણ કે, મારા શરીરપર નિરંતર ત્રણ ચાર હજારનાં ઘરેણાં રહેતાં હોવાથી જો કોઇ સારા સ્થાનમાં હું નિર્વિઘ્ન પહોંચી જઇશ, તો ત્યાં એટલી મૂડીથી પવિત્રતામાં મારો આખો જન્મારો વીતી જશે, એવી મારી માન્યતા હતી. મારી નણંદનો તેના બાપને શ્રી નાથજીની યાત્રા કરી આવવાનો નિત્યનો આગ્રહ હોવા છતાં પણ વ્યાપારીમલ્લે હૈયદરાબાદના નવ્વાબ પ્રમાણે આજકાલ કરતાં નવથી દશ મહિનાનો સમય કાઢી નાખ્યો; કારણ કે કોઇ નોકર સાથે મને મોકલવાની તેની ઇચ્છા ન હોતી અને પેઢીના પંચાતોમાંથી તેને પોતાને યાત્રાએ નીકળવાનો અવકાશ મળતો ન હોતો. છેવટે અતિશય તરસાવી તરસાવીને આઠ દિવસમાં યાત્રાએ નીકળવાની શેઠે હા પાડી અને તેથી પ્રવાસની તૈયારીઓ ઘરમાં થવા લાગી. મારા નામધારી વરજી, હું પોતે, પાંચીબાઇ અને આવતિયો એવી રીતે ચાર જણ શ્રીનાથજી જવાનાં હતાં. પાંચીબાઇ તથા આવતિયાના સાથે આવવાની વાત સાંભળીને હું કાંઇક નિરાશ થઇ ગઇ; કારણ કે, તેઓ બન્ને ચાલાક હોવાથી તેમની હાજરીમાં મને પલાયન કરવાનો ઇચ્છિત પ્રસંગ મળી શકશે કે નહિ, એ ચિન્તાએ મારા મનમાં ગૃહ કરી લીધું હતું. છતાં ઇશ્વરપર વિશ્વાસ રાખીને હું છટકવામાટેની બીજી યુક્તિ શોધવા લાગી.

"પ્રયાણનો દિવસ આવી લાગ્યો અને અમો ચાર જણ શ્રી નાથજીની યાત્રાએ જવામાટે ઉમરકોટથી રવાના થયાં. રેલ્વેમાં ઉદયપુર પર્યન્ત અને ત્યાંથી ગાડામાં બેસીને, ઉમરકોટથી નીકળ્યા પછી ત્રીજે દિવસે, અમો નિર્વિઘ્ન નાથદ્વારામાં પહોંચી ગયાં. અહીં વચ્ચે હું નાથદ્વારાનું કાંઇક વર્ણન કરીશ. નાથદ્વારા નામક વલ્લભીય સંપ્રદા-

યના હિન્દુ અથવા વૈષ્ણવોનું પવિત્ર તીર્થક્ષેત્ર વીરભૂમિ મેવાડ અથવા ઉદયપુર રાજ્યમાં ઉદયપુરની વાયવ્યે બાવીસ માઇલ અથવા અગિયાર ગાઉના અંતરપર આવેલું છે. એ ગામના પાદરમાંજ બનાસ નદી વહન કરી રહી છે અને તેથી ગામને એક પ્રકારની વિશેષ રમણીયતા પ્રાપ્ત થયેલી છે. નાથદ્વારામાં શ્રીનાથજી અથવા શ્રીકૃષ્ણનું જગત્પ્રસિદ્ધ મંદિર આવેલું છે. એ મંદિર વિશે વલ્લભીય સંપ્રદાયના લોકોમાં એવો ઇતિહાસ પ્રચલિત છે કે, ઇ. સ. ૧૬૭૧ ની લગભગમાં ઉદયપુરનો રાણો રાજસિંહ મથુરાનગરીમાંની શ્રીનાથજીની મુખ્ય અને પ્રાચીન મૂર્તિને રથમાં પધરાવી મોટા સમારંભથી મેવાડમાં સ્થાપવામાટે રામપુરા-કોટાના માર્ગે થઇને લાવતો હતો તેવામાં દેલવાડા નામક ગામ પાસે શ્રીનાથજીના રથનાં ચક્રો પૃથ્વીમાં ખૂંચી ગયાં અને તેથી કોઇ પણ ઉપાયે રથ ત્યાંથી આગળ ચાલી શક્યો નહિ. રાણાજીએ રથને ત્યાંથી કાઢીને આગળ ચલાવવાના અનેક પ્રયત્નો કર્યા, પણ તે સર્વ પ્રયત્નો વ્યર્થ થયા એટલે પછી દેલવાડાના રાવ તથા અન્ય અમીર ઉમરાએ એવો નિર્ણય કર્યો કેઃ 'શ્રીનાથજીની અહીંથી આગળ જવાની ઇચ્છા નથી એટલે હવે બળાત્કારે રથને આગળ ખેંચી જવાના પ્રયત્નો કરવા નિરર્થક છે; અર્થાત્ શ્રીનાથજીની આ સ્થાનમાં જ સ્થાપના થવી જોઇએ.' અંતે તેમના અભિપ્રાય અનુસાર તે સ્થાનમાં અગાધ ધનના વ્યયવડે એક વિશાળ મંદિર બંધાવીને તે મંદિરમાં શ્રીનાથજીની મૂર્ત્તિની મહોત્સવપૂર્વક સ્થાપના કરવામાં આવી અને શ્રીનાથજીના મંદિરના ખર્ચમાટે રાવ તથા રાજાઓએ તેમ જ મેવાડના મહારાણાજીએ જડજવાહિર, વસ્ત્રાલંકાર તથા અન્ય સ્થાવરજંગમાત્મક એટલી બધી ભેટો આપી કે તેમાંથી અત્યારે પ્રતિવર્ષ લક્ષાવધિ

રૂપિયાની આવક થાય છે; કારણ કે, અદ્યાપિ તે ગામો અને જાગીરો નાથદ્વારાના મુખ્ય મહારાજના જ અધિકારમાં છે. એ ઉપરાંત ગુજરાત તથા કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં પણ નાથદ્વારાના મહારાજની અનેક જાગીરો તથા જગ્યાઓ હોવાથી ત્યાંથી પણ ભાડાં વગેરેની લક્ષાવધિ રૂપિયાની ચાલૂ આવક થયા કરે છે અને યાત્રાળુઓ પાસેથી જે લક્ષાવધિ રૂપીયાની આવક થાય છે તે તો જૂદી જ. સારાંશ કે, કોઇ સારા દેશી રાજ્યની જેટલી વાર્ષિક આવક હશે, તેથી પણ નાથદ્વારાના મુખ્ય મહારાજની આવક વધારે હોવાથી ત્યાંના મહારાજ મહારાજ પણ છે અને મહારાજા પણ છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારને પ્રત્યવાય નથી. જ્યારથી એ સ્થાનમાં શ્રીનાથજીની મૂર્ત્તિની સ્થાપના થઇ છે, ત્યારથી એ સ્થાનને નાથદ્વારા નામથી ઓળખવાનો પરિપાઠ થઇ ગયો છે અને તે નામ અદ્યાપિ પ્રચલિત છે. મથુરાનગરીના મુખ્ય દેવ એ સ્થાનમાં વિરાજેલા હોવાથી મથુરાક્ષેત્રનું માહાત્મ્ય પણ એ સ્થાનમાં આવ્યું છે અને તેથી મથુરાની યાત્રા કરનારા યાત્રાળુઓ બન્ને સ્થળે ( નાથદ્વારા તથા મથુરા ) યાત્રામાટે જાય છે. શ્રીનાથજીનો વૈભવ અને હીરા મોતીના અલંકારોનો સંગ્રહ અતિશય વિશાળ છે અને ત્યાં શ્રીજીને નિત્ય રાજભોગ સમર્પિત કરવામાં આવે છે. ભારતવર્ષમાંનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાંના શ્રીમંતોથી તે દરિદ્રાવસ્થા પર્યન્તના સર્વ ભાવિક વૈષ્ણવો શ્રદ્ધાપૂર્વક એ સ્થાનમાં આવીને યથાશક્તિ દેવદર્શન તથા દાનધર્મ કરે છે અને તેમની પોતાની માન્યતા અનુસાર ગોલોકવાસના અધિકારી થાય છે. શ્રીનાથજીનાં ઉપાસક તથા ઉપાસિકાઓમાં કચ્છ તથા કાઠિયાવાડ ( હાલાર ) નાં ભાટિયા તથા ભાટિયાણીઓ તેમ જ

ગુજરાતી સ્ત્રીપુરુષોની સંખ્યા સર્વથી અધિક છે અને તેમની પાસેથી શ્રીનાથજીને પ્રતિવર્ષ લક્ષાવધિ રૂપિયાની પ્રાપ્તિ થાય છે. નાથદ્વારામાં શ્રી નાથજીનાં દર્શન દિવસમાં સાત વાર થાય છે. નાથદ્વારાનો અધિકાર વલ્લભીય ગોસ્વામીના હસ્તમાં છે અને એ ટીલાયત ગોસ્વામીને વૈષ્ણવો એટલે કે વલ્લભીય સંપ્રદાયના લોકો પોતાના ગુરુ તરીકે માનીને અતિશય માન આપે છે. વલ્લભાચાર્યની ગાદીઓ મથુરા, ગોકુલ અને જયપુર આદિ સ્થાનોમાં છે. નાથદ્વારામાં પણ એ સંપ્રદાયનાં અનેક સંસ્થાનો છે અને તેમનામાં શ્રી નાથજી, શ્રી વિઠ્ઠલનાથજી, તથા નવનીતપ્રિયાજી ઇત્યાદિ સંસ્થાનો મુખ્ય છે. જન્માષ્ટમી, વિજયાદશમી, દીવાળી તથા નૂતન વર્ષ પ્રતિપદા ઇત્યાદિ પર્વના દિવસે શ્રી નાથજીના ઉત્સવો બહુ જ પ્રેક્ષણીય હોય છે. કાર્તિકીય પ્રતિપદા ( પડવા ) ના અન્નકૂટસમારંભના દિવસે તો શ્રી નાથજીનો તીર્થપ્રસાદ લેવામાટે દૂર દૂરનાં સ્થાનોમાંનાં વૈષ્ણવો તથા વૈષ્ણવીઓ ત્યાં આવે છે. ગામમાં બજાર તથા ધર્મશાળા આદિ સર્વ પ્રકારની સગવડો યાત્રાળુઓને મળી શકે છે.

" વલ્લભીય સંપ્રદાયના વૈષ્ણવોની માન્યતા અનુસાર શ્રી નાથજીની મૂર્ત્તિ તે શ્રી મથુરેશ કૃષ્ણચંદ્રની અથવા શ્રી વિષ્ણુની પવિત્ર મૂર્ત્તિ તથા નાથદ્વારા પ્રતિમથુરા હોવા છતાં શ્રી કૃષ્ણ ભગવાનની કિંવા શ્રી વિષ્ણુ ભગવાનની જેવી ચતુર્ભુજા, શંખચક્રગદાપદ્મધારિણી, કૌસ્તુભમણિમંડિતા તથા સૌમ્ય મૂર્ત્તિઓ આર્યાવર્ત્તનાં અન્ય સ્થાનોમાં જોવામાં આવે છે, તેવા પ્રકારની આ મૂર્ત્તિ નથી; કિન્તુ કૃષ્ણવર્ણ, નખશિખ નગ્ન, જેણે પોતાનાં દક્ષિણ હસ્તને કટિભાગમાં રાખીને વામહસ્તને ઊંચો રાખેલો છે, જેના દક્ષિણ હસ્ત પર વીંટળાઇ બન્ને પગોની પિંડલીઓને સ્પર્શ કરી પાછો વામ

હસ્તમાં ચઢેલો ભયંકર ભુજંગ દષ્ટિગોચર થાય છે અને જેના મસ્તક-પર મયૂરમુકુટને સ્થળે જટામુકુટ જોવામાં આવે છે, એવા પ્રકારની છે અને તેથી ઇ. સ. ૧૯૦૭ માં સ્વામી બ્લાકટાનન્દ નામક એક પુરુષે ' બલ્લભકુલછલકપટદર્પણ ' નામનું એક હિન્દી પુસ્તક પ્રકાશિત કરીને તેમાં એવા પ્રકારનો આક્ષેપ કર્યો છે કે: ' પ્રથમ આપ એ મૂર્ત્તિના રંગઢંગનો વિચાર કરો. શું એની બનાવટ, એનો ભાવ અને એનો શૃંગાર વિષ્ણુ સમાન છે ? શું કોઇએ કદાપિ આવી સપ્રાચટ નગ્ન મૂર્ત્તિ વિષ્ણુની પણ જોઇ છે ? શું વિષ્ણુદેવે પોતાના ગળામાં વ્યાલ ( સર્પ ) ના હારને ધારણ કર્યો છે ? વિષ્ણુનું એવું ધ્યાન કયા ગ્રંથમાં છે ? એ સાક્ષાત્ ભૈરવની મૂર્ત્તિ છે કે જે મદો-ન્મત્ત થઇને નૃત્ય કરી રહી છે; વામમાર્ગીઓનો આરાધ્ય દેવ એ જ ભૈરવ છે. જેવું ભૈરવનું ધ્યાન છે તેવી જ યથાર્થ એ મૂર્ત્તિ છે. ( પૃષ્ઠ ૩૪ મું ). હવે અમે આપને શ્રી નાથજીનું મંદિર પણ દેખા-ડીએ છીએ અને તેથી આપ જાણી શકશો કે, એ મંદિર વિષ્ણુનું નહિ, પણ ભૈરવનું છે; કારણ કે, એના શિખરપર ભૈરવીચક્ર વિરા-જમાન છે. જો એ ચક્ર સુદર્શનચક્ર હોત, તો તે પ્રતિમાના હસ્તક-મળમાં હોત, એ નિર્વિવાદ છે. ' ( પૃષ્ઠ ૪૭ મું ). એ ઉપરાંત એ ગ્રંથમાં શ્રી નાથજીની મૂર્ત્તિના મેવાડમાં થયેલા આગમનનો બીજો જ ઇતિહાસ આપીને તે મૂર્ત્તિને બંગાળાના શાક્તધર્માવલંબીઓની મૂર્ત્તિ તથા શ્રી નાથજીના મંદિરને શાક્ત મંદિર તરીકે સિદ્ધ કરવાનો પ્ર-માણ પુરઃસર પ્રયત્ન કરવામાં આવ્યો છે અને જ્યાં સુધી વલ્લભીય સંપ્રદાયના અગ્રેસરોદ્વારા એ આક્ષેપનું પ્રમાણ પુરઃસર ખંડન કર-વામાં ન આવે, ત્યાં સુધી આપણા મનમાં એ વિશે કાંઇક શંકાનો ઉદ્દભવ થાય અને તે શંકા અવિચલ રહે, એ સ્વાભાવિક જ છે.

અસ્તુ: હવે એ વિષયાંતરને ત્યાગીને હું પ્રતિપાદ્ય મૂળ વિષય-પર જ આવીશ.

નાથદ્વારાની એક ધર્મશાળામાં અમો ઊતર્યાં હતાં અને ત્યાં સાધારણ લંબાઇ પહોળાઇના બે ઓરડા અમને મળ્યા હતા. એક ઓરડામાં હું તથા મારો પતિ અને બીજા ઓરડામાં પાંચીબાઇ તથા આવતિયો, એવી રીતે અમારા નિવાસની વ્યવસ્થા કરવામાં આવી હતી. નાથદ્વારામાં મંદિરોની નાના પ્રકારના ભોજ્ય પદાર્થોથી ભરેલી પાતલો વિપુલ પ્રમાણમાં મળતી હોવાથી રાંધવાની કડાકૂટ ત્યાં કોઇ પણ યાત્રાળુ ભાગ્યે જ કરે છે એટલે અમોએ પણ રાંધવાની કડાકૂટ રાખી જ ન હોતી. નાથદ્વારામાં ત્રણથી ચાર દિવસ વીતાડવાનો અમારો વિચાર હતો અને તેટલા સમયમાં જ વ્યાપારીમલ્લના પંજામાંથી કોઇ પણ ઉપાયે મારે મારી મુક્તિ મેળવવાની હતી. કોઇ વાર અમો ચારે જણ સાથે તો કોઇ વાર હું અને પાંચીબાઇ બે જણી દેવદર્શન કરવાને જતાં હતાં; પરંતુ મારૂં ધ્યાન દેવદર્શન કરતાં બંધનમુક્તિ મેળવવાના વિચારમાં જ વિશેષ નિમગ્ન રહ્યા કરતું હતું. કોઇ પણ રીતે પલાયનનો પ્રસંગ મળે, એવા ઉદ્દેશથી હું સાતે વાર દર્શન કરવાને શ્રી નાથજીના મંદિરમાં જતી હતી, પરંતુ એક, બે અને ત્રણ દિવસ વીતી જવા છતાં પણ મને પલાયનનો પ્રસંગ મળી શક્યો નહિ. ત્રીજા દિવસની રાતે શ્રી વિઠ્ઠલનાથજીના મંદિરમાં મથુરાથી રાસધારીઓની એક મંડળી આવી હતી, તે રાસલીલા કરવાની હતી અને અમો પણ ત્યાં રાસલીલા જોવામાટે જવાનાં હતાં. સાંઝે મારો બુઢ્ઢો પતિ તથા આવતિયો બજારમાં ત્યાંની કેટલીક વસ્તુઓ ખરીદવાને ગયા હતા અને હું તથા પાંચીબાઇ ધર્મશાળામાંના અમારા ઓરડામાં એકલી જ હતી. એ એકાંતનો લાભ લઇને પાંચી-

બાઇએ મને કહ્યું કે: ' સુલોચના બહેન, શ્રી નાથજીની યાત્રા તમો કરી ચૂક્યાં છો અને તેથી તમારી પ્રતિજ્ઞા પૂરી થઇ છે એટલે હવે તમને કોઇ પણ પ્રકારની બાધા રહી નથી. આજનો પ્રસંગ બહુ જ ઉત્તમ છે. હું શેઠને લઇને રાસલીલામાં જઇશ અને તમો પેટ દુ:ખવાનું કે એવું જ બીજું કોઈ નિમિત્ત કાઢીને અહીં જ રહેજો અને તમો અહીં રહેશો, તો આવતિયાને પણ હું અહીં જ રાખતી જઇશ એટલે તમને મનગમતો પ્રસંગ ઠેઠ પ્રભાત સુધી મળી શકશે; કારણ કે, રાસલીલા દિવસ થતાં સુધી ચાલે છે, એમ અહીંના લોકો કહે છે; મેં તો મારા બાપ જન્મારામાં રાસલીલા જોઈ જ નથી. તમો નાથદ્વારામાં લાવ્યાં એટલે આજે પહેલી જ વાર હું રાસલીલા જોવાની છું. અમો ત્યાં રાસલીલા જોઇએ અને તમો અહીં રાસલીલા કરો, તો શું ખોટું છે વારુ ? ' તીર્થક્ષેત્રમાં પાપાચાર કરવાનો દુષ્ટતામય ઉપદેશ આપતાં રાંડ શંખણી પાંચીને જરા પણ વિચાર ન થયો અને તેનું કારણ એ હતું કે, જે નકટું હોય છે તેનું ધ્યાન નિત્ય પોતાની નકટાજમાતને વધારવાના વ્યવસાયમાં જ પરોવાયલું રહ્યા કરે છે; તેના મનમાં ધર્મ કિંવા અધર્મનો વિચાર કે ભય હોતો જ નથી. કેટલાક ધનાઢ્ય અને કુલીન ગૃહસ્થોના ગૃહમાં આવી વ્યભિચારિણી અને લંપટા કુલટા ચાકરડીઓ જ તેમની સ્ત્રીઓને આડા માર્ગમાં લઇ જઇને વ્યભિચારનો પ્રસાર કરે છે અને તેથી આવી ચાકરડીઓથી બહુ જ સાવચેત તથા સાવધાન રહેવાની આવશ્યકતા છે. તેના આ ઉપદેશથી મને એવો હાડેહાડ ક્રોધ વ્યાપી ગયો કે, જાણે રાંડને ત્યાં જ ગળું દબાવીને મારી નાખું, પણ એથી મારું અકલ્યાણ થવાનો સંભવ હોવાથી હું ઝેરનો ઘૂંટડો ગળી ગઇ અને મારી ધારણાને યુક્તિથી પાર પાડવાનો મનમાં વિચાર કરીને હસિત

મુદ્રાથી મેં કહ્યું કે: 'પાંચીબાઇ, આ વાત આજે હું પોતે જ તમને કહેવાની હતી; પણ મુગ્ધ લાજ મને બોલવા દેતી ન હોતી. ભલે આજે તમો શેઠને લઇને રાસલીલા જોવામાટે જજો અને હું તથા આવતિયો અહીં જ રહીશું.' રાતે જ્યારે રાસલીલામાં જવાનો સમય થયો, તે વેળાયે મેં પેટ દુઃખવાનો નાટકની નટી જેવો ઢોંગ આદર્યો એટલે પાંચીબાઇ શેઠને આડુંઅવળું સમજાવી આવતિયાને મારી સંભાળમાટે ઓરડાની બહાર બેસી રહેવાનું કહી શેઠને સાથે લઇને રાસલીલા જોવા ચાલતી થઇ ગઇ. મારા પતિ તથા પાંચીબાઇના ચાલ્યા જવા પછી મેં તરુણ આવતિયાને ઉલ્લૂ બનાવવાનો તથા તેને મારી મુઠ્ઠીમાં લઈ તેની સહાયતાથી જ મુક્તિ મેળવવાનો પ્રપંચ આદરીને કહ્યું કે: 'આવતમલ્લ, તમો મને ખરા જિગરથી ચાહો છો કે જેવો પ્રેમ તમો તમારી બીજી શેઠાણીઓ સાથે રાખો છો, તેવો જ બાહ્તી પ્રેમ મારી સાથે પણ રાખવાની તમારી ઇચ્છા છે? જો મારી સાથે પણ એવો જ બાહ્તી તથા સ્વાર્થમય પ્રેમ રાખવાની તમારી ઈચ્છા હોય, તો મારી તેવી ઇચ્છા નથી અને તેથી આપણો સંઘ દ્વારિકા અથવા કાશી પહોંચવાનો નથી.' મારા એ ઉદ્દગારના ઉત્તરમાં આવતિયાએ ખરા જિગરથી હાય મારીને જણાવ્યું કે: 'સુલોચના શેઠાણી, અત્યાર સુધી જો કે ઇશ્વરી શેઠાણીમાં મારો ખરો પ્રેમ હતો અને તેની સાથેના સંબંધને જાળવવામાટે લાચારીએ મારે તમારી બુઢ્ઢી નણંદ સાથે પણ સંબંધ રાખવો પડયો છે; પરંતુ જ્યારથી તમારા ચંદ્રમુખના દર્શનનો લાભ મારાં આ નેત્રોને મળ્યો છે, ત્યારથી ઇશ્વરી પણ મને તુચ્છ દેખાવા માંડી છે. હું તમને મારા ખરા જિગરથી ચાહું છું; પણ જો એક જ ઘરમાં સ્ત્રીને તમારી નણંદ તથા ઇશ્વરી શેઠાણી સાથે સંબંધ ન રાખું, તો તેઓ

આપણો દ્વેષ કરે અને મને ઘરમાંથી ઊડાવી દે, એ સ્વાભાવિક છે.' આવતિયાના આ જવાબથી તે મારી ચાલાકીનો શિકાર અવશ્ય થશે, એટલી તો મારા મનમાં તત્કાળ આશા બંધાઇ ગઇ અને તેથી હું મારા પ્રપંચજાળને અધિક વિસ્તારતી કહેવા લાગી કેઃ 'આવતમલ્લ, તમારો આ વાદ યથાર્થ છે; પરંતુ એ રાંડો આપણી પાસે જ ન હોય, તો પછી આપણો દ્વેષ કોણ કરે તેમ હતું અને તમને ઘરમાંથી કોણ ઉડાવી દે તેમ હતું વારુ ? વ્યાપારીમલ્લના ઘરમાં આપણે પાછાં જઇએ, તો જ એ બધી અડચણો વેઠવી પડે ને ? પણ ત્યાં પાછાં ન જ જઇએ અને સ્વતંત્ર થવાની વ્યવસ્થા કરી લઇએ, તો પછી કેમ ? આવી રીતે વ્યભિચારમાં નિરંતર પ્રવૃત્ત રહેવાથી તમારા યૌવન તથા જીવનનો ક્ષય થાય છે, પગાર પાંચ રૂપિયાથી વધારે મળતો નથી અને ભવિષ્યમાં તમો દીકરાના બાપ કહેવાઓ એવો સંભવ નથી. અર્થાત્ મારો એવો વિચાર છે કે, આપણે અહીંથી પાછાં વળતાં ઉદયપુર જોવાના નિમિત્તથી ત્યાંની કોઇ ધર્મશાળામાં ઊતરવું, ત્યાં એકાદ દિવસ શાંતિથી રહેવું અને પછી વ્યવસ્થા કરીને પલાયન કરી કોઇ નિર્ભય સ્થાનમાં પહોંચી જવું. મારી પાસે સાડાત્રણથી ચાર હજારનો દાગીનો છે, તેને વેચીને તમો ક્યાંક સારી દુકાન માંડજો અને હું તમારી ધર્મપત્ની થઇને રહીશ એટલે આપણો સંસાર સુખપૂર્વક ચાલ્યા કરશે અને તમારા વંશની પણ વૃદ્ધિ થશે. વળી વ્યાપારમાં ઇશ્વર સારો લાભ આપશે, તો ભવિષ્યમાં શેઠ કહેવાશો અને તમારા ઘરમાં બીજા લોકો ચાકર તરીકે રહેવાને આવશે. એક વાર આપણે અહીંથી છટકી જઇએ, તો પછી વ્યાપારીમલ્લથી આપણી કાંઇ પણ હાનિ કરી શકાય તેમ નથીઃ કારણ કે, તેણે મને વેચાતી લીધી છે અને મને વેચનારા દુષ્ટ

લોકો કરાચીમાંથી મને બળાત્કારે ઉપાડી આવ્યા હતા, એ સર્વ ભેદનો જો હું પ્રકાશ કરૂં અને વાત સરકાર સુધી જાય, તો વ્યાપારોમલ્લ જેલજાત્રા કરવાને ચાલ્યા જાય! પલાયન કરતી વખતે આવો એક કાગળ લખીને હું પાછળ રાખી જઇશ એટલે વ્યાપારીમલ્લ જરા પણ તપાસ કરશે નહિ અને આપણો માર્ગ નિષ્કંટક થઈ જશે. તમારામાં મારો ગાઢ પ્રેમ બંધાયલો હોવાથી જ મારા હૃદયની ભાવના હું તમને જણાવું છું. હું તમારી સ્ત્રી થવાને તૈયાર છું, પણ તમારી રાંડ થવાને તૈયાર નથી; માટે હિંમત ચાલતી હોય તો મારી ઇચ્છા પ્રમાણે વર્તવાને તૈયાર થાઓ અને જો છાતી ન ચાલે તો મારા પ્રેમની આશાથી હાથ ધોઈ નાખો; કારણ કે, અહીંથી હવે હું જીવતી તો ઉમરકોટમાં આવવાની નથી. જો તમો આ વ્યવસ્થા નહિ કરી શકો, તો પછી માર્ગમાં ક્યાંક પણ હું આત્મહત્યા કરીને મરી જઇશ, એ નક્કી છે. એક નમાલા ધણીની ધણિયાણી તરીકે પોતાને ઓળખાવવી અને વ્યભિચાર કરીને પાપમય જીવન ગાળવું, એ પ્રતિ મારો ભયંકર તિરસ્કાર છે. બોલો, જે વિચાર હોય તે જણાવો; કારણ કે, આવા પ્રકારના વાર્ત્તાલાપનો પુનઃ આવો યોગ્ય પ્રસંગ આપણને મળશે કે નહિ, એની શંકા છે અને તેથી મળેલા પ્રસંગનો યોગ્ય લાભ લેવામાં વિલંબ ન જ થવો જોઇએ.' મારી વાણીનો આવતિયાના હૃદયમાં કાંઇક એવો તો વિલક્ષણ પ્રભાવ પડી ગયો કે તે થોડી વાર તો મંત્રમુગ્ધવત્ નિશ્ચેષ્ટતાથી મારા મુખને જોઇ રહ્યો અને ત્યારપછી અમુક નિશ્ચયપર આવીને વીરતાથી કહેવા લાગ્યો કે: 'સુલોચના, જો તારો આવો જ વિચાર હોય, તો હું તારા એ વિચાર પ્રમાણે વર્ત્તવાને તૈયાર છું; તારા પ્રેમનો દાસ છું, તારો તાબેદાર છું. વ્યભિચારિણી ઇશ્વરી કરતાં એક પતિની પત્ની થવા

ઇચ્છનારી તું સતી હજાર વાર સારી છે અને તેથી તારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાની દૃઢ ભાવનાને મેં મારા અંતઃકરણમાં ધારી છે ! જ્યાં પ્રસંગ મળશે ત્યાંથી આપણે પલાયન કરીશું, કોઈ નિર્ભય સ્થાનમાં જઈને વરીશું અને આપણા આશાપાલવને ભોગવિલાસના મોતીથી ભરીશું !' મેં કહ્યું કે: 'જ્યાં સુધી આપણે પુનર્લગ્ન કરીને ધર્મવિધિથી પતિપત્ની ન થઈએ, ત્યાં સુધી તમારાથી મારા શરીરને સ્પર્શ કરી શકાશે નહિ, એ મારી શર્ત તમને કબૂલ મંજૂર છે ?' તેણે કહ્યું કે: 'એક વાર નહિ, પણ એક હજાર વાર મંજૂર છે !' તેના આ આશ્વાસનથી મારા હૃદયમાં નવીન ઉત્સાહનો ઉદય થયો અને મુક્તિને મેળવવાની આશાથી હું પુલકિત થવા લાગી. એ પછી હું મારા ઓરડામાં અને આવતિયો તેના ઓરડામાં નિદ્રાવશ થયાં. ઉષઃકાળમાં ચાર વાગે મારા પતિ તથા પાંચીબાઈ રાસલીલા જોઈને પાછાં આવ્યાં અને આવ્યાં તેવાં જ સૂઈ ગયાં. બીજે દિવસે અમો ઉદયપુર જવાને રવાના થયાં અને ત્યાં સંધ્યાકાળે પહોંચીને એક ધર્મશાળામાં ઊતર્યાં. ઉદયપુરમાં પણ વલ્લભીય સંપ્રદાયનાં શ્રીવિઠ્ઠલનાથજી, નવનીતપ્રિયાજી, વનમાલીજી તથા બાલકૃષ્ણજી અને દ્વારિકાનાથજી, આદિ અનેક મંદિરો હોવાથી રાંધવાની ખટપટ ત્યાં પણ કરવી પડે તેમ ન હોતું; કારણ કે, એ મંદિરોમાંથી જોઈએ તેવી પાતળો, લાડૂ તથા ઠોર આદિ સર્વ કાંઈ મળી શકે તેમ હતું. ઉદયપુર અથવા ઉદેપુર મેવાડ સંસ્થાનનું મુખ્ય નગર અથવા મેવાડની રાજધાની છે. એ નગર રાજસ્થાનમાંની આરાવલી નામક પર્વતપંક્તિવડે ચારે તરફથી વેષ્ટિત હોઈને એક સરોવરના તીરપ્રાંતમાં વસેલું છે. ત્યાંનાં, સુંદર રાજપ્રાસાદ, નગર અને નગશ્રેણીવેષ્ટિત વિસ્તીર્ણ જલાશય આદિ સ્થાનોનું દૃશ્ય સાયંકાળે આતશય મનોવેધક તથા

ચિત્તાકર્ષક જણાય છે. ઈ. સ. ૧૫૬૪ માં અકબરશાહે મેવાડની રાજધાની ચિત્તોડપર ચઢાઈ કરી હતી, ત્યારપછી મહારાણા ઉદયસિંહે પોતાના મેવાડ રાજ્યમાં અનેક સ્થળે સુધારણા કરી હતી અને તે વેળાયે પોતાના નામથી એ નગરની સ્થાપના કરીને એને જ રાજધાની કરી હતી. ઈ. ૧૫૭૭માં મહબ્બતખાન નામક મુગલ સરદારે એ નગરને અધિકૃત કર્યું હતું; પરંતુ પ્રાતઃસ્મરણીય અને વીરશિરોમણિ મહારાણા પ્રતાપસિંહે અલૌકિક વીરતાથી ઈ. સ. ૧૫૮૬ માં એ નગરને પાછું મેળવ્યું હતું. ઉદયપુર નગર અને દુર્ગ, એવી રીતે, દીર્ઘકાળથી વિખ્યાત તથા ઇતિહાસપ્રસિદ્ધ છે. ઉદયપુરમાં શ્રી જગન્નાથજીનું મંદિર, રાજપ્રાસાદ, બીજી દરબારી ઇમારતો, બાગબગીચા, સરોવર તેમ જ બીજાં પણ અનેક જોવા લાયક સારાં સારાં સ્થળો છે અને તેથી એ સર્વ સ્થળોને જોવામાં જ આનંદથી પ્રવાસીના ત્રણ ચાર દિવસ નીકળી જાય છે. એ ત્રણ ચાર દિવસમાં પ્રવાસીને જરા પણ કંટાળો આવતો જ નથી- અત્યારે ઉદયપુરમાં મેવાડના રાજસિંહાનને મહારાણાશ્રી ફત્તેસિંગજી બહાદુર શોભાવે છે અને તેમના વિશે એમ કહેવાય છે કેઃ 'જેણે ન જોયો હોય રાણો પત્તો; તેણે જરૂર જોવો રાણો ફત્તો !' એટલે કે, 'જેણે મહાપ્રતાપી રાણા પ્રતાપને ન જોયો હોય, તેણે રાણા ફત્તેસિંહને અવશ્ય જોવો !' અર્થાત્ મહારાણા ફત્તેસિંહજી પણ મહારાણા પ્રતાપસિંહ જેવા જ પ્રતાપી છે. મહારાણા ફત્તેસિંહજી મનોબળ તથા ધર્મદૃઢતામાં કેવા અદ્વિતીય છે, એ એક પ્રસંગે પ્રત્યક્ષ સર્વના જોવા તથા જાણવામાં આવી શક્યું હતું. એક સમય એવો આવ્યો કે, જે વેળાયે મહારાણા ફત્તેસિંહના ચિરંજીવી અથવા મેવાડ રાજ્યના ઉત્તરાધિકારી યુવરાજ એટલા બધા માંદા હતા કે, વૈદ્યોએ પણ

તેમના જીવનની આશા સર્વથા ત્યાગી દીધી. એવા સમયમાં મહા-રાણાજી સમક્ષ એક મનુષ્યે આવીને પ્રાર્થના કરી કે, ' અજમેરમાં એક શાહ સાહબ છે, તેમની પાસે જો યુવરાજને લઇને ચાલશો, તો અવશ્ય યુવરાજને તત્કાળ આરોગ્યની પ્રાપ્તિ થશે અને મૃત્યુનો ભય ટળી જશે. ' એના ઉત્તરમાં શિશોદિયાવંશાવતંસ મહારાણાજીએ જણાવ્યું કે, ' પૂર્વ દિશાના સૂર્યનો પશ્ચિમ દિશામાં ઉદય થાય અને પૃથ્વી આકાશના સ્થાનમાં જાય કિંવા આકાશ પૃથ્વીપટપર ઉતરી આવે; તેમ જ શિશોદિયાવંશનો કાલે થતો હોય, તો ભલે આજે જ અસ્ત થઇ જાય; પરંતુ મારાથી એક મ્લેચ્છ પાસેથી મારા પુત્રના જીવનની ભિક્ષા માગવાનું નીચ કૃત્ય કરી શકાય તેમ નથી ! ' મહારા-ણાનાં આ વચનોથી શિશોદિયાવંશીય શોણિતનો પ્રભાવ અદ્યાપિ તેમનામાં કેટલા પ્રમાણમાં અવિચલ રહેલો છે, તેમનામાં જાતીય અભિમાનની જ્યોતિ કેટલી પ્રખરતાથી પ્રદીપ્ત છે, પોતાની કુલમર્યા-દાને તેઓ કેટલી સીમા પર્યન્ત વળગી રહ્યા છે અને તેઓ કેવા વિદ્વાન્ તથા જ્ઞાની છે, એનું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. ઉદયપુરના રાજકુળની મર્યાદા મહારાણા પ્રતાપસિંહથી લઇને વર્ત્તમાન મહારાણા ફત્તેસિંહ પર્યન્ત એક જ ગતિમાં ચાલી આવી છે અને તેથી કેટલાક અન્ય રાજામહારાજાઓ ઘણેક અંશે ધર્મથી પતિત થઇ ગયા છે, તેવી રીતે ઉદયપુરના રાજકુળમાં ધર્મનો લોપ થયો નથી અને ભવિષ્યમાં થવાનો પણ નથી. અત્યારે જે રાજવંશનું આપણે અત્યંત અભિમાનપૂર્વક નામોચ્ચારણ કરી શકીએ, તે રાજવંશ કેવળ મેવા-ડનો જ છે અને એ પણ આર્યોનું કાંઇ જેવું તેવું સદ્ભાગ્ય નથી.

" અસ્તુઃ ઉદયપુરનાં સર્વ પ્રેક્ષણીય સ્થાનોને જોવામાં અમોએ ત્રણ દિવસનો સમય વીતાડી દીધો અને તે ત્રણ દિવસમાં એક કે

બીજા નિમિત્તથી એકલા બહાર જવાનો કેટલીક વાર અવકાશ મેળવીને આવતિયાએ મને સાથે લઇને ઉડન્છૂ થઈ જવાનો એક ઉત્તમ માર્ગ શોધી કાઢ્યો. ઉદયપુરથી ઉત્તર દિશામાં બાર માઇલ એટલે કે છ ગાઉના અંતરપર એક પર્વતની એક વિશાળ ખીણમાં શ્રી એકલિંગજી મહાદેવનું સ્વયંભૂ સ્થાન આવેલું છે અને એ મહાદેવના મંદિરના નિભાવનો સર્વ ખર્ચ ઉદયપુરના મહારાણાશ્રીના ધનકોષમાંથી જ અપાય છે. એ શિવલિંગ વિશે એવી કથા પ્રચલિત છે કે, મહાદેવજીએ સર્વ ક્ષેત્રોમાંનાં શિવલિંગોમાંથી તિલતિલ જેટલા અંશને કાઢી લઇને તે સર્વ અંશોનું એ એક લિંગ બનાવી એ સ્થાનમાં તેની સ્થાપના કરી હતી અને તેથી જ એ દેવસ્થાન અદ્યાપિ એકલિંગજીના નામથી વિશ્વમાં પ્રસિદ્ધ છે. શ્રી એકલિંગજીનું મંદિર અતિશય વિશાળ હોઇને તેમાંનું શિવલિંગ ચતુર્મુખી, એટલે કે, મહા પવિત્ર છે. એ શિવાલયથી અલ્પ અંતરપર એક જળાશય છે અને તે પણ અત્યંત રમણીય છે. સમસ્ત રાજસ્થાનમાં એ શિવાલયની અતિશય પ્રસિદ્ધિ તથા માન્યતા છે અને અનુક્રમે કાર્તિક તથા માઘ માસમાં ત્યાં અસંખ્ય શિવભક્તો યાત્રામાટે આવે છે. અર્થાત્ પાંચીબાઇને સમજાવીને આવતિયાએ એવો પ્રબંધ કર્યો કે જેથી વ્યાપારીમલ્લ મને એકલીને જ આવતિયા સાથે શ્રી એકલિંગજીનાં દર્શનમાટે મોકલે અને ત્યાંથી પછી બારોબર છપાંચ અગિયાર થવાનો આવતિયાએ બંદોબસ્ત કર્યો હતો. પાંચીબાઇએ લોભથી આ કાર્યની વ્યવસ્થા કરવાની હા પાડી હતી. આવતિયાએ પાંચીને એમ કહ્યું હતું કે, 'તું પણ ચાકરડી છે અને હું પણ ચાકરડો છું એટલે કોઇ દિવસ પણ આપણને હજાર રૂપિયાની રકમનાં દર્શન થાય તેમ નથી; એક બીજી રીતે આપણ બન્નેને હજાર હજાર કે પંદર પંદર સોની રકમ મળે એવી

યોજના મેં કરેલી છે. આ સુલોચના મારાપર એટલી બધી ફિદા થઇ ગઇ છે કે જો કોઇ યુક્તિ બતાવવામાં આવે, તો એનાં સઘળાં ઘરેણાં મને આપી દેવાને તૈયાર છે. આ ગામમાં મેં એક એવા મારવાડીને શોધી કાઢયો છે કે જે ચાર હજારનાં ઘરેણાં લઇને રૂપિયા ત્રણ હજાર તરત ગણી આપવા રાજી છે; એટલે જો સુલો· ચના એકલી મારી સાથે આવે, તો એકલિંગજીના માર્ગમાં લૂટાઇ જવાનું કારણ બતાવીને ઘરેણાં હું વેચી નાખીશ અને આપણે આવેલી રકમને સરખે ભાગે વ્હેંચી લઇશું. ' લોભે લક્ષણ જાય ' એવી એક કહેવત આપણામાં પ્રચલિત છે એટલે લોભથી પાંચી· બાઇની વિચારશક્તિનો લોપ થયો અને તેણે વ્યાપારીમલ્લને આડું અવળું સમજાવીને મને આવતિયા સાથે એકલી જ શ્રી એકલિંગજીનાં દર્શને જવાની રજા મેળવી આપી અને વાહનના ખર્ચ તથા દાન· ધર્મમાટે રૂપિયા પચીસની રકમ પણ અપાવી કે જે અમને પલાયનના કાર્યમાં ઘણી જ ઉપયોગી થઇ પડી. ચોથે દિવસે મધ્યાન્હ પછી અમો–હું અને આવતિયો–ભાડાના બે ઊંટ કરીને શ્રી એકલિંગજીના શિવાલય પ્રતિ જવાને નીકળ્યાં, પરંતુ ઉદયપુરની સીમાને છોડયા પછી અમારા ઊંટો શ્રી એકલિંગજીના માર્ગને બદલે બીજા જ માર્ગમાં ચલવા લાગ્યા. અહીં હવે મારા મનમાં એ નવી ચિન્તા ઉદ્દભવી કે, આવાતિયાના પંજામાંથી કેવી રીતે 'છટકવું ? વ્યાપારીમલ્લપર એક કાગળ લખીને મેં ઉદયપુરની ટપાલમાં નાખી દીધો હતો અને તે બીજે દિવસે પ્રભાતમાં તેના હાથમાં આવવાનો સંભવ હતો એટલે ત્યાં સુધીમાં ઉદયપુરથી સારા અંતરપર અમારે નીકળી જવાનું હતું; કારણ કે, કદાચિત્ પાંચીબાઇની ઉશ્કેરણીથી બુઢ્ઢો અમારા પલાયનની પોલિસને ખબર આપીને અમારી પૂઠ પકડાવે, તો પછી તો જે થવાનું

હોય તે થાય, પરંતુ એક વાર હયરાન તો અવશ્ય થવું જ પડે. મેં બુઢ્ઢા વ્યાપારીમલ્લપર જે કાગળ લખ્યો હતો, તેમાં આ પ્રમાણેની વિગત હતીઃ—

“ ધનાઢ્ય, પરંતુ નિર્માલ્ય, મૂર્ખ અને અવિચારી વૃદ્ધ વ્યાપારીમલ્લ; હું જાતિની એક રાજપૂત રમણી છું, મૂસાખાન કરાચીમાંથી મને બળાત્કારે ઉપાડીને ટંડા મહમ્મદખાનમાં લાવ્યો હતો અને તેના પાસેથી તમોએ મને એક ગુલામડી પ્રમાણે ખરીદી લીધી હતી. તમોએ કરેલું કૃત્ય કાયદાથી વિરુદ્ધ હોવાથી આજે હું તમારા પંજામાંથી છટકીને પાછી કરાચી જાઉં છું; કારણ કે, મારા પિતાશ્રી ત્યાં છે. તમારી બહેન, તમારી ત્રણે સ્ત્રીઓ અને તમારી વિશ્વાસપાત્ર ચાકરડી પાંચીબાઇ એ પાંચે પાંચ અધમમાર્ગાવલંબિની, વ્યભિચારિણી, જારિણી, કુલટા અને વેશ્યાથી પણ અધમ વૃત્તિની નીચ નારીઓ છે; માટે તેમનાથી ચેતતા રહેજો અને બચીને ચાલજો; કિંબહુના જો તમારા દિવસ ઘેર હોય, તો એ સઘળી છટકેલી છીનાળોને ઘરમાંથી તગડી કાઢી તમારી સંપત્તિનો દાનધર્મનાં તથા પરોપકારનાં કાર્યોમાં વ્યય કરીને તમારા પરલોકને સુધારજો; નહિ તો તમારો આ લોક તો બગડ્યો છે, પણ પરલોક પણ બગડી જશે. આવો કડવો પણ સત્ય ઉપદેશ તમને બીજું કોઈ પણ આપનાર નથી, એ યાદ રાખજો. પુત્રના પિતા થવાની આશાને ત્યાગી દેવામાં જ તમારું કલ્યાણ છે. જો મારા પલાયનની પોલિસને ખબર આપશો, મને પકડાવવાની ચેષ્ટા કરશો અને પકડાવશો, તો હું તમારાપર સામી ફરિયાદ કરીને ગુલામીના ધંધાને ઉત્તેજન આપનાર તરીકે તમને આરોપી ઠરાવી કામ ચલાવીશ અને તમારા ઘરનાં બધાં બોખાળાં બહાર કાઢીશ; માટે હવે મને પકડાવવાની મૂર્ખતા કરશો

નહિ. આવતિયો મને સહીસલામત અમુક સ્થળે પહોંચાડવાને મારી સાથે આવ્યો છે, તેણે મને નસાડી નથી અને હવે તે તમારી નોકરી કરવાને આવવાનો પણ નથી. તમારૂં અન્ન થોડા દિવસ ખાધેલું હોવાથી તમારૂં સદા કલ્યાણ ઇચ્છનારી તમારી ધર્મપુત્રી સુલોચનાનાં સવિનય ચરણવંદન સ્વીકારશો."

"હું અને આવતિયો, અમારા ઊંટ સારા હોવાથી, બીજે દિવસે સવારમાં ઉદયપુરથી લગભગ ૭૦ માઇલ્ અથવા ૩૫ ગાઉપર આવેલા ચિત્તોડગઢ સ્ટેશનપર પહોંચ્યાં અને ત્યાંથી રેલ્વેમાં બેસીને અજમેર જવાને રવાના થઈ ગયાં. અજમેર બ્રિટિશ સરકારની રાજસ્થાનમાંની રેસિડન્સીનું સ્થાન હોવાથી કદાચિત્ વ્યાપારીમલ્લે ઉદયપુરમાં અમારા પલાયનની હોહા કરી હોય, તો પણ ત્યાં ઉદયપુરની પોલિસથી એકદમ અમને પકડી શકાય તેમ ન હોતું. પરંતુ અજમેરની ધર્મશાળામાં બે દિવસ અમોએ વીતાડવા તોય એવી કાંઈ પણ અફવા ત્યાં અમારા સાંભળવામાં ન આવી તેમ જ તપાસ થતી ન દેખાઇ અને તેથી મારા કાગળની ધારેલી અસર વ્યાપારીમલ્લના મનમાં થયેલી હોવી જોઇએ અને તેણે દશ હજારની રોકડ રકમ, ચાર હજારનાં મારા શરીરપરનાં ઘરેણાં તથા મારા પોતાના નામનું સ્નાન કરીને ઉમરકોટ તરફ પ્રયાણ કરેલું હોવું જોઇએ, એવો મારો અભિપ્રાય બંધાયો. અસ્તુઃ અજમેર નગર રાજા અજે ઇ. સ. થી પૂર્વે વસાવ્યું હતું અને તેથી અતિશય પ્રાચીન નગર તરીકે ઓળખાય છે, એ નગર ચારે તર્ફથી મોટાં મોટાં પર્વતો તથા દરીઆ વડે ઘેરાયલું હોવાથી સુંદર તથા પ્રેક્ષણીય છે. એ નગર પર્વતની એક ટેકરીના મૂલપ્રદેશમાંના ઉતારપર વસેલું હોઇને એની પશ્ચિમોત્તર બાજૂએ પાષાણનો બાંધેલો કિલ્લો છે. એ કિલ્લામાં પાંચ

સ્થળોમાં મોટાં મોટાં દ્વારો રાખવામાં આવ્યાં છે. નગરની પશ્ચિમે કિલ્લાની પેલી બાજુએ ૬૦૦×૧૦૦ લંબાઇ પહોળાઇનું અનાસાગર નામક એક સરોવર આવેલું છે. વર્ષાઋતુમાં જે વેળાયે અતિવૃષ્ટિ થાય છે, તે વેળાયે એ સરોવરનું જળ સરોવરમાંથી ઉભરાઇને આસપાસ ૭ માઇલ સુધી પ્રસરી જાય છે. ખાજા સાહેબની દરગાહ, અઢાઇ દિનકા ઝોંપડા, તારાગઢ, દૌલતબાગ તથા તેમાંની ઇમારત, સાર્વજનિક બગીચા, રેલ્વે ઑફિસો, તથા રાજપૂતામાંના રાજકુમારોમાટે બાંધેલી મેયો કૉલેજ આદિ ઇમારતો ખાસ કરીને જોવા લાયક છે. અજમેરથી નૈઋત્ય કોણમાં સાત માઇલના અંતરપર પુષ્કર અથવા પુષ્કરરાજ નામક એક પુરાણપ્રસિદ્ધ પવિત્ર તીર્થસ્થાન આવેલું છે અને ત્યાં પ્રતિવર્ષ નવેમ્બર માસમાં એક મોટો મેળો ભરાય છે. એ મેળામાં રાજપૂતાનામાંનાં સર્વ સ્થાનના લોકો આવીને એકત્ર થતાં હોવાથી એ વેળાયે બીકાનેરનાં જંગલોમાંના નામાંકિત તથા રાજપૂતાના અને કાઠિયાવાડ આદિ પ્રાંતોમાંના પ્રસિદ્ધ ઘોડા તથા વછેરા અને અન્ય સર્વ પ્રકારની વસ્તુઓનો વ્યાપાર મોટા પ્રમાણમાં થાય છે. પુષ્કરરાજ તીર્થમાં જવામાટે અજમેરમાં વાહન આદિ સર્વ સાધનો મળી શકે છે એટલે યાત્રાળુ તથા વ્યાપારીઓને ત્યાં જવામાં તથા ત્યાંથી આવવામાં કોઇ પણ પ્રકારની અડચણ ભોગવવી પડતી નથી. હું અજમેરમાં હતી તે વેળાયે પુષ્કર તીર્થના એ મેળાનો સમય હોવાથી મારી ત્યાં જવાની ઇચ્છા થઇ અને તેથી હું તથા આવતિયો ત્યાં જવા નીકળ્યાં. પુષ્કર નામક ગ્રામમાં પહોંચીને અમોએ એક બ્રાહ્મણના ગૃહમાં આશ્રય લીધો. પુષ્કર ગ્રામના સમીપવર્તી ભાગમાં જ પુષ્કર સરોવર આવેલું છે અને તે સરોવરના તીરપ્રાંતમાં સ્થળે સ્થળે સ્નાન કરવામાટેના ઘાટો તથા મંદિરો વિસ્તરેલાં છે. એ સર્વ

મંદિરો અર્વાચીન જ છે, પરંતુ તેમાં બ્રહ્માનું માત્ર એકજ મંદિર ખાસ આપણું ધ્યાન ખેંચે છે; કારણ કે, બ્રહ્માને સમર્પાયલું સમસ્ત ભારતવર્ષમાં જો કોઇ પણ મંદિર હોય, તો તે પુષ્કરમાંનું એ એક જ મંદિર છે. એ વિશે એમ કહેવામાં આવે છે કે, બ્રહ્માએ એ સ્થાનમાં એક અપૂર્વ યજ્ઞ કર્યો હતો એને તેથી વર્ષના એક અમુક દિવસે પુષ્કરસરોવરમાં જે કોઇ પણ સ્નાન કરે છે, તેનાં સર્વ પાપોનો ક્ષય થાય છે અને તેને અવશ્ય સ્વર્ગની પ્રાપ્તિ થઇ જાય છે. અમોં ત્યાં પહોંચ્યાં તે વેળાયે મેળાને જો કે સાત કે આઠ દિવસનો અવકાશ હતો, પરંતુ દૂરદૂરના દેશોના વ્યાપારીઓ ઘોડા, ઊંટો, ગાયો, ભેંસો તથા ગાડરો આદિ તેમ જ વેચવાની બીજી વસ્તુઓ લઇને આવવા લાગ્યા હતા તેમ જ યાત્રાળુઓના આગમનનો પણ આરંભ થઇ ચૂક્યો હતો. ધીમે ધીમે આવનારાં મનુષ્યોની સંખ્યા એટલી બધી વધતી ગઇ કે, ગામનાં સર્વ ગૃહો તો ભરાઇ ગયાં, પણ સરોવરના તીરપ્રાંતમાં તથા આસપાસના નિર્જન પ્રદેશમાં પણ તંબૂ, રાઉન્ટી તથા છત્રીઓ ઊભી થઇ ગઇ અને તેમાં લોકો રહેવા લાગ્યા; માત્ર એટલુંજ નહિ, પણ સાધુઓ તથા ગરીબ યાત્રાળુઓ તો જ્યાં જગ્યા મળે ત્યાં પડયાં રહીને પોતાનો સમય વીતાડતાં હતાં. પ્રતિવર્ષે એ સમયમાં ત્યાં એક લાખ માણસ એકઠું થાય છે, પણ એ વર્ષમાં એક લાખ કરતાં પણ દશ વીસ હજાર માણસ વધારે હતાં, એમ લોકો કહેતા હતા. એ તીર્થસ્થાનમાં પણ જે એક વિલક્ષણતા જોવામાં આવી તે એ હતી કે, મારવાડ તથા મેવાડની કેટલીક રૂપસુંદરી વેશ્યાઓ કિંવા ગણિકાઓ પણ ત્યાં મોટા ઠાઠમાઠ સાથે આવી હતી અને પોતાના વિશાળ તંબૂઓ નાખીને ત્યાં રહી હતી. તેમના તંબૂમાં રાત્રિના સમયમાં કેટલાક વિલાસી તથા સાધનસંપન્ન વ્યાપારીઓ તેમ જ

યાત્રાળુઓ સંગીત સાંભળવામાટે જતા હતા અને કેટલાકો વ્યભિચારમાટે જતા હતા એટલે વેશ્યાઓને પણ તેમની યોગ્યતાના પ્રમાણમાં ઘણી જ સારી કમાણી થતી હતી. તીર્થસ્થાનમાં આ પાપસ્થાનની ચેષ્ટાઓને જોઇને હૃદયમાં એક પ્રકારનો અનિવાર્ય ખેદ થતો હતો; પરંતુ એ અનાચારના નિવારણનો ઉપાય ન હોવાથી કેવળ ખેદ કરીને મૌનને ધારી બેસી રહ્યા વિના બીજો માર્ગ જ ન હોતો. પાપનિવૃત્તિના સ્થાનમાં પણ જ્યાં પાપપ્રવૃત્તિ થતી હોય, ત્યાં પછી અધોગતિ તથા અધઃપાતનો અધિકાર કેમ ન વ્યાપે વારૂ ? પુષ્કર સરોવરના ઘાટપર એક દિવસ એક વિલક્ષણ ઘટના બની અને તે ઘટનાએ આવતિયાના હાથમાંથી છૂટવાના અને મારા સતીત્વરક્ષાના માર્ગને મુક્ત તથા પ્રશસ્ત કરી આપ્યો. તે ઘટના આ પ્રમાણેઃ—

" મધ્યાન્હનો સમય હતો અને આગલી રાત્રે પ્રકૃતિની અસ્વસ્થતાના કારણથી પ્રભાતમાં સ્નાન કરાયલું ન હોવાથી હું મધ્યાન્હે પુષ્કર સરોવરના એક ઘાટપર સ્નાન કરવાને ગઇ હતી. નિત્ય પ્રભાતમાં સરોવરના ઘાટપર યાત્રાળુ તથા અન્ય સ્નાનાર્થીઓની જેટલી ભીડ રહ્યા કરતી હતી તેના શતાંશભાગની પણ એ વેળાયે ભીડ ન હોતી અને તેમાં પણ હું જે ઘાટપર સ્નાન કરવાને જતી હતી તે ઘાટ કાંઇક એકાંત ભાગમાં આવેલો હોવાથી ત્યાં તો એ વેળાયે મારા વિના અન્ય કોઇ પણ સ્ત્રી કિંવા પુરુષનો સર્વથા અભાવ જ હતો. મારાં ઘરેણાંને હું હમેશા મારા શરીરપર જ રાખતી હતી; કારણ કે, કદાચિત્ ઊતારામાં મૂકી આવું અને આવતિયો તે લઇને પસાર થઇ જાય, તો હું ભીખારણ થઇ જાઉં અને પરદેશમાં પૈસા વગર બહુ જ વિડંબના ભોગવવી પડે, એવો મારા મનમાં સંશય રહ્યા કરતો હતો. આસપાસમાં કોઇ પણ માણસને ન જોઇને મારાં

ધરેણાં મેં ઊતારી નાખ્યાં અને તેમને મારાં ન્હાઇને પહેરવાનાં વસ્ત્રો• પર રાખીને માત્ર એક સાલ્લાભેર હું સરોવરના જળમાં ન્હાવામાટે ઊતરી. મારે ડીલ ચોળીને ન્હાવાનું હોવાથી અને ઘેરથી શરીરપર મેં તૈલનું મર્દન કરેલું હોવાથી તેની ચિકાશને કાઢીને મને ન્હાતાં જરા વાર થઇ. એટલામાં બનાવ એવો બન્યો કે, દેખાવે પંજાબના સિખ્ખ જેવો પણ મારવાડી જેવો જણાતો એક દુષ્ટ પુરુષ ત્યાં આવી લાગ્યો અને તેની દૃષ્ટિ મારાં ધરેણાં તથા વસ્ત્રોપર પડતાં તે લેવામાટે તે ધાટનાં પગથિયાંપર ઊતર્યો. મારૂં ધ્યાન તે વેળાએ બીજી દિશામાં હતું, પણ જે ક્ષણે તેણે મારાં ધરેણાં તથા વસ્ત્રો ઊપાડયાં તે ક્ષણે જ મારૂં ધ્યાન તે તરફ ગયું અને તેનું ચૌરકર્મ મારા જોવામાં આવી ગયું. હું તરત પાણીમાંથી બહાર નીકળી આવી અને તેને કહેવા લાગી કેઃ 'ભાઇ, એ ચીજો મારી છે, એટલે મને પાછી આપી ઘો; કારણ કે, નહિ તો મારે હાલી બૂમાબૂમ કરવી પડશે.' મારી આ પ્રાર્થનાના ઉત્તરમાં તેણે જણાવ્યું કેઃ 'આ ધરેણાં તો તને આવતા જન્મારામાં જ મળશે; પણ આ વસ્ત્ર એટલામાટે આપું છું કે આ ભીનાં વસ્ત્રો ઊતારીને તારાથી આ સૂકાં વસ્ત્રો પહેરી શકાય અને આ એકાંત ધાટપર તારા યૌવનના ઉપભોગનો મારાથી સત્વર આસ્વાદ લઇ શકાય.' અર્થાત્ મારાં ધરેણાંને હજમ કરવા ઉપરાંત મારાપર બળાત્કાર કરીને મારા સતીત્વનો ભંગ કરવાની પણ તેની દુષ્ટ વાસના હતી, એ તેના આ શબ્દોથી મારા જાણવામાં આવી ગયું. મેં આસપાસ નજર કરી તો કપડાં ઊડી ન જાય એટ• લામાટે તેપર રાખવા ત્રણેક શેરના વજનનો એક પાષાણ મેં રાખ્યો હતો તે મારી નજરે પડયો અને અત્યંત ત્વરાથી તે પાષાણને મેં મારા હાથમાં ઊપાડી લીધો. મારી આવી હિમ્મતને જોઇને તે દુષ્ટ



"તે ભિક્ષુરાજે મારાપરના અત્યાચારના દૃશ્યને જોઈને ગંભીર તથા આજ્ઞાદર્શક સ્વરથી તે દુષ્ટને કહ્યું કે:—"નરપિશાચ, એક નિરાધાર અને એકલી અબળા પર આવી રીતે અત્યાચાર કરતાં તને લજ્જા નથી આવતી!" પૃષ્ઠ ૧૫૯.

પુરુષ મારી તરફ લપક્યો એટલે મેં તેની છાતીપર જોરથી તે પાષાણ માર્યો. તે સમયસૂચકતાથી જરાક આડો ખસી ગયો અને તેથી મારો કરેલો આઘાત વ્યર્થ ગયો. હવે તે મને પોતાના બાહુમાં બદ્ધ કરવામાટે આગળ વધ્યો એટલે મેં બૂમો પાડવાનો અને 'કોઇ બચાવો, બચાવો' એ પ્રમાણેના શબ્દોને ઉચ્ચ સ્વરથી ઉચ્ચારવાનો આરંભ કરી દીધો. 'જો તુ મારી ઇચ્છાને આધીન નહિ થાય અને આવી રીતે બૂમો પાડીશ, તો આ છરાથી તારી છાતીને ચીરીને તને અત્યારે જ આ પુષ્કર સરોવરમાં નાખી દઇશ, એ યાદ રાખજે.' આ પ્રમાણે બિભીષિકા દર્શાવતો એક મોટા છરાને બહાર કાઢીને તે મારાપર લપક્યો અને મારા હાથને પોતાના હાથમાં પકડી લેવાની તૈયારીમાં હતો એટલામાં જાણે પરમાત્માએ કોઇ દેવદૂતને મારા ઉદ્ધારમાટે ત્યાં અચાનક મોકલી આપ્યો હોયની! તદ્વત્ ઘાટના ઠેઠ ઉપરના સોપાનપર એક પ્રભાવશાળી ભિલ્લરાજ ઊભેલો મારા અને તે અત્યાચારી દુષ્ટ પુરુષના જોવામાં આવ્યો. તે ભિલ્લરાજે મારાપરના અત્યાચારના દૃશ્યને જોઇને ગંભીર તથા આજ્ઞાદર્શક સ્વરથી તે દુષ્ટને કહ્યું કે: 'નરપિશાચ, એક નિરાધાર અને એકલી અબળાપર આવી રીતે અત્યાચાર કરતાં તને લજ્જા નથી આવતી? શું હવે એકલી અટૂલી અબળાઓપર અત્યાચાર તથા બળાત્કાર કરવા જેટલું જ શૌર્ય તથા વીર્ય મારવાડીઓમાં અવશિષ્ટ રહ્યું છે? જે મારવાડમાં દુર્ગાદાસ રાઠોડ જેવા વીરપુરુષોનો જન્મ થયો હતો, તે મારવાડની ભૂમિમાં હવે આવા નિર્માલ્ય અને કુલકલંક પુરુષો જ પાકે છે કે શું? ધિક્કાર છે તારાં માતાપિતાને, તને અને તારા નીચતમ કુલને! આ બાઇને જો હસ્તસ્પર્શ કરીશ, તો આ સ્થળે અને આ પળે જ તારા આ હસ્તોને કાપી નાખવામાં આવશે. જા, જીવ લઇને અહીંથી

ચાલતો થા; નહિ તો પરિણામ બહુ જ વિપરીત આવશે.' આમ કહીને તે વીરપુરુષે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને તેથી તે દુષ્ટ પુરુષ અત્યંત ભયભીત થઇને કંપવા લાગ્યો. આવી રીતે દૈવી સહાયતા આવી પહોંચવાથી તે દુષ્ટની મારાપર અત્યાચાર કરવાની દુષ્ટ વાસના તો જો કે ફળીભૂત ન થઇ; છતાં મારાં ઘરેણાં તો તેની પાસે જ હતાં એટલે તે લઇને તે ત્યાંથી ચાલવા લાગ્યો: એટલામાં મેં તે મારા અજ્ઞાત સહાયકને કહ્યું કે: 'ભાઇ, આ પિશાચે મારાં ઘરેણાં ઉપાડી લીધાં છે અને તે આપ્યા વિના જ એ અહીંથી ચાલ્યો જાય છે.' મારી આ વાર્તા સાંભળતાં જ મારા તે સહાયકના હૃદયમાં ક્રોધનો આવિર્ભાવ થયો અને તેનાં નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષવા લાગ્યા. તત્કાળ તે ભીમકાય પુરુષે તે અત્યાચારીને પકડી લીધો, તેના હાથમાંના છરાને છીનવીને સરોવરના જળમાં નાખી દીધો અને ત્યારપછી કહ્યું કે: 'કાઢ, આ બાઇનાં ઘરેણાં સત્વર કાઢ અને બીજું તારૂં પોતાનું જે કાંઇ તારી પાસે હોય તે પણ આ તારી બહેનને પસલી તરીકે આપી દે અને પાપનું પ્રાયશ્ચિત્ત કરી લે; નહિ તો આજે મારા હાથમાંથી તારો ઉદ્ધાર થવો સર્વથા અશક્ય છે.' મારાં ઘરેણાં ઉપરાંત તે દુષ્ટ પાસેથી બે અઢી હજારની કીમતનાં બીજાં ઘરેણાં પણ નીકળ્યાં અને તે સર્વે લઇને મારા સહાયક વીરપુરુષે બે તમાચા મારીને તે શૃગાલને ત્યાંથી હાંકી કાઢ્યો. તેના જવા પછી તે સહાયકે મને કહ્યું કે: 'બાઈ, બહેન, હવે તું જરા પણ ગભરાઈશ નહિ; કારણ કે, હું તને તારા ઘરસૂધી પહોંચાડી આવવાને તૈયાર છું. હું પ્રતિવર્ષ આ પુષ્કરરાજના મેળામાં કેવળ આવા દુષ્ટ પુરુષોના હાથમાંથી કેટલીક નિરાધાર અબળાઓને બચાવવામાટે જ આવું છું; કારણ કે, આ મેળામાં જેમ પુણ્યાત્માઓ આવે છે તેમજ આવા

પાપાત્માઓ પણ કાંઈ ઓછી સંખ્યામાં આવતા નથી. હું પોતે પણ જોકે એક લુટારો છું, પણ એકલી અટૂલી અબળાજાતિ, બ્રાહ્મણ, સાધુ અને ફકીર આદિને હું કદાપિ લૂટતો નથી તેમ જ હું તથા મારા સર્વ અનુયાયિજનો પરસ્ત્રીને નિરંતર માતા, દુહિતા તથા પુત્રી સમાન જ માનીએ છીએ અને એ પુણ્યના પ્રભાવથી જ અત્યારસુધી અમને ન્યાયમંદિર તથા કારાગૃહના દ્વારનાં દર્શન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી. મારી છાયામાં તું સર્વથા નિર્ભય છે. પરંતુ બહેન, તું કોણ છે તે મને જણાવીશ ?'

"મારા અંતઃકરણમાં એ મારા સહાયક લુટારા વિશે એક પ્રકારની વિલક્ષણ શ્રદ્ધાનો ઉદ્ભવ થયો અને જો એ વીરપુરુષનો આશ્રય કોઇ પણ રીતે મળી જાય તો પછી નવીન ભયમાં આવી પડવાનો સંભવ જ ન રહે, એમ મારી મનોદેવતા મને કહેવા લાગી. અર્થાત્ તેના એ અંતિમ પ્રશ્નના ઉત્તરમાં મેં તેને મારો સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને મારા તે વૃત્તાંતને સાંભળીને જાણે તે આશ્ચર્યચકિત થયો હોયની ! એવાં ચિન્હો તેના મુખમંડળમાં પ્રકટ થવા લાગ્યાં. મારા વૃત્તાંતને સાંભળી લીધા પછી તેણે મને યોગ્ય આશ્વાસન આપીને કહ્યું કે: 'બહેન, જો પોતાના પાતિવ્રત્ય અથવા સતીત્વને રક્ષવાની અને પવિત્ર રહેવાની જ તારી પરમ આકાંક્ષા હોય, તો આજકાલના હિન્દુસ્તાનના કહેવાતા સભ્ય તથા સુશિક્ષિત, પરંતુ વાસ્તવિકતાથી અસભ્ય તથા વિકૃત સમાજના મધ્યમાં વસવાથી તારી એ પવિત્રતા દીર્ઘકાળ પર્યન્ત સુરક્ષિત રહી શકશે કે નહિ, એની શંકા જ છે; કારણ કે, આજકાલના હિન્દુસ્તાનમાંના ધર્મગુરુઓ, સાધુઓ તથા બ્રાહ્મણો પણ જ્યાં ધર્મને ત્યાગીને ધનલોલુપ, અનાચારી તથા ઇન્દ્રિયસુખાભિલાષી થઈ ગયા છે; તો પછી સાધારણ

લોકો એ દુર્ગુણોના દાસ થાય, એમાં તો આશ્ચર્ય જ શું હોય વારૂ ? જો આજકાલના સમયમાં સત્ય પવિત્ર ભાવના તથા ધર્મભાવનાનો નિવાસ હોય, તો તે કેવળ અમારા જેવી અસભ્ય મનાતી જાતિઓના આવાસમાં જ છે, એમ કહેતાં મને લેશમાત્ર પણ સંકોચ થતો નથી. જો તારી ઇચ્છા હોય, તો મારી માલિકીના ગામમાં અને મારા પોતાના ઘરમાં મારી એક માજણી બહેન તરીકે તને આશ્રય આપવામાટે અને તારી તથા તારા સતીત્વની પ્રત્યેક પ્રકારે રક્ષા કરવામાટે આ તારો ધર્મબન્ધુ તૈયાર છે. માત્ર તારો મારા વચનમાં અને મારા વર્તનમાં વિશ્વાસ બંધાવો જોઇએ, તેના વચનમાં મારો પૂર્ણ વિશ્વાસ બંધાયો અને હું તેની સાથે તેને ઘેર જવામાટે તૈયાર થઇ ગઈ. પુષ્કર સરોવરના તીરપ્રાંતમાંથી અમો બન્ને તે લુટારા ભિલ્લરાજના ત્યાંથી એક માઇલના અંતરપર આવેલા ઊતારામાં ગયાં અને ત્યાં તેના દશબાર સાથીઓ હતા તેમાંના બે સાથીઓને સાથે આપીને તે લુટારા સરદારે મને તેના ગામભણી રવાના કરી દીધી. તે લુટારા સરદાર બીજો કોઈ નહિ, પણ અત્યારે આપણ બન્ને જેના છાપરાનીચે નિર્ભય તથા સુરક્ષિત છીએ, તે વીર શાર્દૂલરાજ પોતે જ હતો, એ તમારા જેવાં બુદ્ધિમતી સ્ત્રીને નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. તે દિવસથી હું આ સ્થાનમાં જ વસું છું અને સર્વ પ્રકારે નિશ્ચિન્તતા, નિર્ભયતા, આનન્દ, ધર્મકર્મ અને ઇશ્વરોપાસનામાં મારા દિવસો વીતાડું છું. આવતિયાનું શું થયું તથા શું નહિ, એ મારા જાણવામાં નથી અને તે જાણવાની કશી આવશ્યકતા પણ નથી. અહીંનાં સર્વ પુરુષો તથા સર્વ સ્ત્રીઓ મને પોતાની બહેન જ માને છે અને મારૂં બહુ જ માન રાખે છે. આવી માયાળુતા તથા પવિત્રતા સભ્ય સમાજમાં કદાપિ મારા જોવામાં આવી

શકી ન હોતી. અસ્તુઃ હમણાં થોડા દિવસની વાતપર વીર શાર્દૂલરાજ પોતાના સાથીઓને સાથે લઇને આબૂ પર્વતની આસપાસમાં લૂટ કરવાને જતા હતા, તે વેળાએ તેમના એક અગત્યના કાર્યમાટે બે ભિલ્લોને સાથે આપીને તેમણે મને પુષ્કરરાજ ગ્રામમાં મોકલી હતી અને તેથી જ તમો અહીં આવ્યાં ત્યારે અહીં હું હાજર નહોતી." આવી રીતે સુલોચનાએ પોતાના વૃત્તાન્તની પરિસમાપ્તિ કરીને છેવટે ચિન્તાતુર મુદ્રાથી કહ્યું કે: " શારદા બહેન, જ્યારે કરાચીમાંથી મારું હરણ થયું તે વેળાએ, કરાચીમાં કપિંજલા બહેનના ગૃહમાં જ મારાં માતુશ્રી વાલબાઇ તથા મારા પિતાશ્રી દેવજીભાઇ વસતાં હતાં અને મારાં માતુશ્રી બહુજ માંદાં હતાં એટલે તેમના સમાચાર મેળવવામાટે મેં અહીંથી ત્રણચાર કાગળો લખ્યા, પણ તેમનો કશો પણ જવાબ ન આવ્યો અને 'કરાચીમાં એડ્રેસી નથી ' એવા શેરા સાથે તે કાગળો પાછા આવવાથી હું નિરાશ થઇ ગઇ અને કરાચી જવાનો વિચાર મેં માંડી વાળ્યો; નહિ તો, મારો કરાચી જવાનો વિચાર હતો. મેં કચ્છમાંના મારા ગામના સરનામાથી પણ મારા પિતાને બે કાગળ લખ્યા હતા; કારણ કે, તેઓ મારાં માતુશ્રીને લઇને કદાચિત્ દેશમાં ગયા હશે, એવી મારી ધારણા હતી; પરંતુ ત્યાં મોકલેલા કાગળો પણ ટપાલખાતામાંથી તેવા જ શેરા સાથે પાછા આવ્યા હતા અને તેથી મારી નિરાશાની સીમા થઇ ગઇ હતી. એક વાર તમારી પાસે મુંબઇ આવવાનો મેં વિચાર કર્યો હતો, પણ પછીથી મારૂં અંતઃકરણ અહીં સંલગ્ન થતાં મોટાં શહેરોમાંના વિકૃત સમાજમાં વસવા કરતાં આવા ધર્મશીલ અસભ્ય સમાજમાં વસવાનું અને અહીં જ નિર્ભયતામાં જીવન વીતાડી દેવાનું મને વિશેષ યોગ્ય ભાસવાથી મેં મુંબઇ આવવાના વિચારને પણ માંડી વાળ્યો હતો.

હવે હું આશા રાખું છું કે કદાચિત્ તમારા મુખથી મારાં માતા-પિતાના કાંઇક સમાચાર મને મળી શકશે અને તે સાંભળીને મારા હૃદયમાં કાંઇક આશા તથા આનંદનો સંચાર થશે. મારી આત્મકથા સમાપ્ત થઇ છે એટલે હવે કૃપા કરીને મને તે સમાચાર જણાવશો ?"

સુલોચનાના એ પ્રશ્નના ઉત્તરમાં શારદાએ ગંભીર તથા શોકાતુર મુદ્રાથી જણાવ્યું કે: " સુલોચના બહેન, જ્યારે કરાચીમાં તારું હરણ થયું તે વેળાયે તારાં માતુશ્રી લગભગ મરણશય્યામાં હતાં, એ તો તું સારી રીતે જાણે જ છે; અર્થાત્ તારા હરણની વાર્તા સાંભળતાં તેમના હૃદયમાં એવો તો અનિવાર્ય ભયાનક આઘાત થયો કે, તેના પરિણામે માત્ર છ કે સાત દિવસમાં જ તેમનો સ્વર્ગવાસ થઇ ગયો. તારા હરણ અને તેના પરિણામે થયેલા તારાં માતુશ્રીના અકાળ મરણથી તારા પિતાશ્રીના હૃદયમાં ક્રોધનો એટલો અને એવો તે આવિર્ભાવ થયો કે તને ઉપાડી જનારા પાપાત્માઓનો શોધ અને પ્રતિહિંસા એ બે કાર્યોને જ પોતાનું જીવન સમર્પી, કરાચીમાં જ્યારે તેમને તારો ક્યાંય પત્તો ન મળી શક્યો એટલે પછી કપિંજલા પાસેથી પાંચ સેં રૂપિયાની રકમ લઇને તને તથા તને ઉપાડી જનારા પાપીઓને શોધવામાટે તેઓ કરાચીમાંથી ચાલ્યા ગયા હતા અને ત્યાર પછી તેમનું શું થયું, તે મારા જાણવામાં આવી શક્યું નથી; કારણ કે, ત્યાર પછી કપિંજલા તથા રતનબાઈ પણ કરાચીમાંના તેમના ઘરને તાળું વાસીને મારી સાથે મુંબઇ આવીને રહી હતી અને અદ્યાપિ તેઓ મુંબઇમાં જ છે; એટલે તેઓ પણ આ વિષયથી સર્વથા અજ્ઞ હોય એ સ્વાભાવિક જ છે. આ કારણથી જો કરાચીના સરનામે લખેલા તારા કાગળો પાછા આવ્યા હોય, તો તેમાં નવાઇ જેવું કાંઇ પણ નથી. હવે તારા પિતાશ્રીનો તેમને શોધવાથી

મેળાપ થઇ શકે તેમ નથી; પણ જો પરમાત્માની ઇચ્છા હશે, તો આપણો જેવી રીતે વિલક્ષણ યોગાનુયોગથી મેળાપ થયો છે, તેવી રીતે અચાનક કોઇ દિવસ તેમનો મેળાપ થઇ જાય, તો તે એક જૂદી વાત છે અને તેથી અત્યારે તો હવે ધૈર્યશીલા થવું એ જ તારામાટે લાભકારક છે.”

શારદાના મુખથી પોતાની જન્મદાત્રી માતાના અકાળ અને પોતાના કારણથી થયેલા સ્વર્ગવાસના શોકકારક સમાચાર સાંભળીને સુલોચનાના સુકોમળ તથા મૃદુ અંતઃકરણમાં શોકનો ભયાનક આઘાત થયો અને તેના પરિણામે તેનાં નેત્રોમાંથી અશ્રુની પ્રબળ ધારાનું વહન થવા લાગ્યું. કેટલીક વાર સુધી તે રોદનમાં જ પ્રવૃત્ત રહી અને મુખથી કાંઇ પણ બોલી નહિ; પણ રોદનવડે જ્યારે તેના તાત્કાલિક શોકનો વેગ કાંઇક ઓછો થયો ત્યારે પછી તે કહેવા લાગી કે: “શારદા બહેન, મારી જન્મદાત્રી માતા સાથે તો હવે સ્વર્ગમાં જ મારો મેળાપ થશે; પણ જો મારા પિતા જીવતા હશે, તો મને આશા છે કે, કોઇ દિવસ તેમનો અને મારો મેળાપ થઇ જશે. મારા પરણ્યા પછી અલ્પ સમયમાં જ મારા પતિ પરલોકવાસી થયા, મારા શિર-પર આટઆટલી વિપત્તિઓ આવી પડી, પુત્રીના વિયોગથી માતાનો અકાળ સ્વર્ગવાસ થયો અને મારા કારણથી મારા પિતાની શાંતિનો વૃદ્ધાવસ્થામાં સદાને માટે ભંગ થઇ ગયો; એ સર્વ ઘટનાઓનો મનમાં જ્યારે વિચાર થાય છે, ત્યારે અંતઃકરણ છિન્નવિચ્છિન્ન થઇ જાય છે અને મનમાં એમ જ થયા કરે છે કે, પરમાત્માએ મારા જેવી એક સર્વથા અભાગિની અબળાને આ સંસારમાં જો ઉત્પન્ન જ ન કરી હોત અથવા તો જન્મતાં જ મને મરણના મુખમાં નાખી દીધી હોત, તો મારે પણ આટલાં દુઃખ ન દેખવાં પડત અને મારા

કારણથી મારાં માતાપિતાના સુખનો પણ આટલી સીમા પર્યન્ત નાશ ન થાત! શિવ, શિવ, શિવ, શિવ! કેવી વિડંબના ! ! ધિક્કાર છે આવા દુર્ભાગ્યમય નારીજીવનને ! ”

“ સુલોચના, તું આવી વિચારશીલા, બુદ્ધિમતી તથા સુશિક્ષિતા નારી હોવા છતાં આવા પ્રકારના વિચારોને પોતાના હૃદયમાં સ્થાન આપે છે, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે.” શારદા હવે તેને આશ્વાસન આપતી કહેવા લાગી: “હું કોટિપતિ પિતાની પુત્રી અને લક્ષાધીશ પતિની પત્ની તેમ જ સુશિક્ષિતા, સદ્‌ગુણવતી અને સત્યવતા હોવા છતાં મારા શિરપર પણ શું અનિવાર્ય સંકટ નથી આવ્યું ? મારા પ્રાણપતિએ જ મારા પ્રાણનાશનો નિંદ્ય પ્રયત્ન કર્યો, એ શું અસહ્ય ખેદનો વિષય નથી ? હું પણ અત્યારે મારાં માતુશ્રી, મારા લાડકવાયા પુત્ર તથા મારા પ્રાણનાથના સમાગમસુખથી વંચિતા નથી થઇ ગઇ ? મારો કોઇ પણ પ્રકારનો અપરાધ ન હોવા છતાં એક સાથે મારા શિરપર જે આટલી બધી આપત્તિઓ આવી પડી છે, તેથી મારા અંતઃકરણમાં આઘાત નહિ થતો હોય કે શું ? જો અત્યારે હું સંસારની નિર્દયતા તથા કૃતઘ્નતાનો વિચાર કરવા બેસું, તો તો આત્મહત્યા કરીને મરી જવાને જ તૈયાર થાઉં, એ નિર્વિવાદ છે. પરંતુ એ વિચારને મેં મારા હૃદયમાં સ્થાન આપ્યું નથી અને આપવાની પણ નથી; ઇશ્વર ન્યાયપરાયણ અને નિષ્પક્ષપાત હોવાથી તેણે કોઇ પણ પ્રકારના મારા અપરાધ વિના જ મને આવા સંકટમાં નાખી હોય, એવી મારી માન્યતા નથી; એટલે કે, આ મને મારા આ જન્મના પાપની નહિ, તો કોઇ પૂર્વજન્મના પાપની શિક્ષા મળતી હશે, એમ જ મારે માનવાનું છે. તને પણ તારા પૂર્વજન્મના કોઇ પાપનું જ આ ફળ ભોગવવું પડયું છે, એમ જ માની

લે અને નિરાશ ન થા. આટઆટલાં સંકટોમાં પડવા છતાં તને અને મને ઇશ્વરે આ વીર શાર્દૂલરાજ જેવા ધર્મશીલ તથા સજ્જન ધર્મબન્ધુના આશ્રયની પ્રાપ્તિ કરાવી આપી છે એથી મારો નિશ્ચય થયો છે કે, આપણાં આ સંકટોનો પણ અવશ્ય અંત આવશે અને પરમાત્મા વળી પણ આપણને સુખ તથા શાંતિના દિવસો દેખાડશે. આ સ્થાનમાં તારો અચાનક મેળાપ થવાથી મારા હૃદયમાં અનેક પ્રકારની આશાઓનો ઉદય થયો છે અને તારી સહાયતાથી મારા સંકટનું નિવારણ કરીને ત્યારપછી તને પણ સુખની કરવાનો વિચાર મારા મનમાં સ્ફુરી આવ્યો છે કે જે મારો વિચાર હું તને આવતી કાલે જણાવીશ; કારણ કે, આજે તારૂં અંતઃકરણ શોકાવૃત્ત તથા ક્ષુબ્ધ હોવાથી તને નિદ્રા તથા વિશ્રાંતિની વિશેષ આવશ્યકતા છે. જો વિચાર કરીને જોઇએ તો આ સંસારમાં આપણા કરતાં પણ હજાર ગણાં વધારે દુઃખી મનુષ્યો આપણને મળી આવે તેમ છે; એટલે તેમને જોઇને આપણને સંતોષ માનવાનું એટલું કારણ તો અવશ્ય મળે છે કે, તેમના કરતાં આપણે અધિક સુખમાં છીએ. સંકટના નિવારણનો અને સંકટમુક્ત થવાનો યોગ્ય પ્રયત્નયુક્ત ઉદ્યોગ કરવો એ આપણો ધર્મ છે અને એ ધર્મની પૂર્ણતા આપણે કરીશું."

"શારદા બહેન, જો તમારા સંકટનું મારી સહાયતાથી નિવારણ થઇ શકે તેમ હોય, તો હું મારાથી બની શકશે તેટલી સહાયતા તમને આપીશ અને તમારા કલ્યાણમાટે મારા પ્રાણનું બલિદાન આપવાને પણ તૈયાર થઇશ, એ વિશે તમારે દૃઢ નિશ્ચય રાખવો. તમારા મારાપર અને મારાં માતાપિતાપર અનેક ઉપકારો થયેલા છે અને તે ઉપકારોનો યોગ્ય બદલો વાળી આપવો, એ એક કૃતજ્ઞ સેવિકા તરીકે મારો પરમ ધર્મ છે."

"તારી આવી ધર્મભાવના છે, તો પરમાત્મા તારું પણ અવશ્ય કલ્યાણ કરશે જ !" શારદાએ આશીર્વાદ આપ્યો.

ઉભય સખીઓએ અવશિષ્ટ નિશાકાળ નિદ્રાના સેવનમાં વીતાડ્યો. પ્રભાતમાં સુલોચનાએ પોતાની મૃત માતાના નામનું સ્નાન કરી નાખ્યું અને શોકને દર્શાવવામાટે કૃષ્ણવસ્ત્ર પરિધાન કરી લીધું.

* * * *

મધ્યાન્હભોજન કરી લીધા પછી શારદાએ સુલોચનાને પૂર્વ પ્રમાણે જ પોતાપાસે બેસાડીને કહ્યું કે: "સુલોચના, મારો હવે અહીંથી વીર શાર્દૂલરાજની આજ્ઞા લઇને મારાં માતુશ્રીપાસે કાશીક્ષેત્રમાં જવાનો અને તને પણ ત્યાં મારી સાથે લઇ જવાનો વિચાર છે; કારણ કે, મારાં માતુશ્રીપાસે જવાથી અત્યારે તેમના સમાગમના યોગે મારા દુઃખમાં કાંઇક ન્યૂનતા થશે અને મારા ગયેલા સુખની પુનઃપ્રાપ્તિનો યોગ્ય માર્ગ પણ ત્યાં ગયા પછી જ મને મળી શકશે, એમ મારી મનોદેવતા મને કહ્યા કરે છે. તને પણ મારી સાથે ત્યાં લઈ જવાનું કારણ એ છે કે, કાશીક્ષેત્રમાં કદાચિત્ તારા પિતાશ્રી નિરાશ થઇને પોતાના જીવનના અંતિમ દિવસો વીતાડવામાટે આવ્યા હોય, તો ત્યાં તેમનો મેળાપ થવાનો કાંઇક સંભવ છે; તેમ જ મારે પણ તારી જે સહાયતા લેવાની છે; તે જો તું પાસે હોય, તો સત્વર લઇ શકાય અને જો તું દૂર હોય, તો તેમાં અંતર પડી જાય. તારી પાસેથી મારે શી સહાયતા લેવાની છે, એ વિષયનો અદ્યાપિ મેં શાંત ચિત્તથી વિચાર કરેલો ન હોવાથી હું કોઇ પણ પ્રકારના દૃઢ નિશ્ચયપર આવી શકી નથી; પરંતુ તારી સહાયતા મને અતિશય ઉપયુક્ત થઈ પડશે, એવો મારા આત્માનો અખંડ નાદ મને સંભળાયા કરે છે; માત્ર એટલુંજ નહિ, પણ મારા અંતઃકરણને એવો પણ અગમ્ય

ભાસ થયા કરે છે કે, તારા જીવનકાળમાં પણ અવશ્ય શાંતિ તથા સુખના દિવસો આવવાના છે અને તેનો યશ કદાચિત્ તારી આ દીન સખી શારદાના ભાગ્યમાં પણ લખાયલો હોય, એમ જણાય છે; કારણકે, જો એમ ન હોત, તો આવા વિલક્ષણ સંયોગોમાં અને આવા સ્થાનમાં આમ આપણો અચાનક મેળાપ થાત જ નહિ. જો તુ મારી સાથે અહીંથી પ્રયાણ કરવાને તૈયાર હોય, તો આવતી કાલે અથવા પરમ દિવસે જ આ સ્થાનને ત્યાગવાનો મારો નિર્ધાર છે. ત્યારે હવે કહે કે તારો આ વિશે શો વિચાર છે ?"

"શારદા બહેન, અત્યારસુધી તો આ નિર્ભય તથા ઉપદ્રવહીન સ્થાન તથા ધર્મવીર શાર્દૂલરાજની કૃપારૂપ છાયાને મરણની અંતિમ ઘટિકા પર્યન્ત ન ત્યાગવાનો મારો દૃઢ વિચાર હતો; પરંતુ તમારાં વચનો સાંભળીને તેમ જ તમારા મારામાંના દૃઢ વિશ્વાસ તથા મને પોતા સાથે લઇ જવાના આગ્રહને જોઇને મારે મારો તે વિચાર ફેરવવો પડયો છે અને તેથી તમો જ્યાં લઈ જાઓ ત્યાં તમારી સાથે આવવાને આ તમારી ઉપકૃતા સેવિકા સુલોચના મનસા, વાચા અને કર્મણા તત્પર છે. મારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી કે હું તમારી સહાયિકા થઇ શકું અને તમારી સેવાના અલભ્ય પ્રસંગને મેળવી શકું ? પરમાત્માએ તમારી સેવાનો જે આ દુષ્પ્રાપ્ય અવસર મને મેળવી આપ્યો છે, તે અવસરને જો હું માન ન આપું અને તમારી આજ્ઞાનો અનાદર કરૂં, તો પછી મારા જેવી કુલકલંકિની તથા કૃતઘ્ના કામિની અને મૂર્ખ નારી મારા વિના અન્ય કોઇ હોઈ શકે જ નહિ. તમારી સાથે કાશીક્ષેત્રમાં આવવાથી મને કાશીવિશ્વનાથના દર્શનથી તથા ગંગાસ્નાનથી પાવન થવાનો પ્રસંગ મળશે; જો સદ્ભાગ્ય હશે, તો કદાચિત્ મારા પિતાશ્રીનો પણ ક્યાંક મેળાપ થઇ જશે અને સર્વથી

વિશેષ લાભ એ કે, તમારી સેવા કરીને, તમારા ઉપકારરૂપ ઋણુથી કેટલેક અંશે મુક્ત થઇ શકાશે; એ સર્વ કેવળ મારા લાભ અને સ્વાર્થના જ વિષયે। છે. અર્થાત્ તમારી આજ્ઞાને માન આપવામાં મારો સ્વાર્થ નથી, એમ તો નથી જ એટલે આ સ્વાર્થ તથા પરમાર્થ ઉભય પદાર્થોની સિદ્ધિના યોગને વ્યર્થ જવા દે, તેવી આ સુલોચના અવિચારશીલા, સંકુચિતબુદ્ધિ તથા મૂર્ખ માનિની નથી. અસ્તુઃ જ્યારે તમારો હવે અહીંથી એક બે દિવસમાં જ પ્રયાણ કરી જવાનો દૃઢ નિર્ધાર થયો છે, તો આજે જ વીર શાર્દૂલરાજને બોલાવીને તેમની આજ્ઞા લઈ પ્રવાસમાટેની આપણે યોગ્ય વ્યવસ્થા કરાવી લેવી જોઇએ; કારણ કે, અહીંથી રેલ્વેના સ્ટેશન્ સુધીનો પ્રવાસ કઠિન છે અને શાર્દૂલરાજ પોતે જ્યાં સુધી તેમાટેની યોગ્ય વ્યવસ્થા કરીને પોતાના વિશ્વાસપાત્ર અનુયાયિજનોને આપણા સંરક્ષણમાટે આપણી સાથે ન મોકલે ત્યાં સુધી આપણે અહીંથી નીકળી શકીએ તેમ નથી.” સુલોચનાએ શારદા સાથે જવાની પોતાની પૂર્ણ ઇચ્છા દર્શાવી દીધી અને તે સાથે પ્રવાસમાટે શીઘ્રતા કરવાની યોગ્ય સૂચના પણ આપી દીધી.

“ત્યારે તો તું આ ક્ષણે જ જા અને જો બંધુ શાર્દૂલરાજને અવકાશ હોય, તો અત્યારે જ અહીં તેડી લાવ એટલે તેમને આપણે આપણા હૃદયની વાર્ત્તા જણાવી દઇએ અને જો તેઓ સત્વર વ્યવસ્થા કરી આપે, તો આવતી કાલના પ્રભાતમાં જ અહીંથી પ્રયાણ કરી જઇએ.” શારદાએ કહ્યું.

સુલોચના ત્યાંથી ગઈ અને થોડી વારમાં જ શાર્દૂલરાજને સાથે લઇને પાછી શારદા પાસે આવી પહોંચી. શારદા તથા સુલોચનાએ ત્યાંથી પ્રયાણ કરવાનો પોતાનો વિચાર તેને દર્શાવ્યો અને તેમના તે વિચારને જાણીને શાર્દૂલરાજના મુખમંડળમાં પ્રથમ તો એક પ્રકારના

વિષાદની છાયા આવી ગઇ, પરંતુ તત્કાળ તે વિષાદને અંતઃકરણ-માંથી દૂર કરીને તે એ ઉભય અબળાઓને ઉદ્દેશીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "બહેન શારદા અને બહેન સુલોચના, તમો ઉભય સન્નારીઓના આ સ્થાનમાંના આગમનથી મારા આ ક્ષુદ્ર ગ્રામને અતિશય શોભા પ્રાપ્ત થઇ છે અને અમારા ગ્રામમાં જાણે બે દેવીઓનો નિવાસ થયો હોયનો! એવો જ અમો સર્વને ભાસ થયા કરે છે; એટલે તમારા અચાનક પ્રયાણથી અમારાં હૃદયમાં અતિશય શોક તથા વિષાદ થાય, એ સર્વથા સ્વાભાવિક હોવા છતાં પણ તમારા પ્રયાણનાં કારણોનો વિચાર કરતાં તમને ન જવામાટેનો મારાથી આગ્રહ કરી શકાતો નથી. જ્યારે તમારે પ્રયાણ કરવાનું જ છે, તો પછી શુભ કાર્યમાં વિલંબ કરવાનું કાંઇ પણ કારણ નથી. આવતી કાલનો દિવસ બહુ જ શુભ દિવસ હોવાથી મારો વિચાર છે કે તમો આવતી કાલે પ્રભાતમાં જ પ્રવાસનો પ્રારંભ કરો, તો વધારે સારૂં. હું અત્યારે જ તમારામાટે વાહનોની તથા તમારા અંગરક્ષક તરીકે મારા ચાર વિશ્વાસપાત્ર ભિલ્લોને તમારી સાથે મોકલવાની વ્યવસ્થા કરી રાખું છું અને તમારે જે વ્યવસ્થા કરવાની હોય, તે તમો પણ કરી રાખજો. જો આવશ્યકતા હોય, તો બે ભિલ્લોને ઠેઠ કાશી સુધી લઇ જજો અને ત્યાંથી તેમને નિર્વિઘ્ન પહોંચ્યાનું પત્ર લખી આપીને વિદાય કરજો. કોઇ પણ વિષયનો સંકોચ રાખશો નહિ; કારણ કે, હું તમારો સહોદરતુલ્ય બંધુ હોવાથી મારી સહોદરા ભગિનીઓની સર્વ યોગ્ય આજ્ઞાઓનું પાલન કરવું, એ મારો પરમ ધર્મ છે; માત્ર એટલુંજ નહિ, પણ ભવિષ્યમાં પણ જો તમને મારી સહાયતાની આવશ્યકતા જણાય તો એક પત્ર અથવા તારદ્વારા ખબર આપવાથી તમો જ્યાં હશો, ત્યાં તમારો આ દીન બંધુ તમારી સહાયતામાટે

આવીને ઊઘાડે પગે હાજર થઇ જશે, એ નિશ્ચયપૂર્વક માનજો અને અહીં પાછાં આવવાની ઇચ્છા થાય, તો આ પર્ણકુટીને પોતાની પર્ણકુટી ધારીને જ પાછાં પધારજો."

શાર્દૂલરાજ આ પ્રમાણે પોતાની ઉદારતા તથા ધર્મશીલતાનો પરિચય કરાવીને તેમના પ્રવાસમાટેની વ્યવસ્થા કરવાને ત્યાંથી ચાલ્યો ગયો અને ત્યાર પછી શારદા તથા સુલોચનાએ માર્ગમાં ખાવા-માટે ભાતા અથવા ટીમણ આદિની તૈયારી કરવા માંડી.

બીજા દિવસના ઉષઃકાળમાં જ શાર્દૂલરાજની સ્ત્રીએ શારદા તથા સુલોચનાના જે અલંકારો તથા રોકડ રૂપિયા આદિ હતા તે લાવીને તેમને સોંપી દીધા અને શાર્દૂલરાજે તે ઉપરાંત શારદાને બસેં સોના મોહોર તથા સુલોચનાને એક સો સોના મોહોર કાપડાના નામથી આપીને કહ્યું કે: "કોઇ પણ કારણ દર્શાવીને મારી આ અલ્પ સેવાનો અનાદર કરશો નહિ; કારણ કે, તમો ભાઇના આ કાપડાનો સ્વીકાર નહિ કરો, તો આ ભાઇ તમને અહીંથી જવા દે તેવો નથી. જો અમો બહેનોને કાપડું આપ્યા વિના જવા દઇએ, તો અમારી જાતમાં ખોટ આવે, માટે વધારે કાંઇ પણ બોલશો નહિ." લાચારીએ શારદા તથા સુલોચનાએ તે સોનામોહોરોનો સ્વીકાર કરી લીધો અને આશીર્વાદ આપ્યો કે: "પરમાત્મા તમારા હાથને સદા સર્વદા આવી રીતે ઊંચો જ રાખે!" ગામના પાદરે જ્યાં વાહનોને તૈયાર રાખ-વામાં આવ્યાં હતાં, ત્યાં આખા ગામની સ્ત્રીઓ ભેગી થઇને ઊભી હતી, તેમને હળીમળીને બન્ને સખીઓ જૂદા જૂદા ઊંટપર બેસી ગઇ અને તે પ્રત્યેક ઊંટપર અક્કેક સંરક્ષક ઊંટને હાંકવામાટે તેમની સાથે કાઠાના આગલા ખાનામાં બેસી ગયો. ત્રીજા જૂદા ઊંટપર બે

અંગરક્ષકો બેઠા અને અરુણની લાલિમાની છટા આકાશમાં દેખાતાં જ તેમણે ઊંટોને તેમના સ્થાનપરથી ઊઠાડયા. પ્રવાસના આરંભની ઘટિકા જયારે અત્યંત નિકટમાં આવી લાગી એટલે શાર્દૂલરાજ, તેની સ્ત્રી, શારદા તથા સુલોચનાનાં નેત્રોમાંથી અશ્રુના બિન્દુઓ ટપકવા લાગ્યા; છતાં દૃઢતા રાખીને શાર્દૂલરાજ તથા તેની સ્ત્રીએ શુભ ઘટિકા હોવાથી શારદા તથા સુલોચનાને ચાલવાની આજ્ઞા આપી અને શારદા તથા સુલોચનાએ અશ્રુપૂર્ણ નયનોથી જાણે તેઓ પોતાનાં પિયરિયાંમાંથી જ વિદાય થતી હોય ની ! તેવી રીતે ત્યાંથી પ્રયાણ કર્યું.

બીજે દિવસે તેઓ કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ખાર્ચી અથવા મારવાડ જંકશન્ નામક રાજપુતાના-માલવા રેલ્વેના સ્ટેશનપર પહોંચી ગયાં અને ત્યાંથી શારદા, સુલોચના તથા બે ભિલ્લો રેલ્વે ટ્રેનમાં બેસીને કાશી જવામાટે રવાના થઈ ગયાં.



## પ્રકરણ ૮ મું

## કાશીમાં મંત્રણા



જે દિવસે શારદા તથા સુલોચના પોતાના બે ભિલ્લ સંરક્ષકો સહિત પવિત્ર, પુરાણપ્રસિદ્ધ અને ઇતિહાસપ્રસિદ્ધ પ્રાચીન કાશી ક્ષેત્રમાં નિર્વિઘ્ન આવી પહોંચી, તે દિવસે શારદાની માતા સુભદ્રા તથા લક્ષ્મણ ત્યાં ન હોતાં; કારણ કે, શારદાના સ્વર્ગવાસના તારથી સમાચાર આવેલા હોવાથી સુભદ્રા મુંબઇ ગઈ હતી અને લક્ષ્મણ પણ તેની સાથે ગયો હતો. માત્ર સુભદ્રા સાથે આવેલી તેની બે અનુચરાઓ ત્યાં હતી અને તેઓ શારદાને જીવતી જાગતી ત્યાં આવેલી જોઇને

પ્રથમ તો આશ્ચર્યચકિત થઇ ગઇ; માત્ર એટલું જ નહિ, પણ તેમાંની એક બાઇ તો આ આનંદદાયક સમાચાર તારથી માણેકલાલને જણાવવા-માટેનો પ્રસ્તાવ કરવા લાગી; પરંતુ શારદાએ તેને શાંત થવાનું કહ્યું અને પૂછ્યું કે: " મારાં માતુશ્રી પાછાં અહીં ક્યારે પધારવાનાં છે ? કારણ કે, જો તેઓ પાછાં અહીં ન આવવાનાં હોત, તો અવસ્ય તમને પણ મુંબઇ લઇ જાત. તમો અહીં છો, તેથી સ્પષ્ટ જણાય છે કે તેઓ પાછાં આવશે જ અને મને તેમના દર્શનનો લાભ પણ અવસ્ય મળશે."

"શારદા બહેન, આપનું આ અનુમાન અક્ષરે અક્ષર સત્ય છે; કારણ કે, તેમનો મુંબઈથી નીકળ્યાંનો તાર આવ્યો છે અને તેથી તેઓ બહુધા આવતી કાલે જ અહીં આવવાં જોઇએ. વળી એ સાં-ભળીને તો આપને અધિક હર્ષ થશે કે આપના ચિરંજીવી ઈન્દુભાઈ પણ તેમની સાથે આવવાના છે એટલે માતાના દર્શન ઉપરાંત પુત્ર-મિલનના આનંદને પણ આપ ભોગવી શકશો. આપના અચાનક સ્વર્ગ-વાસિની થવાના શોકકારક સમાચારનો તાર જે દિવસે આવ્યો તે દિવસે આપનાં માતુશ્રીએ જે વિલાપ કર્યો હતો તે વિલાપને જોઇને અમારી તો છાતી જ ફાટી જતી હતી; અર્થાત્ આવતી કાલે જ્યારે તેઓ આપને જીવતાં અહીં આવેલાં જોશે ત્યારે તેમના આનંદ તથા હર્ષનો પણ તેટલો જ અતિરેક થશે, એ નિર્વિવાદ છે." આ પ્રમાણે કહીને તે બાઇએ, કસ્તૂરબાઇએ, પૂછ્યું કે: " પણ શારદા બહેન, આપ જીવતાં હોવા છતાં આપના સ્વર્ગવાસના સમાચાર શા કારણથી આવ્યા હતા, એ ભેદ, જો અડચણ ન હોય, તો અમને જણાવવાની કૃપા કરશો કે ?"

" કસ્તૂર બહેન, એ ભેદની કથા બહુ જ લાંબી છે અને તે મારે મારાં માતુશ્રીને વિસ્તાર પૂર્વક સંભળાવવી તો પડશે જ એટલે

તે વળાયે જ સાંભળજો. અત્યારે તો અમો દૂરના દેશમાંથી પ્રવાસના પરિશ્રમો ભોગવતાં આવ્યાં છીએ એટલે અમારા પરિશ્રમના પરિહાર-નો તથા ભોજન આદિનો યોગ્ય પ્રબંધ કરી નાખો. મારા ઇન્દુના મુખને ચુંબનથી આર્દ્ર કરવાનો પ્રસંગ આટલી શીઘ્રતાથી મને પ્રાપ્ત થશે, એની સ્વપ્નમાં પણ મને કલ્પના ન હોતી; પરંતુ પ્રારંભમાં જ પરમાત્માએ જ્યારે આવો યોગ મેળવી આપ્યો છે એટલે એથી જણાય છે કે, મારી અન્ય આશાઓ પણ અવશ્ય અલ્પ કાળમાં જ ફળીભૂત થશે અને મારાં સર્વ સંકટોનો અંત આવી જશે." શારદાએ દ્રવી જતા અંતઃકરણવડે આ ઉદ્‌ગારો કાઢયા.

કસ્તૂરબાઇ તથા જૂઠીબાઇએ આવેલાં ચારે અતિથિઓમાટે રસો-ઇની તૈયારી કરવા માંડી. પ્રથમ શારદા તથા સુલોચનામાટે તેમણે પાણી ગરમ મૂક્યું અને ત્યારપછી બે બિલ્લોને કસ્તૂરબાઇએ પૂછ્યું કેઃ "ભાઇ તમો અહીં સ્નાન કરશો કે ગંગાસ્નાન કરી આવશો?"

બિલ્લોએ જણાવ્યું કેઃ "જ્યારે અચાનક અમારૂં કાશીપુરીમાં આગમન થયું છે, તો પછી ગંગાસ્નાનના પુણ્યને હાથમાંથી જવા દેવું યોગ્ય નથી. અમારી ગંગાસ્નાન કરવાની ઇચ્છા છે, પણ અમો અહીંના અજાણ્યા છીએ એટલે કોઇ ભોમિયા વિના અમારાથી ત્યાં જવાય તેમ નથી."

કસ્તૂરબાઇએ પાડોશમાં રહેતા એક બ્રાહ્મણને બે આના આપવા કરીને તેમની સાથે મોકલવાને તૈયાર કર્યો અને તેની સાથે તે બન્ને બિલ્લો કાશીનગરીને જોતા ગંગાતીરે જઇને સ્નાન કરી મહાદેવ કાશીવિશ્વનાથના દર્શનથી પવિત્ર થઇને લગભગ બે કલાક પછી પાછા ઘેર આવ્યા. તેઓ આવ્યા તે વેળાયે રસોઇ તૈયાર થઇ ગઇ હતી અને ભોજ્ય પદાર્થોને માત્ર થાળીઓમાં તથા પત્રાવળીમાં પીરસ-વાનો જ વિલંબ હતો. શારદામાટે ભોજન થાળીમાં પીરસાયું અને

સુલોચના તથા બે ભિક્ષોને પત્રાવળીમાં ભોજન પીરસીને આપવામાં આવ્યું. ભિક્ષો ભોજન કરીને પાછા તે જ બ્રાહ્મણને સાથે લઇને કાશીપુરી જોવામાટે બહાર ચાલ્યા ગયા અને શારદા તથા સુલોચનાએ નિદ્રાધીન થઇને પરિશ્રમનો પરિહાર કર્યો.

બન્ને ભિક્ષો મધ્યાન્હસમયે નીકળ્યા હતા તે ઠેઠ રાતે આઠ વાગે પાછા ઘેર આવ્યા, તો પણ તેમનાથી કાશીપુરીના ચતુર્થાશનું પણ નિરીક્ષણ કરી શકાયું ન હોતું. જો કે તેમનો તો કાશીપુરીમાં બે ચાર દિવસ વીતાડવાનો વિચાર હતો, પરંતુ શાર્દૂલરાજની તેમને તત્કાળ ત્યાંથી પાછા ફરવાની કઠિન આજ્ઞા હોવાથી તેમણે બીજે દિવસે ત્યાંથી પ્રયાણ કરવામાટેનો પોતાનો વિચાર શારદાને દર્શાવ્યો અને શારદાએ તેમને જવામાટેની અનુમતિ આપી દીધી. નિશા વીતી ગઇ અને બીજા દિવસનો પ્રભાત થયો, ભિક્ષો શારદાની આજ્ઞા લઇને ચાલ્યા ગયા અને તેમના ગયા પછી લગભગ એક કલાકમાં જ ભાડાનો એક એક્કો ગૃહના દ્વાર પાસે આવીને ઊભો રહ્યો. તે એક્કામાંથી સુભદ્રા, ઈન્દુ તથા લક્ષ્મણ ઉતર્યા અને ઉપર છજ્જામાં બેઠેલી શારદાએ તેમને ગૃહમાં પ્રવેશ કરતાં જોયાં. પોતાની સાવકી માતા છતાં પણ સગી માતાને ભૂલાવનારી માતા સુભદ્રા તથા પોતાના પુત્ર ઇન્દુને મળવામાટે શારદાનું મન અધીર થઇ ગયું અને તેથી તે ઉપરથી દોડતી નીચેના ભાગમાં આવી પહોંચી. શારદાને જોતાં જ ઇન્દુ તેને ગળે બાઝી પડયો અને સુભદ્રા તથા લક્ષ્મણ તો આશ્ચર્યથી સ્તંભિત તથા દિગ્મૂઢ જ થઇ ગયાં. થોડી વાર સુધી તો કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ અને તે સ્થાનમાં આશ્ચર્યજન્ય મૌનનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

અંતે સુભદ્રાના મુખમાંથી એટલો ઉદ્દગાર નીકળ્યો કેઃ " શું

મારી પ્રાણાધિકા શારદા, મારા સ્વર્ગીય પ્રાણેશની આ નશ્વર સંસારમાંની એકમાત્ર સ્મૃતિ કિંવા નિશાની આ જગત્માં વર્ત્તમાન છે કે હું આ કોઇ એક વિલક્ષણ અને અસત્ય સ્વપ્ન નિહાળી રહી છું?"

શારદા કે જે પોતાના પુત્ર ઈન્દુને પોતાના સુકોમળ હસ્તોથી હુચકી તેના કોમળ કપોલોને ચુંબનથી આર્દ્ર કરતી અને હર્ષનાં અશ્રુ વર્ષાવતી ઊભી હતી તે હવે ઈન્દુને નીચે ઊતારી પોતાની માતાની બાથમાં ભરાઇને ગદ્ગદ્ સ્વરથી કહેવા લાગી કે: "પરમાત્માની કૃપાથી અને તમારા જેવાં સતી માતાના આશીર્વાદથી તમારી આ દીન દુહિતા શારદા અદ્યાપિ સજીવન છે અને પતિના તિરસ્કારને પ્રાપ્ત થઇ તમારો આશ્રય શોધતી આ કાશીક્ષેત્રમાં આવી છે! કારણ કે, પુત્રીનો માતા વિના અન્ય કોઇ પણ આધાર હોતો નથી; પુત્રીનું સત્ય દૈવત માતા જ છે!"

"શાંત થા; મારી સુજ્ઞ થા સુશીલ સુતા, શાંત તથા! મારી પર્ણકુટીમાં તું સર્વથા નિર્ભય છે! આપણે નીરાંતે તારા સંકટનાં કારણોનો વિચાર કરીશું અને કરી શકાય તેવા સર્વ પ્રયત્નો કરીને તારા સંકટનિવારણના યોગ્ય ઉપાયને આદરીશું." સુભદ્રાએ શારદાને ઉચિત શબ્દોમાં આશ્વાસન આપ્યું.

શારદાને જીવતી જોઇને લક્ષ્મણના આનંદની પણ પરિસીમા થઇ હતી તેમ જ સુલોચનાના હરણની વાર્ત્તા પણ લક્ષ્મણના જાણવામાં હોવાથી સુલોચનાને શારદા સાથે જોતાં તેના મનમાં આશ્ચર્ય પણ થવા લાગ્યું હતું. તે શારદા તથા સુલોચનાના વૃત્તાન્તને જાણવામાટે અતિશય અધીર થઈ ગયો.

મધ્યાન્હભોજન પછી સુભદ્રા, શારદા, સુલોચના, કસ્તૂરબાઇ, જૂઠીબાઇ, ઇન્દુ અને લક્ષ્મણ આદિની ઉપરના ઓરડામાં એક સભા

ભરાઇ અને તેમાં શારદાએ પોતાના શિરપર વર્ષેલી સંકટવૃષ્ટિનો વૃત્તાન્ત આદિથી અંત પર્યન્ત કહી સંભળાવ્યો અને સુલોચનાએ પણ ત્યાર પછી પોતાની કર્મકથાનો વિસ્તાર કરી બતાવ્યો. માણેક-લાલની અવિચારશીલતા, ભ્રષ્ટ બુદ્ધિ તથા ક્રૂરતાની કથાના શ્રવણથી સુભદ્રા તથા લક્ષ્મણના હૃદયમાં અતિશય ખેદ થવા લાગ્યો અને ધર્માત્મા દસ્યુ શાર્દૂલરાજની ધર્મશીલતા તથા ભૂતદયાની વાર્ત્તા સાંભળીને તેઓ તેનાપર ધન્યવાદોની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યાં. છેવટે એ સભામાં શારદાપર આવેલા કલંકનું જ્યાં સુધી યોગ્ય યુક્તિપ્રયુક્તિથી નિવારણ ન થાય, ત્યાં સુધી તેના જીવિત હોવાની અને કાશીમાં આવીને સુભદ્રા સાથે વસવાની વાર્ત્તાને સર્વથા ગુપ્ત રાખવાનો અને એ વાર્ત્તાનો લેશમાત્ર પણ સ્ફોટ ન થવા દેવાનો દૃઢ નિશ્ચય કરવામાં આવ્યો અને શારદા પોતાની માતા સુભદ્રા, સખી સુલોચના તથા પુત્ર ઇન્દુના સમાગમમાં અને કાશીનાં પુરાતન પવિત્ર સ્થળોના નિરીક્ષણમાં આનંદથી પોતાના દિવસો વીતાડવા લાગી. આવી રીતે લગભગ પંદરથી સોળ દિવસનો સમય વીતી ગયો અને અચાનક મુંબઇથી રતનબાઇ તથા કપિંજલાએ મોકલેલા તારમાં એવા સમાચાર આવ્યા કે: "માણેકલાલ સાથેના ગુલાબના લગ્નના વાગ્દાનનો વિધિ થઇ ગયો છે અને લગ્નની તૈયારીઓ પણ ધામધૂમથી ચાલવા લાગી છે; કારણ કે, થોડા વખતમાં જ લગ્ન થવાનાં છે !" તારમાં આવેલા આ સમાચારથી સુભદ્રાના હૃદયમાં શારદાના શિરપર આવેલા કલંકના ભેદ વિશે એક પ્રકારનો વિલક્ષણ પ્રકાશ પડી ગયો અને તેથી તેણે રતન-બાઇ તથા કપિંજલાને માત્ર એટલું જ માર્મિક ઉત્તર આપી દીધું કે: "પરમાત્મા જે કરે છે તે સારામાટે જ કરે છે !" *

---

* જુઓ પ્રસ્તુત તૃતીય ખંડનું પ્રકરણ ૨ જું, 'લગ્નનો પ્રસ્તાવ' પૃષ્ઠ ૪૭ મું.

માણેકલાલના ગુલાબ સાથે થનારા લગ્નસંબંધના એ સમાચાર આવી ગયા પછી રાતે જ્યારે કસ્તૂરબાઇ, જૂઠીબાઇ, લક્ષ્મણ તથા ઇન્દુ ઇત્યાદિ નિદ્રાવશ થઇ ગયાં એટલે પછી સુભદ્રા, શારદા અને સુલોચના ઉપરના ઓરડામાં બેસીને એ વિશેનો વિચાર ચલાવવા લાગી.

પ્રારંભમાં સુભદ્રાએ શારદાને સંબોધીને કહ્યું કેઃ " શારદા, જ્યારથી રતનબાઇ તથા કપિંજલાનો આ તાર આવ્યો છે અને માણેકલાલના ગુલાબ સાથે થનારા લગ્નના સમાચાર મારા જાણવામાં આવ્યા છે, ત્યારથી મારા મનમાં જાણે શા કારણથી એવી પ્રબળ શંકા થવા માંડી છે કે તારાપર જે વ્યભિચારનો આરોપ મૂકવામાં આવ્યો છે, તેમાં અવશ્ય ભાગીરથીનો હસ્ત હોવો જોઇએ અને આ કુકૃત્ય તે રંડાએ એટલામાટેજ કરેલું હોવું જોઇએ કે જો કોઇ પણ ઉપાયથી શારદારૂપ કંટક તેમના માર્ગમાંથી સદાનેમાટે દૂર થઇ જાય, તો માણેકલાલને પોતાના પ્રપંચજાળમાં સપડાવવામાટેનો તેમનો માર્ગ નિષ્કંટક થાય અને જો માણેકલાલ વિધુર થતાં ગુલાબ સાથે તેનો શરીરસંબંધ થવાનો યોગ આવે, તો ગુલાબને યોગ્ય પતિ ઉપરાંત વિપુલ ધનસંપત્તિના સ્વામિત્વની પ્રાપ્તિ પણ થઇ શકવાથી તે માતા તથા પુત્રીના ભાગ્યની તારા મહત્ત્વાકાંક્ષાના ગગનમાં ચમકી જાય ! તારા પિતાનો જે વેળાયે પરલોકવાસ થયો, તે પૂર્વે જ લોકોમાં માણેકલાલ તથા ભાગીરથી વિશે અયોગ્ય ચર્ચા ચાલતી મારા સાંભળવામાં આવી હતી અને તારા પિતાના પરલોકવાસ પછી મારા કાશીપ્રયાણની વેળાયે માણેકલાલને ઉપદેશ આપતાં માર્મિકતાથી આ વાર્તા મેં જણાવી હતી, એનું તો તને સ્મરણ હોવું

જ જોઇએ. વિષયલોલુપા અને મહત્ત્વાકાંક્ષિણી વનિતાઓ આ સંસારમાં જે ન કરે તે થોડું છે. આવી દુષ્ટ સ્ત્રીઓની છળપ્રપંચશીલતા, ક્રૂરતા તથા નિર્દયતાનાં ઇતિહાસોમાં પણ આપણને અનેક પ્રમાણો મળી આવે છે એટલે જો આમ બન્યું હોય, તો તેમાં અધિકઆશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. હું નથી ધારતી કે મારો આ અભિપ્રાય સર્વથા અસત્ય હોય ! ”

“ ખરેખર જે હરામખોર હળવદિયા બળદેવે મારી પાસેથી અયોગ્ય સંબંધની યાચના કરી હતી અને પોતાની એ દુષ્ટતાપૂર્ણ ધારણામાં ફળીભૂત ન થવાથી મારાપર બીભત્સ પત્ર લખ્યું હતું; તે હરામખોર બળદેવ જે માળામાં ભાગીરથી રહેતી હતી તે જ માળામાં રહેતો હતો અને ભાગીરથીની ભલામણથી જ તેનો આપણા ગૃહમાં ઇન્દુના શિક્ષક તરીકે પ્રવેશ થયો હતો. ” શારદાએ કહ્યું.

“ આ ઘટના તો વળી મારા અભિપ્રાયને અધિક દૃઢ કરનારી છે. ” સુભદ્રાએ ગંભીરતાથી જણાવ્યું.

“ ધારો કે, જો એમ જ હોય, તો પણ તે રંડાઓ પોતાના પ્રપંચમાં સારી રીતે ફાવી ગઇ છે અને મારા સંસારસુખનો સર્વથા નાશ થઇ ગયો છે; માત્ર એટલું જ નહિ, પણ ગુલાબ મારા પતિની પત્ની થઇને મારા ગૃહરાજ્યની સ્વતંત્ર સત્તાધિકારિણી પણ થવાની છે; અર્થાત્ તે એક વાર પરણીને મારી સપત્ની થશે, તો પછીથી કદાચિત્ કોઇ દિવસ ભાગીરથીના પ્રપંચોનો ભેદ મારા પતિના જાણવામાં આવશે, તો પણ તેથી વિશેષ લાભ થવાની સંભાવના નથી; કારણ કે, મારા પતિ જેવા પ્રતિષ્ઠિત પુરુષ પોતાની પરણેતરને ઘરમાંથી કાઢી તો ન જ મૂકે, અને જ્યાં સુધી ગુલાબનો પગ ઘરમાંથી

ન ટળે ત્યાં સુધી મારામાટે સુખની ઘટિકા ન આવે, એ તો પ્રકટ જ છે." શારદાએ નિરાશા દર્શાવીને આ ઉદ્‌ગાર કાઢ્યા.

"શારદા, આમ ધારી લેવામાં તારી ભૂલ થાય છે; કારણ કે, જે પાણીવાળા પુરુષો હોય છે, તેમનો એ જ સ્વભાવ હોય છે કે તેઓ પોતે પૂર્ણ વ્યભિચારી હોય અને બીજા પણ અનેક પ્રકારના દુર્ગુણોના ઉપાસક હોય, છતાં પોતાની માતા, ભગિની, પત્ની કે પુત્રીના દુરાચારને લેશમાત્ર પણ સહન કરી શકતા નથી. મારી માન્યતા પ્રમાણે તારો પતિ માણેકલાલ પણ એવા જ પ્રકારનો પુરુષ છે. તું આવી સદ્‌ગુણવતી તથા ધર્મશીલા પત્ની હોવા છતાં અને તારા પ્રતાપે જ માણેકલાલના ભાગ્યનો ઉદય થયેલો હોવા છતાં માત્ર એક અસત્ય પત્રના કારણથી જ શંકાશીલ થઈને તે તારા અસ્તિત્વને મટાડવાના સાહસમાં પ્રવૃત્ત થયો હોય, તો શું ગુલાબ તથા ભાગીરથીની કુચેષ્ટાઓ પ્રત્યક્ષ તેના જોવામાં આવી જાય એટલે તે તેમને પોતાના ઘરમાંથી સદાને માટે દૂર કરવા જેટલું પાણી પણ ન બતાવી શકે ? પ્રશ્ન માત્ર એટલો જ છે કે, કોઈ પણ ઉપાયથી ગુલાબ તથા ભાગીરથીની દુષ્ટતા, ભ્રષ્ટતા તથા પાપિષ્ટતાનો માણેકલાલને સાક્ષાત્કાર કરાવી આપવો જોઈએ અને તે ઉપરાંત તારી નિર્દોષતા તથા શુદ્ધતાનો પણ તેના હૃદયમાં નિશ્ચય થવો જોઈએ." સુભદ્રાએ શારદાના વાદનો પ્રતિવાદ કરીને કહ્યું.

સુલોચનાને સંસારની લીલી સૂકીનો શારદા કરતાં અધિક અનુભવ હોવાથી સુભદ્રાના આ વિચારો તત્કાળ સુલોચનાના હૃદયમાં ઠસી ગયા અને તેથી તે વચ્ચે જ બોલી ઊઠી કેઃ " બા, તમારા આ વિચારો અક્ષરે અક્ષર સત્ય છે. જો ગુલાબ તથા ભાગીરથીની ભ્રષ્ટતાનો માણેકલાલભાઈને સાક્ષાત્કાર કરાવી આપવામાં આવે અને

તે સાથે શારદા બહેનની પવિત્રતા વિશે તેમના મનમાં નિશ્ચય થઇ જાય, તો પછી ગુલાબ તથા ભાગીરથીના ભાગ્યનો અસ્ત તથા શારદા બહેનના ભાગ્યનો ઉદય સત્વર જ થાય, એ સર્વથા નિર્વિવાદ છે. ”

“ પરંતુ મને તો તેઓ મરી ગયેલી જ માની બેઠા છે; માત્ર એટલું જ નહિ, પણ આપણે અહીં છીએ અને તેઓ ત્યાં છે, તો પછી ગુલાબ તથા ભાગીરથીની ભ્રષ્ટતાનો મારા પતિને સપ્રમાણ પરિચય થઇ જાય અને મારી શુદ્ધતા વિશે પણ તેમનો નિશ્ચય થાય, એ ઘટના સર્વથા અશક્ય નથી કે શું ? ” શારદાએ વળી પણ નિરાશામિશ્રિત શંકા દર્શાવી.

“ પુત્રી આમ સર્વથા નિરાશ ન થા અને આશાને હૃદયમાં સ્થાન આપ; ” સુભદ્રા શારદાના હૃદયને દૃઢાવતી અને આશ્વાસન આપતી કહેવા લાગીઃ “ પાપ એક એવો પદાર્થ છે કે તેનો ગમે ત્યારે પણ પ્રકાશ થાય વિના રહેતો જ નથી અને પુણ્ય એક એવો પદાર્થ છે કે તેનો અંતે અવશ્ય વિજય અને વિજય જ થાય છે. આ સિદ્ધાંત અનુસાર વિચાર કરીએ, તો પણ કોઇ દિવસ ગુલાબ તથા ભાગીરથીના દુષ્ટાચારનો ભેદ અવશ્ય માણેકલાલના જાણવામાં આવશે જ અને તે વેળાયે તારાપર કરેલા અત્યાચારમાટે તેના હૃદય-માં ભયંકર પશ્ચાત્તાપ પણ થશે; પરંતુ આ પરિણામ કદાચિત દીર્ઘ સમય પછી આવવાનો સંભવ છે અને જો આ પરિણામને સત્વર લાવી બતાવવું હોય, તો પ્રાકૃતિક નિયમ સાથે યોગ્ય માનવપ્રયત્નની આવશ્યકતા છે. જો કોઈ શુદ્ધચરિત્રા, બુદ્ધિમતી, કુટિલનીતિકુશલા અને મૃદુભાષિણી તરુણી સ્ત્રીનો ગુલાબની સહચરી અથવા વિશ્વાસ-પાત્ર પરિચારિકા તરીકે માણેકલાલના ગૃહમાં પ્રવેશ થાય અને તે

સ્ત્રી આપણી હિતૈષિણી તથા સર્વથા પરોપકારવૃત્તિથી જ આપણા લાભમાટે મથનારી હોય, તો તેના પ્રયત્નોથી અત્યંત અલ્પ કાળમાં જ યોગ્ય પરિણામ આવી જવાનો સંભવ છે. માત્ર એવી કોઇ સ્ત્રી આપણને મળવી જોઇએ અને પ્રયત્ન કરીશું, તો તે પણ મળી આવશે. ”

“પ્રયત્ન કરવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, શારદા બહેનના અનંત ઉપકારોના ભારથી દબાયલી આ દીન સુલોચના શારદા બહેનના કલ્યાણમાટે કોઇ પણ પ્રકારના ભયંકરથી પણ ભયંકર સંકટના ભારને પોતાના શિરપર ઉપાડી લેવાને તૈયાર છે; તો પછી આ કાર્ય તો એક સાધારણ કાર્ય છે અને તે સાધારણ પ્રયત્નથી જ પાર પડી જનાર છે.” સુલોચનાએ ગુલાબ તથા ભાગીરથીના ભ્રષ્ટાચારોના ભેદને પ્રકાશમાં લાવવાના કાર્યના ભારને પોતાના શિરપર ઉપાડી લેવાની ઇચ્છા દર્શાવી.

“ સુલોચના બહેન, તમારો જે વૃત્તાંત તમારા પોતાના મુખથી તથા મારી શારદાના મુખથી મારા સાંભળવામાં આવ્યો છે, તેથી મારો દૃઢ વિશ્વાસ બંધાયો છે કે તમો સંસારની લીલી સૂકીનો બહુ જ સારો અનુભવ ધરાવો છો, તમારા હૃદયમાં સંસારસુખની સ્પૃહા નથી અને તેથી સ્વાભાવિક જ તમો ધન તથા અન્ય સુખસાધનના લોભથી અલિપ્ત છો; માત્ર એટલું જ નહિ, પણ મારી શારદાને તમો માનની તથા પ્રત્યુપકારની દૃષ્ટિથી જોનારાં છો; એટલે જો આ કાર્યનાં સૂત્રોને તમો પોતાના હસ્તમાં લેશો, તો અવશ્ય યશસ્વિની થશો અને તમારા પ્રયત્નથી ગુલાબ તથા ભાગીરથીનાં પાપોનો પ્રકાશ થતાં મારી શારદાના સુખનો સમય સત્વર આવી લાગશે. પ્રથમ તો કસ્તૂરબાઇ કિંવા જૂઠીબાઇ—એ બેમાંની એક

બાઈ-ને આ કાર્ય સોંપવાનો મારો વિચાર હતો, પરંતુ તે બન્ને પ્રૌઢ વયની અને અશિક્ષિત અબળાઓ હોવાથી આ કાર્ય કસ્તૂરબાઇ અથવા તો જૂઠીબાઇના હાથે પાર પડી શકશે કે નહિ, એની મારા હૃદયમાં શંકા રહ્યા કરતી હતી; પણ તમોએ જ્યારે આ કાર્યને સિદ્ધ કરવાનું બીડું ઝડપ્યું છે, એટલે હવે એ કાર્યની સિદ્ધિનો પોણુસોળ આના મારા હૃદયમાં નિશ્ચય થઇ ગયો છે. તમને પૈસા ટકાની જે કાંઈ પણ સહાયતા જોઇશે, તે અહીંથી મળ્યા કરશે. ત્યાંના પ્રતિદિવસના સમાચાર તમો અમને પત્રદ્વારા જણાવતાં રહેજો અને જ્યારે યોગ્ય સમય આવે, ત્યારે તાર કરજો એટલે હું શારદા તથા ઇન્દુને લઇને ત્યાં આવી પહોંચીશ." સુભદ્રાએ સુલોચનાની ઇચ્છાનો તત્કાળ સ્વીકાર કરી લીધો અને તે સાથે જે સાધારણ સૂચના આપવાની હતી તે પણ આપી દીધી.

સુલોચનાએ કહ્યું કે: "ગુલાબ તથા ભાગીરથીનાં જે કાંઇ પણ છિદ્રો તમારા જાણવામાં હોય, તે સર્વ મને જણાવી દેજો એટલે તે છિદ્રોના આધારે તેમનાં અન્ય છિદ્રોને હું સરળતાથી શોધી કાઢીશ અને તેઓ અત્યારે સુખના જે શિખરપર ચઢી છે, ત્યાંથી તેમને એવી તો પછાડીશ કે તેમના ભૂકેભૂકાજ થઇ જશે. આપણા પક્ષમાં સત્ય હોવાથી આપણો વિજય અને તેમના પક્ષમાં પાપ હોવાથી તેમનો પરાજય અવશ્ય થવો જ જોઇએ; કારણ કે, જો એમ ન થાય, તો પરમેશ્વરનું પરમેશ્વરત્વ જ નષ્ટ થઈ જાય!"

"તમને યશ મળો અને તમારી વાણી ફળો!" એમ કહીને સુભદ્રા કહેવા લાગી કે: "સુલોચના બહેન, અત્યારે જ મુંબઇ જઇને શારદાને કોર્ટમાં ઊભી રાખી જો હું માણેકલાલપર ખૂનના પ્રયત્નનો આરોપ મૂકી ફરિયાદ નોંધાવું, તો માણેકલાલને ઝેર ખાઇને મરવાનો વખત આવી જાય અને લગ્ન લગ્નને ઠેકાણે રહી જાય; માત્ર એટલું જ

નહિ, પણ ગુલાબ તથા ભાગીરથીની સર્વ આશાઓ ધૂળમાં મળી જાય ! પરંતુ એમ કરવાથી મારી શારદાની પણ સુખવિષયક સર્વ આશાઓનો લય થઇ જાય, એટલામાટે એ માર્ગ મને ઉચિત જણાતો નથી. અર્થાત્ માણેકલાલના જીવનની હાનિ ન થાય અને મારી શારદા પણ સુખિની થાય; સર્પ મરી જાય અને લાકડી પણ ન તૂટે, એવા ઉપાયને યોજવાની જ અત્યારે આવશ્યકતા છે અને તેટલામાટે જ તમને આ અગાધ પરિશ્રમ આપવો પડે છે. જો તમારા પ્રયત્નથી મારી શારદાને ગયેલા સુખની પાછી પ્રાપ્તિ થશે, તો અમો તમારા પરિશ્રમનો તમને તમારી ઇચ્છા પ્રમાણે યોગ્ય બદલો વાળી આપીશું અને મરણપર્યન્ત તમારાં ઋણી રહીશું."

"બા, તમારે તો એમ જ માનવાનું છે કે જેવાં શારદા બહેન તમારાં પુત્રી છે તેવી જ હું પણ તમારી પુત્રી છું એટલે મારી બહેનના કલ્યાણમાટે હું જે કાંઇ પણ કરૂં, તે મારો ધર્મ છે અને બદલો લેવા જેવી વાત કશી છે જ નહિ. મારૂં અવશિષ્ટ આયુષ્ય શારદા બહેનની સેવા તથા સંગતિમાં વીતી જાય, તો તેને જ હું મારા પરિશ્રમોનો પૂરેપૂરો બદલો માની લઇશ. જ્યાં એક જીવની સગાઇ છે ત્યાં મારે બદલો મેળવીને કરવાનું શું હતું વારૂં ?" સુલોચનાએ હૃદયની ઉદારતાનો પરિચય કરાવ્યો.

"આવી પરિસ્થિતિમાં સર્વથા શુદ્ધ, નિષ્કલંક તથા નિસ્પૃહ જીવન વીતાડવું, એ યોગ પણ કોઇક ભાગ્યશાલિની અબળાના ભાગ્યમાં જ લખાયલો હોય છે અને એ યોગ તમારા ભાગ્યમાં વિધાતાએ લખ્યો છે, એટલામાટે તમો પૂજ્ય છો અને ધન્યવાદને પાત્ર છો !" સુભદ્રાએ સુલોચનાને તેની શુદ્ધતામાટે યોગ્ય ધન્યવાદ આપ્યો અને તે પછી કહ્યું કે: "પૂર્વજન્મના કોઇ પાપના યોગે આ જન્મમાં જો

કે તમને સુખની પ્રાપ્તિ થઈ નથી; પણ આ જન્મમાં તમો જે પુણ્ય કમાવી જાઓ છો, તેનું સુખકારક પરિણામ હવે પછીના જન્મમાં અવસ્ય તમને મળશે; અર્થાત્ તમારા પ્રયત્નો પરલોકસુખની પ્રાપ્તિ- માટેના તથા હવે પછીના અવતારને સુધારવામાટેના હોવાથી તમારૂં જીવન પણ ઉપયુક્ત અને ઉદ્દેશયુક્ત છે; નિરુપયોગી તથા ઉદ્દેશહીન નથી અને તેટલામાટે આવા નિરાશાજનક ઉદ્ગારો તમારે કાઢવાના નથી. તમારા પરિશ્રમોના બદલામાં જો તમને ધનની પ્રાપ્તિ થશે, તો તે ધનનો તમો પરોપકારનાં કાર્યોમાં વ્યય કરી શકશો અને પુણ્યને મેળવી શકશો. શું પરોપકાર અને પુણ્યપ્રાપ્તિ એ આપણા જીવનનો ઉદ્દેશ નથી? પરોપકારી મનુષ્યને એક જીવની સગાઇ નથી હોતી, કિન્તુ તેનાપર તો અનેક જીવોના કલ્યાણનો આધાર રહેલો હોય છે."

એના ઉત્તરમાં સુલોચનાએ કહ્યું કે: "પરોપકાર અને પુણ્ય- પ્રાપ્તિ કેવળ ધનથી જ કરી શકાય છે, એમ નથી; કિન્તુ તે તનથી, મનથી અને વાણીથી પણ કરી શકાય છે, એવો સર્વ ધર્મશાસ્ત્રોનો અચલ સિદ્ધાન્ત છે; કારણ કે, જો પરોપકાર અને પુણ્યપ્રાપ્તિ કેવળ ધનથી જ કરી શકાતાં હોત, તો તો પછી દરિદ્ર મનુષ્યોમાટે પરો- પકાર તથા પુણ્યપ્રાપ્તિનો માર્ગ સદાને માટે બંધ જ થઇ જાત! સારાંશ કે, જો મારાં તન, મન, તથા વાણીથી પણ મારાથી પરોપકાર કરી શકાય, તો તે પણ મારામાટે કાંઇ અલ્પસ્વલ્પ સદ્ભાગ્યની ઘટના નથી. વળી એક કે બીજા પ્રકારે વ્યાપારીમલ્લને ત્યાં મોકલીને પરમેશ્વરે મારા અંતકાળસુધીની મારી આજીવિકાનાં સાધનો મને આપી દીધાં છે અને તેટલામાટે હવે અધિક ધનને મેળવવાની મારા અંતઃકરણમાં આકાંક્ષા નથી. છતાં પણ મને મારા પરિશ્રમનો બદલો આપવાની જ તમારી ઇચ્છા હશે, તો વખત આવતાં તેનો વિચાર

કરી લેવાશે. અત્યારે તો નિર્ધારિત કાર્યમાં પ્રવૃત્ત થવું એ જ મારૂં ધ્યેય છે અને એ જ મારૂં ધર્મકર્મ છે ! ”

સુભદ્રાએ અત્યારે જ હવે આ વિષયને અધિક ચર્ચવાનું યોગ્ય ન ધાર્યું અને તેથી કહ્યું કેઃ “ ભલે જેવી તમારી ઇચ્છા. શારદાની સેવા તથા સંગતિમાં જ પોતાના આયુષ્યને વીતાડવાની તમારી આકાંક્ષા હશે, તો તે આકાંક્ષા પણ પૂરી થશે અને તમારા જેવી સતી સખીના સહવાસથી શારદા પણ ભાગ્યશાલિની મનાશે. ”

“ મારાં એવાં ભાગ્ય ક્યાંથી કે સુલોચના જેવી સાધ્વી સ્ત્રીના નિરંતર સમાગમનો લાભ મને મળ્યા કરે ! આમાં તો મારો જ વિશેષ લાભ છે. ” શારદાએ પોતાની યત્કિંચિત્તા દર્શાવી.

“ લાભ સદા પરસ્પર હોય છે, એટલે મને મહત્તા આપવાની આવશ્યકતા નથી. ” સુલોચનાએ એ સૂત્રતુલ્ય વાક્યથી એ વિષયની ચર્ચાનો અંત લાવી નાખ્યો.

હવે પ્રશ્ન એ આવીને ઊભો રહ્યો કે સુલોચનાએ મુંબઇ જવા-માટે કાશીથી ક્યારે પ્રયાણ કરવું અને મુંબઇમાં પહોંચ્યા પછી પોતાના કાર્યનો આરંભ કેવી રીતે કરવો. કેટલીક વાર સુધી એ વિષયનો ઊહાપોહ ચાલ્યા પછી એવો નિર્ણય કરવામાં આવ્યો કે, કાશીમાં લગભગ બીજા પંદર દિવસનો સમય વીતાડ્યા પછી સુલોચનાએ મુંબઇ જવામાટે પ્રયાણ કરવું, ત્યાં પ્રથમ કપિંજલા તથા રતનબાઇના આવાસમાં ઊતરવું, રતનબાઈ અથવા કપિંજલા દ્વારા ભાગીરથી તથા ગુલાબ સાથે પરિચય કરવો અને કોઇ પણ ઉપાયે માણેકલાલના ગૃહમાં પ્રવેશ કરીને ભાગીરથી તથા ગુલાબનાં સર્વ ગુપ્ત ભેદો તથા પાપકર્મોને જાણવાનો પ્રયત્ન આદરવો. ત્યાંના જાણવાયોગ્ય સકળ સમાચાર નિત્ય પત્રદ્વારા સુલોચનાએ જણાવવા

અને જ્યારે યોગ્ય સમય આવે, ત્યારે સુભદ્રા તથા શારદાને મુંબઇ બોલાવી લેવી. ત્યાર પછી જે કાંઈ કરવાનું હશે તે મુંબઇ જવા પછી નિશ્ચિત કરી શકાશે. આવા પ્રકારના નિર્ણયપર આવ્યા પછી એ મંત્રણાના આજના કાર્યનો અંત આવી ગયો અને ત્યાર પછી સુભદ્રા, શારદા તથા સુલોચના નિદ્રાદેવીની આરાધના કરવામાટે શય્યાશાયિની થઈ ગઈ.

શ્વેતવસ્ત્રપરિધાના સાધ્વી સુભદ્રાએ તેમ જ સુલોચનાએ, તે બન્ને વિધવા હોવાથી, ચટાઇઓપર જ શયન કર્યું; કારણ કે, હવે તેમની શય્યાઓ એ જ હતી અને શારદા ઈન્દુના પડખામાં નીચે જમીનપર પાથરેલા એક પાતળા ગાદલાપર એક બાજૂએ પડી રહી; કારણ કે, અત્યારે તેનો પણ સુખશય્યામાં પોઢવાનો અવસર ન હોતો.

પુનઃ એક સપ્તાહનો સમય વહી ગયો અને તેટલા સમયમાં કાંઇ પણ જાણવા યોગ્ય બનાવ ન બન્યો. એક સપ્તાહ વીતી જવા પછી અચાનક કાશીપુરીમાં એક મહાવિલક્ષણ સાધુનું આગમન થયું અને તેની એક અલૌકિક તથા અશ્રુતપૂર્વ ચેષ્ટા અથવા કૃતિની સમસ્ત કાશીપુરીમાં ગૃહ, હાટ, બજાર, ગલી, વાટ અને ઘાટ સર્વત્ર ચર્ચા ચાલવા લાગી. તે સાધુની અલૌકિક તથા અશ્રુતપૂર્વ ચેષ્ટા કિંવા કૃતિ એ હતી કે તે મધ્યાન્હસમયે સ્મશાનમાંના પોતાના નિવાસસ્થાનમાંથી પોતાના બે હાથોમાં બે બળતી મશાલો લઇને નગરમાં આવતો હતો, કોઇની પાસેથી કાંઇ માગતો નહોતો અને કેટલાક વિલક્ષણ ઉદ્‌ગારો કાઢતો સૂર્યાસ્ત થતાં સૂધીમાં પાછો સ્મશાનમાં ચાલ્યો જતો હતો. તેના ઉદ્‌ગારો જે ભાષામાં નીકળતા હતા, તે ભાષા કાશીમાં કોઇ સમજી શકતું ન હોતું અને તેથી તેના ઉદ્‌ગારોનો આશય પણ કોઈના જાણવામાં આવી શકતો ન હોતો. તે વિલક્ષણ સાધુની એ

વિલક્ષણ ચેષ્ટાની વાર્તા જ્યારે સુભદ્રા, શારદા તથા સુલોચનાના જાણવામાં આવી એટલે તેમના મનમાં પણ કુતૂહલ થવાથી તેઓ પણ તે સાધુને જોવામાટે આતુર થઇ ગઇ. તે સાધુ જો કે મધ્યાન્હ સમયે નગરમાં તો આવતો હતો, પરંતુ કઇ વેળાયે ગામના કયા ભાગમાં તે આવશે અને ક્યાં ક્યાં ફરીને ક્યાંથી ચાલ્યો જશે, એનો કશો નિશ્ચય ન હોવાથી સુભદ્રાએ સ્મશાનમાંથી નગરમાં આવવાનો જે માર્ગ હતો ત્યાં જઇને ઊભા રહેવાનો અને ત્યારપછી તેની ચેષ્ટાને જોતાં તેની પાછળ પાછળ નગરમાં આવવાનો વિચાર કર્યો. સુભદ્રાએ પોતાનો આ વિચાર શારદા તથા સુલોચનાને જણાવ્યો અને તેમને તેનો એ વિચાર યોગ્ય લાગવાથી બીજે દિવસે સવારમાં દશ વાગે જ ઇન્દુને સંભાળવાનું કાર્ય કસ્તૂરબાઇ તથા જૂહીબાઇને સોંપીને લક્ષ્મણ-ને સાથે લઈ સુભદ્રા, શારદા તથા સુલોચના કાશીપુરીના સ્મશાન ભણી જવાને ગૃહમાંથી રવાના થઈ. વાતોમાં ને વાતોમાં માર્ગ ક્યાં કપાઇ ગયો, એનું પણ તેમને ભાન ન રહ્યું અને મણિકર્ણિકા ઘાટથી દક્ષિણ–પશ્ચિમ દિશામાં આવેલી ‘ ચિતાઘાટ ’ નામથી ઓળખાતી કાશીની સ્મશાનભૂમિની સીમામાં તેઓ આવી પહોંચી અને ત્યાં ઊભી રહી ગઇ; કારણ કે, કાશીના સ્મશાનમાંથી નગરમાં જવામાટે નીકળેલાં મનુષ્યો બહુધા એ જ માર્ગથી નગરમાં જતાં હતાં એ સુભદ્રા સારી રીતે જાણતી હતી અને તેથી જ તેણે તે અદ્ભુત સાધુના દર્શનમાટે એ સ્થાનમાં ઊભા રહેવાનું યોગ્ય ધાર્યું હતું.



# પ્રકરણ ૯ મું

## વિયોગભૂમિ કે સંયોગભૂમિ ?



કાશીનગર જેમ અન્ય નગરો સમાન એક સાધારણ નગર નથી; કિન્તુ તેમાં જેમ પ્રાચીનતા, ઐતિહાસિકતા અને પવિત્રતા આદિ મહત્ત્વદર્શક અનેક વિશિષ્ટતાઓ રહેલી છે; તે જ પ્રમાણે કાશી ક્ષેત્રની સ્મશાનભુમિ પણ અન્ય સ્થળોમાંની સ્મશાનભૂમિઓ સમાન સાધારણ સ્મશાનભુમિ નથી; કિન્તુ તેમાં પણ અન્ય સ્મશાનભૂમિઓ કરતાં ઐતિહાસિક અને ધાર્મિક અનેક પ્રકારની વિશિષ્ટતાઓ રહેલી છે. જો કે, મરણ શરીરની પ્રકૃતિ હોવાથી એટલે કે, જેનો જન્મ થયો હોય, તેનું મરણ થવાનું જ છે, એ એક ત્રિકાલાબાધ્ય નિયમ હોવાથી મરણને સ્વીકાર્યા વિના તો કોઇનો છૂટકો થતો જ નથી: છતાં પણ માયાની એક એવી વિલક્ષણતા છે કે વાળ પાકીને ધોળા થયા હોય, દાંત પડી ગયા હોય, હાથ અને પગોમાં કંપ થતો હોય નેત્રોની નિરીક્ષણશકિત મંદ પડી ગઇ હોય, જઠરાગ્નિની મંદતા સીમાનું ઉલ્લંઘન કરી ગઈ હોય, લાકડીના આધાર વિના ચાલી શકાતું ન હોય અથવા તો શય્યામાંથી ઉઠવા જેટલી પણ શક્તિ રહી ન હોય; તો પણ મનુષ્ય તુચ્છ જીવનની આશાને ત્યાગીને મરણને શરણ થવાની ઇચ્છા દર્શાવતાં નથી, મરણના નામ માત્રથી જ ભયભીત થઇ જાય છે અને તેથી જે સ્મશાનભૂમિમાં મરણપશ્ચાત્ એક વાર જવું જ પડે છે, તે સ્મશાનભૂમિના નામનું શ્રવણ કિંવા સ્મરણ માત્ર પણ મનુષ્યના દુર્બલ મનને કંપાયમાન કરી નાખે છે! મનુષ્યના શરીરમાંથી પ્રાણવાયુ કિંવા ચેતન નીકળી જતાં જો કે ચેતનસૃષ્ટિ સાથે

તો તેનો વિયોગ થઈ જાય છે; છતાં તેના મૃત જડશરીરનો લોપ થયેલો ન હોવાથી તે વિયોગ તે સંપૂર્ણ વિયોગ મનાતો નથી; અર્થાત જ્યારે તે મૃતશરીરને સ્મશાનભૂમિમાં લઇ જઇને ચિતામાં મૂકી બાળીને ભસ્મીભૂત કરી દેવામાં આવે છે, ત્યારે જ તે મનુષ્ય સાથે આ સંસારનો અથવા તો આ સંસાર સાથે તે મનુષ્યનો સંપૂર્ણ વિયોગ કિંવા શાશ્વત વિયોગ થયેલો મનાય છે અને તેથી જ સ્મશાનભૂમિને વિયોગભૂમિના એક અન્ય સાર્થક નામથી પણ ઓળખવામાં આવે છે. પરંતુ કાશીક્ષેત્રમાં એથી સર્વથા વિરુદ્ધ માન્યતા કિંવા વિરુદ્ધ ભાવના પ્રચલિત છે; કારણ કે, હિન્દુધર્મશાસ્ત્રોમાં ધર્મની દૃષ્ટિથી કાશીનું માહાત્મ્ય અગાધ હોવાથી હિન્દુઓની સાધારણતઃ એવી દૃઢ શ્રદ્ધા અથવા દૃઢ માન્યતા થયેલી છે કે જે મહાભાગ્યશાલી મનુષ્યનું કાશીક્ષેત્રમાં મરણ થાય છે, તેનાં જન્મ મરણ આદિ બંધનો સદાને માટે તૂટી જાય છે અને તેનો આત્મા મોક્ષપદનો અધિકારી થાય છે. અર્થાત્ કાશીક્ષેત્રની સ્મશાનભૂમિમાં જેનું શરીર ભસ્મીભૂત થાય છે, તેનો પરમાત્મા સાથે શાશ્વત સંયોગ થાય છે અને તેથી કાશીની સ્મશાનભૂમિ તે વિયોગભૂમિ નહિ, કિન્તુ સંયોગભૂમિ જ મનાય છે. કાશીક્ષેત્ર તથા કાશીની સ્મશાનભૂમિ વિશે સનાતન આર્યધર્માવલંબી જનોની આવી માન્યતા હોવાથી અનેક સાધુ, સંન્યાસી, વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલાં સાધારણ સ્થિતિનાં તથા ધનાઢ્ય સ્ત્રીપુરુષો તેમજ રાજા અને રાણીઓ મરણપશ્ચાત્ મોક્ષને કિંવા પરમાત્માના સંયોગને પ્રાપ્ત કરવાની આશાથી પોતાના આયુષ્યના અંતિમ દિવસો કાશીક્ષેત્રમાં વીતાડીને ત્યાં દેહને ત્યાગવામાટે જ આવીને વસે છે. આ કારણથી જ કાશીની પ્રજાનો અર્ધ કિંવા એક તૃતીયાંશ ભાગ ભારતવર્ષના અન્ય ભાગોમાંથી ત્યાં આવી વસેલાં મનુષ્યોનો છે, એવું અનુમાન કરાય છે.

ઈ. સ. ૧૯૧૦ ની મનુષ્યગણનાના સમયમાં કાશીનગર તથા છાવણી ( Cantonement ) માં મળીને ૨૧૯૪૬૭ મનુષ્ય હતાં; તેમાંના ૧૧૫૦૬૨ પુરુષ તથા ૧૦૪૪૦૫ સ્ત્રીઓ હતી. એમાંથી ૧૬૮૬૯૧ હિન્દુ, ૪૯૪૦૫ મુસલ્માન, ૧૨૦૬ ક્રિશ્ચિયન્સ્, ૧૦૯ જૈન, ૫૨ સિખ્ખ, ૨ યહૂદી, ૧ બૌદ્ધ અને ૧ પારસી, હતાં. એમાં પણ વળી ૨૫૦૦૦ તો કેવળ બ્રાહ્મણો જ હતા. એ મનુષ્યગણના અનુસાર કાશીનગર સમસ્ત ભારતવર્ષમાં છઠ્ઠા નંબરનું અને પશ્ચિમોત્તર પ્રદેશમાં પહેલા નંબરનું શહેર ગણાયું છે. આ આંકડાને જોતાં એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે કાશીનગરમાં અત્યારે પણ કેવળ સનાતન આર્યધર્માવલંબીઓની જ સંખ્યા અન્ય નાનાવિધધર્મીય લોકો કરતાં અધિક છે અને તેનું કારણ કાશીક્ષેત્રના ધાર્મિક મહત્ત્વ વિના બીજું કોઇ પણ નથી. કાશીનગરની મનુષ્યસંખ્યા સ્વાભાવિક જ વિશેષ હોવાથી અને તેમાં પણ વળી ત્યાં દેહને ત્યાગવાના ઉદ્દેશથી જ આવી વસેલાં સ્ત્રીપુરુષોની સંખ્યા કાંઇક વધારે હોવાથી કાશીનગરનું મરણપ્રમાણ પણ કાંઇક વધારે જ હોય છે અને તેથી કાશીની સ્મશાનભૂમિ જ્યારે પણ જુઓ ત્યારે જાગતી અને જાગતી જ આપણા જોવામાં આવ્યા કરે છે અને એટલામાટે કેટલાકો એને ગાંધર્વસ્મશાન પણ કહે છે.

સુભદ્રા, શારદા, સુલોચના તથા લક્ષ્મણ ત્યાં કેટલીક વાર સુધી તે વિલક્ષણ સાધુના આવવાની વાટ જોતાં ઊભાં રહ્યાં, પરંતુ લગભગ એક કલાક થઇ જવા છતાં પણ તે ન આવ્યો એટલે પછી તેમણે સ્મશાનમાં પ્રવેશ કર્યો અને તે સાધુના નિવાસસ્થાનને શોધતાં તેઓ આગળ વધવા લાગ્યાં. ત્યાં પોતાના મૃત પતિની ચિતામાં પ્રવેશ કરી જીવતી જ બળીને સતી થયેલી સ્ત્રીઓ તથા તેમના

પતિઓનાં સ્મૃતિચિન્હરૂપ જેમણે એક બીજાના હાથ પકડેલા છે એવાં પુરુષ તથા સ્ત્રીઓની અનેક પાષાણપ્રતિમાઓ વિસ્તરેલી હતી; ચિતાભાગના ઉપરિભાગમાં 'રાજવલ્લભ શિવાલય' નામક એક પુરાતન અને સુન્દર શિવમંદિર તેની ચારે તરફના ચાર બુર્જવડે શોભી રહ્યું હતું અને મંદિરથી પશ્ચિમે અડધી બનેલી તથા ટૂટેલી ઉમરાવગિરિની પાળ ગંગાના તીરે જેવામાં આવતી હતી. ચારેક ચિતાઓ ભયંકરતાથી પ્રકટેલી અને મૃત દેહોને ભીષણતાથી ભક્ષ કરતી હતી અને કેટલાક લોકોમાં ત્યાં શબના અંગુષ્ઠને (જમણા પગના અંગૂઠાને) અગ્નિનો સ્પર્શ કરાવીને શબને ગંગાના પ્રવાહમાં પધરાવી દેવાની રૂઢિ હોવાથી તેવી રીતે ગંગામાં પધારાવેલાં બે ત્રણ શબો ગંગાના પ્રવાહમાં તરતાં દેખાતાં હતાં. સંસારની ક્ષણભંગુરતાનો ભાસ કરાવવામાટે આ દશ્ય પૂર્ણ સમર્થ હતું. સ્મશાનભૂમિના એક ખૂણામાં એક પર્ણકુટી સમાન ગૃહ જેવામાં આવતું હતું અને તેમાં એ સ્મશાનભૂમિના વંશપરંપરાના અધિકારી ચાંડાલનું નિવાસસ્થાન હતું કે જેને ત્યાં અત્યારની ભાષામાં 'ડોમ' ના નામથી ઓળખવામાં આવે છે. કાશીના સ્મશાનની એવી રૂઢિ છે કે, ત્યાં ચિતાને પ્રજળાવવામાટેનો અગ્નિ એ 'ડોમ' ના ઘરમાંથી જ લાવવામાં આવે છે અને પ્રત્યેક શબનો તે બાંધી અપાયલો કર વસૂલ કરે છે. કેટલાક ધનાઢ્ય ગૃહસ્થો અને રાજા મહારાજાઓનાં મૃત શરીરોને જ્યારે ત્યાં બાળવામાટે લાવવામાં આવે છે, તે વેળાએ 'ડોમ'ને સેંકડો અને હજારો રૂપિયા એક જ શબના મળી જાય છે અને તેથી કાશીના સ્મશાનનો અધિકારી 'ડોમ' એટલો બધો ધનાઢ્ય થઇ પડ્યો છે કે આજે તેની ભારતવર્ષના કોટિપતિઓમાં ગણના કરાય છે અને તેણે વ્યાપારમાં પોતાની પુંજીને રોકેલી હોવાથી કેટલેક

સ્થળે તેની પેઢીઓ પણ ચાલે છે. તે 'ડોમ'ના ઘરને જોઇને સુભદ્રા ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી શારદાને સંબોધીને કહેવા લાગી કે:--

"શારદા, આ તે જ ચાંડાલનું ગૃહ છે કે એક સમયમાં અયોધ્યાના સૂર્યવંશીય અને એકવચનશીલ વિશ્વવિખ્યાત મહારાજા હરિશ્ચન્દ્ર જેને ત્યાં દાસત્વ સ્વીકારીને રહ્યા હતા અને આ તે જ સ્મશાનભૂમિ છે કે જે સ્મશાનભૂમિની રક્ષાનું કાર્ય તેમને સોંપાયું હતું, જ્યાં તે પ્રાતઃસ્મરણીય પુરુષ મૃત મનુષ્યના કરની એક એક પૈસાની આવક પોતાના સ્વામીને આપતા હતા અને મૃત મનુષ્ય પાછળ અપાતા અન્નના દાનથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. આ તે જ સ્મશાનભૂમિ છે કે જ્યાં હરિશ્ચંદ્ર રાજાની રાણી સાધ્વી શૈબ્યા* પોતાના મૃત પુત્ર રોહિતાશ્વના શબને બાળવામાટે આવી હતી અને તેની પાસે ચાંડાલનો કર આપવામાટેનો એક પૈસો ન હોવાથી હરિશ્ચંદ્રે સેવકધર્મના વિચારથી પુત્રના શબને પણ બાળવા દીધું ન હોતું અને રાણી શબ્યાના શિરપર કાશીરાજના કુમારના વધનો

---

*ગુજરાતી ભાષામાં રાજા હરિશ્ચંદ્રના ચરિત્ર વિષયક જેટલાં પણ આખ્યાન આખ્યાયિકા, કથા અને નાટક ઈત્યાદિ લખાયાં-રચાયાં-છે, તે સર્વમાં રાજા હરિશ્ચંદ્રની રાણીનું 'તારામતી' નામ આપેલું છે અને તેના પુત્રને રોહિદાસ નામથી ઓળખાવેલો છે; પરંતુ સંસ્કૃત ગ્રંથોમાં તેની રાણીનું 'શૈબ્યા' નામ છે અને તેના પુત્રનું નામ 'રોહિતાશ્વ' છે એટલે અહીં પણ એ શુદ્ધ નામોનો જ પ્રયોગ કરવામાં આવ્યો છે. કદાચિત્ 'તારામતી' અને રોહિદાસ' નામો પણ સત્ય હશે, છતાં એ વિશે તેમજ 'શૈબ્યા' તથા 'રોહિતાશ્વ' નામો વિશે અધિક ઊહાપોહ કરીને ઉભય નામોમાંથી ક્યાં નામોને સત્ય તરીકે સ્વીકારવાં કે પછી ઉભયને સત્ય માની લેવાં, એનો એક નિશ્ચય થવાની આવશ્યક્તા છે.

આરોપ આવવાથી ચાંડાલ સ્વામીની આજ્ઞાથી રાજા હરિશ્ચંદ્ર પોતાની પ્રાણેશ્વરીનો વધ કરી નાખવાને પણ તૈયાર થયા હતા. તે સમયના ચાંડાલ વીરબાહુના વંશજ અદ્યાપિ આ સ્મશાનના અધિકારી છે અને આ સ્મશાનની કમાણીથી જ તેમણે પોતાની ધનસંપત્તિને કુબેરના ભંડાર તુલ્ય વધારી છે. જેમનાં ગૃહમાં સુશીલ સ્ત્રી કિંવા પુરુષનું મરણ થાય છે, તેમનાં ગૃહ સ્મશાનતુલ્ય થઇ જાય છે અને આ સ્મશાનવાસી ચાંડાલના ગૃહમાં અન્ય જનોનાં મરણથી દિવસાનુદિવસ વૈભવની વૃદ્ધિ થતી જાય છે. જે અન્યના શોકનો વિષય છે, તે આ ચાંડાલના આનંદનો વિષય જણાય છે; હું નથી સમજી શકતી કે, આ ઇશ્વરનો કેવા પ્રકારનો ન્યાય છે!"

"સંસારમાં આવી પરસ્પરવિરુદ્ધ અનેક ઘટનાઓ દૃષ્ટિગોચર થતી હોવાથી જ **અમરયોગીન્દ્ર ભર્તૃહરિ*** જેવા સિદ્ધ પુરુષો પણ એમ જ કહી ગયા છે કે, '**न जाने संसार: किममृतमय: किं विषमय:**' અર્થાત્ આ સંસાર સુધામય છે કે વિષમય છે, એ જાણી શકાતું જ નથી." **શારદાએ** કહ્યું.

સુભદ્રા તથા **શારદાનો** આવા પ્રકારનો તાત્ત્વિક વાર્તાલાપ ચાલતો હતો એટલામાં તે સ્મશાનના અધિકારીનો પંદરેક વર્ષના વયનો પુત્ર તેમને સામેથી આવતો દેખાયો. તે ચાંડાલપુત્રે સુંદર વસ્ત્રો તથા મૂલ્યવાન્ અલંકારો ધારણ કરેલાં હતાં અને જાણે તે સ્મશાનભૂમિમાં નહિ, પણ કોઇ લગ્નમંડપમાં જ વિહાર કરતો

---

* અમર યોગીન્દ્ર ભર્તૃહરિની જીવનકથા વાંચવી હોય તો વાંચો **'નારાયણ ગદ્યગંગા'** નામક ગ્રંથના પ્રથમ તરંગમાંનો **'અમર યોગીન્દ્ર ભર્તૃહરિ'** શીર્ષક લેખ.

હોયની! એવા આનંદની છટા તેના મુખમંડળમાં વિસ્તરી રહી હતી. તે જયારે નિકટમાં આવ્યો એટલે સુભદ્રાએ તેને પૂછ્યું કેઃ "ભાઇ, આ સ્મશાનમાં એક વિલક્ષણ સાધુ આવ્યો છે તે કયાં રહે છે?"

"પેલો ધોળે દિવસે બે હાથોમાં બે બળતી મશાલો લઇને નગરમાં ફરવા નીકળે છે તે ગાંડો સાધુ તો નહિ?" ચાંડાલ-પુત્રે પૂછ્યું.

"હા, તે જ સાધુ." સુભદ્રાએ કહ્યું.

"તે સાધુ તો આ સ્મશાનના છેક પેલા ખૂણામાં એક શાલ્મલી-વૃક્ષની નીચે ધૂણી જગાવીને પડયો રહે છે અને કોઇની સાથે કાંઇ વાતચીત પણ કરતો નથી એટલે તેની પાસે કોઇ જતું નથી. જો કોઇ કાંઇ આપવા જાય છે, તો તેને તે ધુત્કારી કાઢે છે. તે બજારમાં જાય છે, ત્યારે મશાલમાં બાળવામાટે એક લોટામાં તેલ લેતો આવે છે અને પોતાના પૈસા આપીને ખાવાનું પણ કાંઇક ખરીદી લાવે છે. બનારસના લોકો, અરે કેટલાક વૃદ્ધ પુરુષો પણ એમ જ કહે છે કે છેલ્લાં સો વર્ષના કાલાવધિમાં તો આવો વિલક્ષણ એક પણ સાધુ બનારસમાં દેખાયો નથી અને ભવિષ્યમાં દેખાય ત્યારે ખરો. તમો તે સાધુના દર્શનમાટે આવ્યાં હશો અને કાંઇક તેને આપવામાટે પણ લાવ્યાં હશો; પણ તમારી એ આશા પૂરી થવાની નથી. જે લાવ્યાં હો, તે બીજા કોઇ ભિક્ષુક અથવા સાધુઓને આપી દો અને પાછાં ઘેર ચાલ્યાં જાઓ." આમ કહીને તે ચાંડાલપુત્ર ત્યાંથી નગરભણી જવાને ચાલતો થઇ ગયો અને સુભદ્રા, શારદા, સુલો-ચના તથા લક્ષ્મણ તે શાલ્મલીવૃક્ષ તરફ જવાને ત્યાંથી આગળ વધ્યાં.

સ્મશાનભૂમિના છેક પેલી બાજૂના દૂરના એક ખૂણામાં એક શાલ્મલીવૃક્ષ વિસ્તરેલું હતું. બહુધા શાલ્મલીવૃક્ષની ત્રણ શાખાઓ હોય છે અને તે જૂદી જૂદી ત્રણ બાજૂએથી નીકળે છે આ શાલ્મલી-વૃક્ષની શાખાઓ પણ એ જ નિયમાનુસાર નીકળેલી હોવાથી ત્યાં એક સ્વયંભૂ ગૃહ જ બની રહ્યું હતું અને એ ગંગાતીરસ્થ સ્મશાનભૂમિ-ગત શાલ્મલીવૃક્ષરૂપ પ્રાકૃતિક ગૃહમાં પેલો અદ્દભુત સાધુ મશાલોમાં તેલ પૂરતો બેઠેલો હોવાથી તે નગરમાં જવાની તૈયારી કરતો હોવો જોઇએ, એવો સ્પષ્ટ ભાસ થતો હતો. તે સાધુના શિરોભાગમાં વિશાળ જટાનો વિસ્તાર થયેલો હતો, દાઢી છાતી સૂધી વધેલી હતી અને તેની સાથે તેની લાંબી મૂછોનું સંમેલન થવાથી તેના હોઠ બિલ્કુલ દેખાતા ન હોતા; તે દીર્ઘકાય, ઉન્નતવક્ષ, તીવ્રદૃષ્ટિ તથા ઉગ્રપ્રકૃતિ પુરુષ હતો: કારણ કે, તેની મુખાકૃતિ તથા તેની દૃષ્ટિમાં પણ તેના સ્વભાવની ઉગ્રતાનાં ચિન્હો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતાં હતાં. તેના શરીરપર અધોભાગમાં એક કૌપીન તથા ઊર્ધ્વ ભાગમાં એક મુક્ત વસ્ત્ર એવી રીતે બે વસ્ત્રો જ હતાં અને તે કાષાય હતાં. તેની પાસે એક ઝોળી પડેલી હતી અને તેમાં કેટલીક વસ્તુઓ હોય એમ તે ઝોળીના ભરાવથી જણાતું હતું. સાધુની ધૂણીમાં મંદમંદ અગ્નિ પ્રજળ્યા કરતો હતો અને સાધુ પોતે મશાલમાં તેલ પૂરતો મનમાં ને મનમાં કાંઇક બબડતો હતો. તે સાધુની આવી પરિસ્થિતિને જોઇને તેના દર્શનથી પોતાના કૌતુકને શમાવવામાટે આવેલી સુભદ્રા, શારદા તથા સુલો-ચનાએ તેને નગરમાં જેની વિલક્ષણ ચેષ્ટાની સર્વત્ર ચર્ચા ચાલી રહી હતી તે અદ્દભુત સાધુ તરીકે તત્કાળ ઓળખી લીધો.

સુભદ્રાએ હસ્તદ્વય જોડી નમ્રતાથી તે સાધુને ઉદ્દેશીને હિંદી ભાષામાં કહ્યું કે: "મહાત્મન્, હમ આપકે દર્શનસે હમારે નેત્રોંકો

પવિત્ર કરનેકો યહાં આઇ હયે ઔર આપસે કુછ પ્રશ્નોત્તર કરનેકી ભી હમારી ઇચ્છા હય."

સાધુએ પોતાના મસ્તકને ઊંચું કરીને પ્રથમ સુભદ્રાના મુખનું તથા ત્યાર પછી શારદા અને સુલોચનાના મુખનું અવલોકન કર્યું અને ત્યાર પછી જાણે તે કોઇ ગત વાર્તાનું સ્મરણ કરતો હોયની તદ્વત્ કેટલીક વાર સુધી વિચાર કરીને બોલ્યો કે: "માતા, તમો ગુજરાત દેશનાં નિવાસી હોવાથી તમારી ભાષા ગુજરાતી હોવા છતાં હિન્દી ભાષા શામાટે બોલો છો વારૂ ?"

"મહારાજ, આ પ્રદેશની ભાષા હિન્દી અથવા હિન્દુસ્તાની છે અને અહીંનાં લોકો ગુજરાતી ભાષા બોલી કે સમજી શકતાં નથી, તેથી અમારે પણ ગુજરાતીને બદલે અહીં હિન્દી ભાષાથી જ વ્યવહાર ચલાવવો પડે છે. આપે અમારાં વસ્ત્રોથી અમને ગુજરાતી સ્ત્રીઓ તરીકે ઓળખી લીધી છે; માત્ર એટલું જ નહિ, પણ આપ શુદ્ધ ગુજરાતી ભાષા બોલી શકો છો, એથી સ્પષ્ટ જણાય છે કે, કાં તો આપની જન્મભૂમિ ગુજરાત હોવી જોઇએ અને કાં તો પોતાના આયુષ્યનો દીર્ઘ સમય આપે ગુજરાતમાં વીતાડેલો હોવો જોઇએ. અમોએ તો એમ સાંભળ્યું હતું કે, આપ કોઇની સાથે કશી વાતચીત કરતા નથી, કોઇના પાસેથી કાંઇ લેતા નથી અને જો કોઇ અહીં આવે છે, તો તેને તિરસ્કાર કરીને અહીંથી કાઢી મૂકો છો; પણ અમને તો તેથી સર્વથા આપનો વિરુદ્ધ અનુભવ મળ્યો છે; કારણ કે, અમારી સાથે વાર્તાલાપ કરવાની ઉદારતા આપે દર્શાવી છે અને તેથી અમો અમારાં અહોભાગ્ય માનીએ છીએ." સુભદ્રાએ અતિશય વિનીત ભાવથી કહ્યું.

જે વેળાયે સુભદ્રા આ પ્રમાણે બોલતી હતી, તે વેળાયે તે સાધુનાં શ્રવણો સુભદ્રાના ભાષણના શ્રવણમાં તલ્લીન હતાં, પરંતુ તેનાં નેત્રો તો શારદા તથા સુલોચનાનાં મુખમંડળોનું જ સ્થિરતાથી અવલોકન કર્યા કરતાં હતાં. સુભદ્રાના અંતિમ વાક્યની સમાપ્તિ થતાં જ તે સાધુ ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "દેવી, આપની કલ્પના કેટલેક અંશે સત્ય છે; કારણ કે, હું જો કે ગુજરાતમાં જન્મ્યો નથી, છતાં મારો દેશ ગુજરાતના નિકટમાં જ છે અને મારી જન્મભાષા જો કે કચ્છી છે, પરંતુ અમારા કચ્છમાં પણ લખવાની અને ભણવાની ભાષા તો ગુજરાતી જ છે અને તેથી જો હું ગુજરાતી ભાષા બોલી શકતો હોઉં, તો તે સ્વાભાવિક જ છે. ગુજરાતમાં પણ મેં પ્રવાસ તો કરેલો છે અને તેથી ગુજરાતીઓની રૂઢિરીતિઓ પણ મારાથી સર્વથા અજ્ઞાત નથી. હું કોઇની સાથે કશો પણ વાર્ત્તાલાપ કરતો નથી, કોઇની પાસેથી કાંઇ લેતો નથી અને જો કોઇ અહીં આવે છે, તો તેનો તિરસ્કાર કરીને તેને હું અહીંથી કાઢી મૂકું છું, એ જે તમારા સાંભળવામાં આવ્યું છે તે અક્ષરશઃ સત્ય છે; કારણ કે, હું જે ઉદ્દેશમાટે સાધુ થયો છું અને જે વસ્તુને શોધવામાટે સમસ્ત ભારતવર્ષમાં પ્રવાસ કરવાના વ્રતને મેં સ્વીકાર્યું છે, તે ઉદ્દેશની જ્યાં સુધી સફળતા ન થાય અને મારી ઇચ્છિત વસ્તુ મને ન મળે, ત્યાં સુધી કોઇની સાથે વાર્ત્તાલાપ ન કરવાની મેં દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે અને હું જાતિનો રાજપૂત હોવાથી તથા ઉદર ભરવાના કે ધન-પ્રાપ્તિના ઉદ્દેશવાળી મારી સાધુતા ન હોવાથી હું કોઇના દાનનો સ્વીકાર નથી કરતો. આ કારણથી જ હું જે કોઇ પણ મારી પાસે આવે છે તેને તિરસ્કારપૂર્વક અહીંથી હાંકી કાઢું છું. પરંતુ કોણ જાણે શા કારણથી આજે તમારો તિરસ્કાર કરવાની મારી હિમ્મત

ચાલી શકી નહિ અને તેથી પરમાત્માની આજ્ઞાથીજ જાણે હું તમારી સાથે બોલતો હોઉં ને, તેવી રીતે જ અત્યારે હું તમારી સાથેના વાર્તાલાપમાં પ્રવૃત્ત થયો છું; આજે મારી પ્રતિજ્ઞાનો ભંગ થઇ ગયો છે."

"ત્યારે સાધુ થવામાં આપનો શો ઉદ્દેશ સમાયલો છે અને કઇ વસ્તુને શોધવામાટે આપે ભારતવર્ષના પ્રવાસના વ્રતને સ્વીકાર્યું છે, તે જો અડચણ ન હોય, તો કૃપા કરીને આ સેવિકાને જણાવશો?" સુભદ્રાએ વાર્તાલાપને આગળ લંબાવીને કહ્યું.

સાધુએ શાલ્મલીવૃક્ષની એક શાખાપર લટકતી એક ગોદડીને ઉતારીને ત્યાં પાથરી દીધી અને તેપર તે ત્રણે આગંતુક અબળાઓને આદરપૂર્વક બેસાડીને કહ્યું કે: "શ્રીમતી સતી સાધ્વી, હું મારા જીવનના છેલ્લા દિવસો કરાચીમાં નોકરી કરીને વીતાડતો હતો અને મારી પત્ની તથા એક તરુણ વિધવા પુત્રી સાથે સંસારના સુખને ભોગવતો હતો, એવામાં બનાવ એવો બન્યો કે, અમારાં અન્નદાત્રી સ્વામિની અને તેમનાં મુંબઇથી આવેલાં એક સખી સાથે મારી તે સુશીલ તથા ધર્મનિષ્ઠ પુત્રી પણ હવાબંદર નામક સ્થળે ફરવાને ગઇ હતી, ત્યાંથી કોઇ દુષ્ટો તેને હરીને લઇ ગયા હતા અને તેનો આજસુધી મને ક્યાંય પત્તો મળી શક્યો નથી. પુત્રીના વિયોગથી તેની રુગ્ણ માતાનો અલ્પ સમયમાં જ સ્વર્ગવાસ થઇ ગયો અને તેથી તો વળી મારા હૃદયમાં વૈરનો અગ્નિ વિશેષ પ્રબળતાથી ચમકી ઉઠ્યો. પુત્રીના હરણ તથા પત્નીના મરણથી મારા સંસારસુખનો લોપ થતાં મેં આ સાધુતાનો સ્વીકાર કરી લીધો છે અને મારી તે ખોવાયલી પુત્રીને શોધવામાટે હું ભારતવર્ષનાં સમસ્ત નગર તથા ગ્રામો અને અરણ્યોમાં પ્રવાસ કર્યા કરૂં છું. પ્રથમ મારા મનમાં આશા હતી કે, મારી પુત્રી નિર્દોષ તથા ધર્મશીલા હોવાથી પરમાત્મા અવશ્ય તેની સાથે મારો મેળાપ કરાવી

આપશેઃ કારણ કે, ન્યાયમૂર્તિ પરમેશ્વર નિરપરાધીને કદાપિ અન્યાય આપતો જ નથી; પરંતુ જ્યારે દીર્ઘકાળ પર્યન્ત મારી પુત્રીનો મને ક્યાંય પત્તો ન મળ્યો અને તેના જીવન કે મરણના સમાચાર પણ મારા સાંભળવામાં ન આવ્યા, એટલે પછી મારી એવી ભાવના થઇ ગઈ કે, આજકાલ આ વિશ્વમાં કલિયુગની સત્તા હોવાથી ઇશ્વરનો ન્યાય કાં તો ક્યાંક ખોવાઇ ગયો છે અને કાં તો અન્યાયના ભયથી ક્યાંક લપાઇ છુપાઇને પોતાના દિવસો વીતાડે છે. અર્થાત્ આવી ભાવનાથી મારી પુત્રીને શોધવાના પ્રયત્ન સાથે મેં ઇશ્વરના ન્યાયને શોધવાના પ્રયત્નનો પણ છેલ્લા બે મહિનાથી આરંભ કરી દીધો છે; માત્ર એટલુંજ નહિ, પણ આજકાલ વિશ્વમાં જ્યાં જુઓ ત્યાં અસત્ય, અનાચાર, અત્યાચાર, વ્યભિચાર, પરધનાપહાર તથા અસદ્વ્યવહારરૂપ અંધકારનો જ અધિકાર તથા વિસ્તાર હોવાથી હું ઇશ્વરના તે ન્યાયને મશાલ સળગાવીને જ શોધ્યા કરૂં છું. મારી આ ચેષ્ટાને લોકો જો કે ઉન્માદના નામથી ઓળખે છે, પણ હું તેમની એ ચેષ્ટાને ઉન્માદના નામથી ઓળખું છું. હવે આમાં ઉન્માદ કોનો છે, એનો નિર્ણય તમારે જ કરી લેવાનો છે.”

જે વેળાયે સાધુ સંક્ષેપમાં પોતાનો એ વૃત્તાન્ત વર્ણવતો હતો, તે વેળાયે શારદા તથા સુલોચના પોતપોતામાં અતિશય મંદ સ્વરથી કાંઇક વાર્ત્તાલાપ કરતી હતી અને તેના વૃત્તાન્તને પણ સાંભળ્યા કરતી હતી. જ્યારે તેના વૃત્તાન્તની સમાપ્તિ થઇ એટલે શારદાએ સુભદ્રાના કાનમાં કાંઇક કહ્યું અને ત્યારપછી સુભદ્રાએ તે સાધુને પૂછ્યું કેઃ “મહારાજ, ત્યારે આપનું નામ દેવજીભાઇ અને આપ પોતાની જે પુત્રીને શોધવામાટે નીકળ્યા છો તે આપની પુત્રીનું નામ સુલોચના છે કે નહિ ?”

આગળ એ તો જણાવેલું જ કે, સાધુ સુલોચના અને શારદાને સ્થિર દૃષ્ટિથી જોયા કરતો હતો અને તેવામાં સુભદ્રાના મુખમાંથી આ પ્રશ્ન નીકળ્યો એટલે તે હવે સુલોચના તથા શારદાને વિશેષ વિસ્ફારિત નયનોથી જોવા લાગ્યો અને અલ્પ સમયમાં જ જાણે તે કોઇ પ્રકારના નિશ્ચયથી આનંદમાં આવી ગયો હોયની! એવી છટા તેના મુખમંડળમાં વિલસતી દૃષ્ટિગોચર થવા લાગી. તેણે પ્રથમ તો ધૂણીમાંના અગ્નિને અધિક પ્રજાળ્યો અને ત્યારપછી એ મશાલને તથા પોતાનાં કાષાય વસ્ત્રોને તેમાં નાખી ભસ્મીભૂત કરી દીધાં. આ કાર્યની સમાપ્તિ થતાં તે અત્યંત ગંભીર સ્વરથી સુભદ્રાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "માતા, મારો તો ઘણીવારથી નિશ્ચય થઇ ગયો હતો કે, આ મારી એક માત્ર આશારૂપિણી સુતા સુલોચના છે અને આ અમારાં શેઠાણી કપિંજલાબાઈનાં સખી શારદાબાઇ છે; પરંતુ કદાચિત્ મારી ભૂલ થતી હોય તો ? આવી શંકાનો મનમાં આવિર્ભાવ થવાથી મેં અધીર ન થતાં તમને મારો વૃત્તાંત કહી સંભળાવ્યો; કારણ કે, જો આ સુલોચના તથા શારદા બ્હેન જ હશે, તો મારો વૃત્તાન્ત સાંભળીને અવશ્ય પોતાનો પરિચય આપશે, એવી મારી ધારણા હતી અને મારી એ ધારણા અંતે સત્ય સિદ્ધ થઈ છે. આજે મારો ઉદ્દેશ સફળ થયો છે, મારા વ્રતની સમાપ્તિ થઇ છે અને મારી ઇચ્છિત વસ્તુ મને મળી ગઇ છે એટલે આ મશાલ તથા કાષાય વસ્ત્રોને આ બળતા અગ્નિમાં નાખીને મેં ભસ્મીભૂત કરી નાખ્યાં છે. છતાં અદ્યાપિ મારે એટલું જાણવાનું છે કે, મારી પુત્રી સુલોચના શુદ્ધ રહી છે કે કોઇ પાપિષ્ઠોની દુષ્ટતાનો ભોગ થઇને ભ્રષ્ટ થઇ ચૂકી છે. જો ભ્રષ્ટ થઇ હશે, તો એને હું સ્પર્શ કરવાનો નથી, કિન્તુ એનો ઘાત કરીને ત્યાર પછી હું પણ આનંદથી મરણને

સ્વીકારી લઇશ. જો મારી પુત્રી શુદ્ધ રહી હશે, તો એક વાર એને મારા ગળે વળગાડીને હું મારા અવતારને ધન્ય કરીશ અને જો દુષ્ટ જનોએ એનું હરણ કરીને એને ભ્રષ્ટ કરવાની નિંદ્ય ચેષ્ટા કરી હશે, તેમને નરકાલયમાં પહોંચાડીને જ હું શાંત થઇશ!"

"મારા પૂજ્ય પિતાજી, જે દુષ્ટ જનો મને હરી ગયા હતા, તેમણે મારી શુદ્ધતાને સંહારવાના જો કે પોતાથી કરી શકાય તેટલા પ્રયત્નો કર્યા હતા, પરંતુ પરમાત્માની કૃપાથી, આપના આશીર્વાદથી અને મારા ભાગ્યની પ્રબળતાથી તેઓ પોતાના નીચ પ્રયત્નોમાં કોઇ પણ રીતે ફાવ્યા નથી અને અત્યારસુધી તો આપની આ પ્રાણાધિકા પ્રિય પુત્રી સુલોચના સર્વ પ્રકારે શુદ્ધ અને નિષ્કલંક રહી શકી છે. મારી ભાવના શુદ્ધ છે અને મારા હૃદયમાં નીચ વિકારનો અધિકાર થયો નથી, એટલે પરમાત્મા ભવિષ્યમાં પણ મારા સતીત્વની રક્ષા અવશ્ય કરતો રહેશે, એવો મારો દૃઢ નિશ્ચય છે અને તેથી મારા વિશે આપ લેશમાત્ર પણ ચિન્તા રાખશો નહિ. હવે કૃપા કરીને આપ અમારી સાથે અમારા નિવાસસ્થાનમાં પધારો. ત્યાં હું મારો સવિસ્તર વૃત્તાંત આપને સંભળાવીશ અને તે સાંભળ્યા પછી મારાપર અત્યાચાર કરનાર દુષ્ટાત્માઓ પાસેથી વૈરનો બદલો કેવી રીતે લેવો, એનો આપણે શાંતિથી વિચાર કરીશું. અત્યારે અને આ પળેજ અધિક આવેશને ધારણ કરી લેવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, ઊતાવળે આંબા પાકતા નથી." સુલોચનાએ પોતાના પિતાના હૃદયમાં બળતી વૈરજ્વાળાને યોગ્ય શબ્દરૂપ જલસિંચનથી શાંત કરવાનો પ્રયત્ન કરીને કહ્યું.

દેવજીએ પોતાની ઝોળીમાંથી પોતાનાં મૂળ વસ્ત્રોને કાઢીને શરીરપર ધારણ કરી લીધાં અને ઝોળીમાં પૈસા ટકા હતા તે પણ

પછેડીમાં બાંધીને પછેડીને કમ્મરે વીંટાળી લીધી. ત્યારપછી ઝોળીને પણ બળતા અગ્નિમાં પધરાવીને તે સુલોચના સાથે સુભદ્રાના આવાસમાં જવામાટે તૈયાર થયો.

સુલોચનાએ કહ્યું કે: "કાશીની સ્મશાનભૂમિને તે મૃત મનુષ્યના આત્માનો પરમાત્માસાથે સંયોગ કરાવનારી ભૂમિ હોવાથી કેટલાક જનો એને 'સંયોગભૂમિ' ના નામથી ઓળખે છે અને ખરેખર આજે મારામાટે પણ કાશીની આ સ્મશાનભૂમિ સંયોગભૂમિ જ થઇ પડી છે; કારણ કે, પિતા પણ પરમાત્માનો એક અંશ છે અને તે પિતાનો આ સ્મશાનભૂમિમાં જ સંયોગ થયો છે, તો પછી હું આ ભૂમિને સંયોગભૂમિ શામાટે ન માનું વારૂ?"

અસ્તુ: આવી રીતે સ્મશાનભૂમિમાં પિતાપુત્રીસંમેલન નાટકની સમાપ્તિ થતાં સુભદ્રા, શારદા, સુલોચના, દેવજી અને લક્ષ્મણ ઇત્યાદિ ત્યાંથી નીકળીને લગભગ બપોર પછી દોઢ કે બે વાગ્યાના શુમારે પાછાં ઘેર આવી પહોંચ્યાં. પ્રથમ ત્યાં દેવજીને ભોજનથી તૃપ્ત કરવામાં આવ્યો અને ત્યાર પછી સુલોચનાએ પોતાનો જે વૃત્તાન્ત શારદાને કહી સંભળાવ્યો હતો, તે જ વૃત્તાન્ત પોતાના પિતાને પણ કહી સંભળાવ્યો અને તે શાંતિથી સાંભળી લીધા પછી દેવજીએ ભીષણ પ્રતિજ્ઞા કરીને ભીષણ સ્વર તથા ભીષણ ભાવથી કહ્યું કે:—

"આ ક્ષણથી મારી એ જ પ્રતિજ્ઞા છે કે, દામોદરના દુષ્ટ ભ્રાતા નાદિરશાહ તથા તેના બે સાથીઓ ઇસાખાન તથા મૂસાખાનના રક્તનું હું પાન નહિ કરૂં, ત્યાં સુધી મારા જીવનને મરણ તુલ્ય જ માનીશ. સુલોચના, તું જે દિવસે મુંબઇ જવાને નીકળીશ, તે દિવસે જ હું પણ અહીંથી તારી સાથે જ રવાના થઇને

કરાચી જઇશ અને ત્યાં તે ત્રણે પિશાચોની હત્યા કરીને, જો નહિ પકડાઉં, તો, મુંબઇમાં આવીને તને મળીશ અને જો દુર્ભાગ્યવશાત્ પકડાઇ જઇશ, તો આનંદથી ફાંસીને લાકડે લટકી જઇશ! અર્થાત્ હવે આપણે બધાં પાછાં મળીશું કે નહિ, એનો આધાર આપણાં ભાગ્યપર હોવાથી એ વિશે નિશ્ચયાત્મક કાંઇ પણ કહી શકાય તેમ નથી અને તેટલામાટે આપણા આ સંમેલનને અત્યારે તો આપણે અંતિમ સંમેલન જ માની લેવાનું છે. કોઇએ એ તો અવશ્ય અક્ષરશઃ સત્ય જ કહ્યું છે કેઃ—

' ગનીમત માન ઇસ મિલ બયઠનેકો;
જુદાઇકી ઘડી સરપર ખડી હય ! "

પુનઃ એક સમાહનો કાળ જોતજોતાંમાં ચાલ્યો ગયો અને સુલોચનાના મુંબઇપ્રયાણ તથા દેવજીના કરાચીપ્રયાણનો દિવસ પણ આવી લાગ્યો. સુલોચનાએ પોતાનાં ઘરેણાં તથા રોકડ સુભદ્રા તથા શારદાને સંભાળવામાટે સોંપી દીધાં અને સુભદ્રાએ બસેં રૂપિયા સુલોચનાને રેલભાડા તથા મુંબઇમાંના ખર્ચમાટે આપ્યા તથા એક સો રૂપિયાની દેવજીને આવશ્યકતા હોવાથી તેટલી રકમ દેવજીને પણ આપી. દેવજીને જો કે સુભદ્રા તથા શારદાએ વૈરના પ્રતિશોધની ખટપટમાં ન પડવાનો અને કાશીમાં શાંત જીવન વીતાડવાનો બહુ ઉપદેશ આપ્યો હતો, પરંતુ તે ઉપદેશ પ્રમાણે વર્ત્તવાની દેવજીની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવાથી અંતે તેમણે તેને ન છૂટકે જ કરાચી જવાની અનુમતિ આપી હતી. સુલોચના મુંબઇ આવવાની છે, તો તેનો યોગ્ય સત્કાર કરજો, એ પ્રમાણેનું પત્ર સુભદ્રાએ પ્રથમથી જ કપિંજલાપર લખી નાખ્યું હતું અને તે ઉપરાંત એક કાગળ લખીને તેણે સુલોચનાને પણ આપ્યો અને તે સાથે એટલી ભલામણ

પણ કરી દીધી કે: "હાલ તરત શારદાના અસ્તિત્વનો અને તેના કાશીનિવાસનો ભેદ રતનબાઇ તથા કપિંજલાને પણ જણાવશો નહિ; જ્યારે સમય આવશે, ત્યારે જોઇ લેવાશે." સુભદ્રા, શારદા, ઈન્દુ તથા લક્ષ્મણ સુલોચના તથા દેવજીને વળાવવામાટે મુગલસરાય જંક્શન્ સુધી ગયાં અને ત્યાંથી ટ્રેન ઉપડયા પછી પાછાં કાશીમાંના પોતાના નિવાસસ્થાનમાં આવ્યાં. શારદા તથા સુલોચના ઉભયનાં નેત્રોમાં વિયોગની વેળાયે અશ્રુ આવી ગયાં હતાં, એ અહીં નવેસરથી કહેવા કે લખવાની આવશ્યકતા નથી. ખરેખર શત્રુનો સંયોગ જેટલો દુઃખદાયક થઇ પડે છે, તેટલો જ મિત્રનો વિયોગ પણ દુઃખદાયક થઇ પડે છે,* એમ જે કહેવામાં આવે છે, તે અસત્ય તો નથી જ; છતાં પણ પ્રસંગની એટલી બધી મહત્તા હોય છે કે, મિત્રના વિયોગ તથા તજ્જન્ય વેદનાને કેટલીક વાર ઇચ્છાપૂર્વક સ્વીકારી લેવી પડે છે. અસ્તુ: ચાલો ત્યારે હવે આપણે પણ સુલોચનાની સાથે મુંબઇમાં પહોંચી જઇએ અને આપણાં ત્યાંનાં કેટલાંક પાત્રોની શી શી પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેનું અવલોકન કરીએ.



---

* "शत्रुर्दहति संयोगे वियोग मित्रमप्यहो ।
उभयोर्दुःखदायित्वं को भेदः शत्रुमित्रयाः ॥"

અર્થાત્ "શત્રુના સંયોગથી દુઃખ થાય છે અને મિત્રના વિયોગથી દુઃખની પ્રાપ્તિ થાય છે; ઉભયનું દુઃખદાયિત્વ સમાન હોવાથી શત્રુ તથા મિત્રમાં ભેદ શો વારૂ ?"

# પ્રકરણ ૧૦ મું

## ગુલાબની મર્મવેદના



"બાઈ સાહેબ, પરમાત્માની પરિપૂર્ણ કૃપાથી આપને શેઠ માણેકલાલ જેવા સ્વરૂપસુંદર, તરુણ, સ્નેહશીલ, સુશિક્ષિત, ધનાઢ્ય તથા નામાંકિત પતિદેવની પ્રાપ્તિ થઇ છે; અતુલ ધનસંપત્તિ તથા આ રાજભવન તુલ્ય આગારનાં આપ સત્તાધિકારિણી સ્વામિની થયાં છો; આપના લગ્નસમારંભને હજી બહુ જ અલ્પ સમય થયો છે અને પતિદેવના પ્રેમને આકર્ષવામાટે પરમકૃપાળુ પરમેશ્વરે આપને મનોહર તારુણ્ય, લલિત લાવણ્ય, હૃદયવેધક હાવભાવ, સ્નેહમાધુર્ય, સુધા વાણી તથા વિદ્યા આદિ સમસ્ત યોગ્ય સાધનોનો ભંડાર આપી દીધો છે અને આપના શ્રીમુખમાંના પડતા બોલને ઝીલી લેવામાટે નિરંતર મારા જેવી દાસીઓ તથા દાસો તત્પર રહ્યાં કરે છે; છતાં પણ આપ નિરંતર ચિન્તા, વિચાર અને અનુશોચનામાં જ નિમગ્ન રહ્યાં કરો છો, એ જોઇને મારા હૃદયમાં અત્યંત આશ્ચર્ય થયા કરે છે. હું જ્યારથી આપની એક આજ્ઞાધીન અનુચરા અથવા દાસિ થઇને આપના આ આવાસમાં આવી છું, ત્યારથી આપના મુખમંડળમાં આનન્દ કિંવા પ્રફુલ્લતાની છટા મારા જેવામાં આવી નથી તેમ જ આવા તારુણ્યના વસન્તકાળમાં આપ એક નવોઢા નારી હોવાથી આપના શ્રીમુખમાંથી જે શ્રૃંગારિક ભાવમય ઉદ્દગારો નીકળવા જોઇએ તેને બદલે આપના મુખમાંથી એક વૃદ્ધા નારી સમાન સર્વથા ગાંભીર્ય-મય તથા શાંત ઉદ્દગારો જ નીકળતા સંભળાય છે, એથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે કે, આપના હૃદયમાં અવશ્ય કોઇ એક પ્રકારના ગુપ્ત

શોક કિંવા ચિન્તાનો આઘાત અવ્યાહત થતો હોવો જોઇએ. જો એમ ન હોય, તો આપની આવી વિપરીત અવસ્થા થાય જ નહિ. એક સમવયસ્કા અને સમભાવા સ્ત્રી અન્ય સ્ત્રીના અંતઃકરણની અવસ્થાને તત્કાળ જાણી લે છે, એ તો આપ પણ જાણો જ છો એટલે આપની આ અવસ્થા જો મારા જાણવામાં આવી જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. માત્ર આપનો મારામાં વિશ્વાસ ન બંધાયો હોય અને આપ જાણી જોઇને પોતાના અંતઃકરણની વાર્તા મને ન જણાવો તો તે એક જૂદી વાત છે."

સુલોચનાને મુંબઇમાં આવ્યાને લગભગ વીસ દિવસ થઇ ગયા હતા અને રતનબાઈ તથા કપિંજલાના આગ્રહથી તેનો માણેકલાલના ગૃહમાં ગુલાબની એક પરિચારિકા કિંવા સહચરી તરીકે આજે પંદર દિવસથી પ્રવેશ થઇ ચૂક્યો હતો. પ્રથમ રતનબાઇ તથા કપિંજલા સુલોચનાના મુંબઇમાં આવવાના આંતરિક કારણને જાણતી ન હોવાથી તેમણે તેને પોતાની સાથે જ રહેવાનો તથા શાંતિથી આયુષ્ય વીતાડવાનો આગ્રહ કર્યો હતો; પરંતુ અમુક કારણવશાત્ સુલોચનાએ માણેકલાલના ગૃહમાં નોકરી મેળવી આપવામાટેનો તેમને આગ્રહ કરવાથી તેમણે માણેકલાલ, ભાગીરથી તથા ગુલાબ આગળ સુલોચનાની અત્યંત પ્રશંસા કરીને તેને ખાવું પીવું અને પંદર રૂપિયાના પગારથી ત્યાં નોકરી અપાવી દીધી હતી, અને નોકરીમાં દાખલ થયા પછી સુલોચના માણેકલાલના બંગલામાં નીચેના ભાગમાં તેને અપાયલી એક કોટડીમાં જ રહેતી હતી. ગુલાબ જ્યારે પણ એકલી હોય, ત્યારે તેની ઇચ્છા અનુસાર તેની પાસે બેસવું, તેને ધર્મશાસ્ત્રની વાતો સંભળાવવી, તે ક્યાંય બહાર જવાની હોય, તો તેની સાથે બહાર જવું અને તેનાં વસ્ત્રો ઇત્યાદિની યોગ્ય વ્યવ-

સ્થા રાખવી, એ કાર્યો સુલોચનાને સોંપાયલાં હતાં અને સુલોચના એક શાંત, ગંભીર તથા મળતાવડા સ્વભાવની સુશીલ સ્ત્રી હોવાથી બે ચાર દિવસમાં જ ગુલાબના હૃદયને તેણે પોતાપ્રતિ એટલી સીમા પર્યન્ત આકર્ષી લીધું હતું કે, ગુલાબ તેને પોતાની અનુચરા કિંવા પરિચારિકા નહિ, પણ પોતાની એક હિતૈષિણી ભગિની તરીકે જ માનવા લાગી હતી. પરસ્પર મૈત્રીની વૃદ્ધિ થતાં ગુલાબ તથા સુલોચનાનો સખીભાવ પણ વધવા માંડયો હતો અને તેથી દિવસાનુદિવસ તેમની અકારણ મર્યાદા તથા સંકોચબુદ્ધિની સ્વાભાવિક જ ન્યૂનતા થતી જતી હતી. આજે ગુલાબ તથા સુલોચના નિશાભોજન કર્યા પછી ઉપરના વિશાળ કક્ષમાં વાર્તાલાપ કરતી બેઠી હતી અને આવો પ્રસંગ સુલોચનાને આ પ્રથમ વાર જ મળેલો હોવાથી ગુલાબની ચિંતાના કારણને જાણી લેવાના ઉદ્દેશથી તેણે પ્રસ્તુત પ્રકરણના આરંભમાં આપેલાં વાક્યો અત્યંત નમ્રતાથી ઉચ્ચાર્યાં અને ત્યાર પછી ગુલાબના ઉત્તરની તે આતુર હૃદયથી પ્રતીક્ષા કરવા લાગી.

ગુલાબ કેટલીક વાર સુધી તો કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ખુરશીમાં પડી રહી અને તેના મુખમંડળને જોતાં તે કોઈ ગહન વિચારમાં તલ્લીન થયેલી હોવી જોઈએ, એમ કોચપર બેઠેલી સુલોચનાના જાણવામાં આવી ગયું. કેટલીક વાર પછી ગુલાબ અત્યંત કરુણોત્પાદક સ્વરથી અને દીન મુદ્રાથી કહેવા લાગી કે: " સખી સુલોચના, તારી આજની શંકાનું મારે યોગ્ય તથા સત્ય ઉત્તર આપીને સમાધાન કરવું કે ન કરવું, એનો મારાથી નિશ્ચય કરી શકાતો નથી. મારા હૃદયમાં એક પ્રકારના અનિવાર્ય શોકાગ્નિની ભયાનક જ્વાળા ભડકી રહી છે, એ તો નિર્વિવાદ છે; પરંતુ મારી અવસ્થા ' સાંપે ગળી છછૂંદરી, ખાય તો મરે અને મૂકે તો આંધળો થાય '

એ પ્રમાણેની હોવાથી મારી એ મર્મવેદના મારે કોઇને જણાવવી કે ન જણાવવી, એ એક ભયંકર પ્રશ્ન છે. ઘણીક વાર મારા મનમાં એવી ઇચ્છા થયા કરે છે કે, જો કોઇ વિશ્વાસપાત્ર સખી હોય, તો તેને હું મારી આ મર્મવેદના જણાવી દઉં અને હૃદયના ભારને ઓછો કરૂં; કારણ કે, કેટલાક ગ્રંથોમાં મેં એમ વાંચેલું છે કે પોતાની કોઇ હિતેચ્છુ અને વિશ્વાસભાજન વ્યક્તિને અંતરની વેદના જણાવી દેવાથી તે વેદનામાં બહુ જ ન્યૂનતા થઇ જાય છે અને તેથી તેનું વિશેષ અનિષ્ટ પરિણામ આવતું અટકી જાય છે; પરંતુ આ આગારમાં કેવળ મારા જ હિતને ઇચ્છનાર અને મારા જ સુખમાં પોતાનું સુખ માનનાર કોઇ પણ મનુષ્ય ન હોવાથી મારા એ દુઃખની કથા હું કોઇને સંભળાવી શકતી નથી અને તેથી દિવસે દિવસે મારા એ આભ્યંતર શોકની વૃદ્ધિ થવાથી મારૂં જીવન મને નિઃસાર તથા નીરસ ભાસતું જાય છે; મારી સુખવિષયક સર્વ આશાઓનો તથા લાલસાઓનો લય થતો જાય છે! તારા અલ્પ સમયના સમાગમથી તારામાં મારો જેટલો વિશ્વાસ બંધાયો છે, તેટલા વિશ્વાસના પરિણામે તને અત્યારે તો હું માત્ર એટલું જ જણાવું છું કે, તું મને જેટલી ભાગ્યશાલિની તથા સુખિની ધારે છે, તેટલી હું ભાગ્યશાલિની તથા સુખિની નથી; અરે જો સત્ય કહું તો હું એક મહાદુર્ભાગિની તથા દુઃખિની અબળા છું અને તે પણ વળી એટલી સીમાપર્યન્ત કે, મારા જેવી અભાગિની તથા દુઃખિની અબળા આ સંસારમાં અન્ય કોઇ હશે કે નહિ, એની પણ મારા હૃદયમાં શંકા રહ્યા કરે છે!"

" શ્રીમતી............"

સુલોચના આ સંબોધનથી આરંભ કરીને આગળ બોલવા જતી હતી, એટલામાં ગુલાબે તેને બોલતી અટકાવીને વચ્ચે જ કહ્યું કેઃ

" સુલોચના, હું તને મારી એક સખી માનીને તુંકારાથી જ બોલાવું છું અને તેથી મારી એવી ઇચ્છા છે કે આજથી તુ પણ મારી સાથે વાર્ત્તાલાપ કરતી વેળાયે ' બાઇ સાહેબ ' ' શ્રીમતી ' અને ' શેઠાણી ' જેવા માનદર્શક શબ્દોનો પ્રયોગ ન કરે, તો વધારે સારૂં; કારણ કે, પ્રિયજનોનાં તુંકારાથી જેટલો આનન્દ મળે છે, તેટલો આનન્દ અન્ય સાધારણ જનોના અત્યંત માનદર્શક વિશેષણોથી ભરેલા અને મર્યાદાપૂર્ણ ભાષણના શ્રવણથી મળી શકતો નથી. "

" આપનું એ કથન જો કે સત્ય છે; છતાં પણ હું આપની એક પરિચારિકા હોવાથી આપને મારાથી તુંકારો ન આપી શકાય, એ સ્વાભાવિક જ છે; કારણ કે, 'તું' કહેતાં મારી જીભ ઉપડી જ ન શકે; છતાં આપનો આવો જ આગ્રહ છે અને મારામાં આપનો આટલો બધો સદ્ભાવ છે, તો હું આપને આવા એકાંત સંભાષણના પ્રસંગે માત્ર 'તમે' કહીને જ બોલાવીશ અને બીજાનાં દેખતાં તો જે શબ્દોનો પ્રયોગ કરાતો હશે, તે શબ્દોનો જ પ્રયોગ કરાશે. " સુલોચનાએ ઉચિત વિવેક દર્શાવ્યો.

" ભલે જેવી તારી ઇચ્છા. " એમ કહીને ગુલાબે તેને બોલવાની સૂચના આપતાં કહ્યું કેઃ " હં, ત્યારે તું શું બોલવા ઇચ્છતી હતી ? "

સુલોચનાએ વિનયથી કહેવા માંડયું કેઃ "ગુલાબ બહેન, તમારાં સ્વર્ગવાસિની સપત્ની શારદા દેવીનો મારામાં કેવો પ્રેમ અને કેવો વિશ્વાસ હતો, તેમની આજ્ઞાથી રતનબાઇ તથા કપિંજલાના કલ્યાણ-માટે મેં કેવા કેવા પ્રયત્નો કર્યા હતા અને અંતે તે પ્રયત્નોના પરિણામે મારા શિરપર કેવાં સંકટોની વૃષ્ટિ થઇ હતી અને તે સંકટમાંથી એક ધર્માત્મા દસ્યુના હસ્તે મારો કેવી રીતે ઉદ્ધાર થયો હતો, એ

સર્વ વૃત્તાન્ત તો મેં તમને કહી સંભળાવ્યો છે અને અહીં હું શારદા બહેનની સેવા કરવાના આશયથી જ આવી હતી, એ પણ તમે જાણો છો. પરંતુ શારદા બહેનનો સ્વર્ગવાસ થયેલો હોવાથી અને શારદા બહેનના સ્થાને તમો આવેલાં હોવાથી તમને જ શારદા બહેન માનીને તમારી તથા શારદા બહેનના પુત્ર ઇન્દુની બની શકે તેટલી સેવા કરીને મારા જીવનની સાર્થકતા કરવાના ઉદ્દેશથી જ હું તમારી નોકરીમાં રહેલી છું અને તેથી જો તમો મારા વચનમાં તથા મારા વર્ત્તનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખીને પોતાના દુઃખની સમસ્ત કથા મને સંભળાવશો, તો તેથી માત્ર તમારા હૃદયમાંનો દુઃખભાર ઓછો થશે; એટલું જ નહિ, પણ મારી બુદ્ધિ અનુસાર તે દુઃખના નિવારણનો હું તમને યોગ્ય ઉપાય પણ બતાવીશ અને તે દુઃખને દૂર કરવાનો આપણે આપણા સંયુક્ત બળથી પ્રયત્ન પણ કરીશું. મારો તમારા પ્રતિ આટલો બધો સદ્‌ભાવ હોવા છતાં પણ જો તમારો મારામાં યોગ્ય વિશ્વાસ ન બંધાય, તો તે મારા દુર્ભાગ્યની જ ઘટના કહી શકાય.”

સુલોચનાના આ શબ્દોથી ગુલાબના મનમાં તેના વિશે જે અલ્પ સ્વલ્પ સંશય હતો, તે પણ નીકળી ગયો અને સુલોચનામાં તેનો સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ ગયો. માત્ર તેણે પોતાના મનમાં એટલો નિશ્ચય કરી લીધો કે: ‘જો શારદા વિશે હું યોગ્ય લાગણી દર્શાવીશ અને શારદાના પુત્રના ભાવિ અકલ્યાણની વાર્ત્તાને મારા દુઃખની કથાસાથે મેળવી દઇશ, તો સુલોચના મારા તથા શારદાના પુત્રના કલ્યાણમાટે પોતાના પ્રાણનું બલિદાન આપવાને પણ તૈયાર થઇ જશે અને તેટલામાટે સુલોચનામાં વિશ્વાસ રાખતાં શારદાવિરુદ્ધ એક પણ શબ્દ મારા મુખમાંથી ન નીકળી જાય, એની મારે પૂરી સંભાળ

રાખવાની છે.' આવા પ્રકારનો મનમાં નિશ્ચય કરીને ગુલાબે વિલક્ષણ પ્રકારથી સુલોચનાને પોતાની મર્મવેદનાના ભેદને જણાવવાનો આરંભ કરીને પૂછ્યું કે: "સુલોચના, તું એક સુશિક્ષિતા, અનુભવિની તથા ચપળાની સર્વ ચેષ્ટાઓ તથા હૃદયભાવનાને તત્કાળ જાણી લેનારી ચંચળ નારી હોવા છતાં આ પંદર દિવસના કાલાવધિમાં મારા હૃદયમાં થતા શોકના આઘાતના કારણને તું લેશમાત્ર પણ જાણી નથી શકી કે શું? શું આ આગારામાં એટલા દિવસમાં એવી એક પણ ઘટના તારા જોવામાં નથી આવી કે જે ઘટનાના યોગે તારા હૃદયમાં મારી મર્મવેદનાના કારણનો અલ્પ આવિર્ભાવ પણ ન થાય?"

"આ આગારમાં જ તમારા શોકનું કારણ અસ્તિત્વ ધરાવતું હશે, એવી મારા મનમાં શંકા ન હોવાથી મેં તે કારણને અથવા તેવી કોઈ ઘટનાને સૂક્ષ્મ દૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કર્યો જ નથી અને તેથી જો તમારા દુ:ખના કારણની કલ્પનાનો મારા અંતઃકરણમાં આવિર્ભાવ ન થયો હોય, તો તે સ્વાભાવિક જ છે." સુલોચનાએ પોતાના અજ્ઞાનને દર્શાવીને ગુલાબના આભ્યંતર દુ:ખના વર્ણનનો ભાર ગુલાબના શિરપર જ નાખી દીધો.

સુલોચનાનું આ ઉત્તર સાંભળીને ગુલાબે પ્રશ્ન કર્યો કે: "સુલોચના, અત્યારે આ જ્યોત્સ્નામંડિતા મૃદુ યામિનીના રમણીય સમયમાં આ આગારની અગાસીમાં મારા પ્રાણેશના બાહુપાશમાં બદ્ધ થઈને પરિરંભણનો આસ્વાદ લેવાને બદલે હું આ કક્ષમાં શાંતિથી તારી સાથે વાર્ત્તાલાપ કરતી શોકાતુર અવસ્થામાં બેઠી છું, તેનું કારણ શું છે વારુ?"

"એનું કારણ તો એ જ છે કે, તમારા પતિદેવ તમને એ

સુખનો ઉપભોગ કરાવવામાટે અત્યારે આ આગારમાં નથી અને તેથી જ તમો અત્યારે મારી સાથે વાર્ત્તાલાપ કરતાં બેઠાં છો." સુલોચનાએ સરળ ઉત્તર આપ્યું.

"મારા પતિદેવ મને એ સુખનો ઉપભોગ કરાવવામાટે અત્યારે આ આગારમાં નથી અને તેથી જ હું અત્યારે તારી સાથે વાર્ત્તાલાપ કરતી બેઠી છું, એ તારૂં કથન સત્ય છે; પરંતુ એમાં પણ વળી પ્રશ્ન એ છે કે, અત્યારે તેઓ ક્યાં ગયા છે અને કોની સાથે ગયા છે?" ગુલાબે પોતાના સંભાષણમાં આગળ વધીને પ્રશ્નમાંથી પ્રશ્ન ઉપસ્થિત કરી બતાવ્યો.

"આ વળી કેવો પ્રશ્ન? માણેકલાલ શેઠ આજે નાટક જોવામાટે ગયા છે અને સાથે તમારાં માતુશ્રીને પણ લેતા ગયા છે." સુલોચનાએ સાધારણ ભાવથી જ એ શબ્દો ઉચ્ચાર્યા.

"મારા પતિ નાટક જોવામાટે મારાં માતુશ્રીને પોતાની સાથે લઇ ગયા અને મને એટલું પણ ન પૂછ્યું કે, 'તારે નાટક જોવામાટે આવવું છે કે કેમ?' એનું શું કારણ હોવું જોઇએ, એની તું કાંઇ પણ કલ્પના કરી શકે છે ખરી કે?" ગુલાબે પૂછ્યું.

"તેમની સાથે જનારાં તમારાં પૂજ્ય માતુશ્રી છે અને તમારાં માતુશ્રી તેમનાં સાસૂ થતાં હોવાથી તેમની માતાના સ્થાને છે, એટલે એના બીજા કયા કારણની કલ્પના મારાથી કરી શકાય, એનો વિચાર તમારે જ કરી લેવાનો છે." ગુલાબના પ્રશ્નોનો મર્મ સુલોચનાના જાણુવામાં આવી ગયેલો હોવા છતાં પણ સર્વ વાર્ત્તા તેના પોતાના મુખમાંથી જ ઓકાવવાના ઉદ્દેશથી સુલોચનાએ તેના એ પ્રશ્નનું પણ સાધારણ ભાવથી જ ઉત્તર આપ્યું.

"સખી સુલોચના, મને અત્યારે મારા પોતાના મુખથી એમ કહેતાં પણ લજ્જા આવે છે કે એ મારી માતા ભાગીરથીના ઉદરથી મારો જન્મ થયો છે, એટલા સંબંધને જો બાદ કરવામાં આવે, તો એ મારી માતા નથી; કિંતુ મારી સાત ભવની વેરણ, મારી પ્રતિસ્પર્ધિની અને મારા સંસારસુખને ધૂળમાં મેળવીને મારા અવતારને બગાડવામાટે જ આ સંસારમાં અવતરેલી મારી સાત સોકયો કરતાં પણ ભુંડી એક સોકય છે અને તેથી તે મારા પતિની માતૃસ્થાનીયા સાસૂ નહિ, પણ રાખેલી રાંડ છે અને એ રાંડ શંખણીની કુચેષ્ટાઓએ જ મને શોકના આવા ગહન સમુદ્રમાં ડુબાવી દીધી છે!" ગુલાબે હવે પોતાની અંતર્જ્વાળાઓને બહાર કાઢવાના વ્યવસાયનો આરંભ કરી દીધો.

"ગુલાબ બહેન, જો તમારૂં કથન સત્ય હોય અને તમારાં વયોવૃદ્ધ માતુશ્રીનો તમારા પતિ સાથે તમો કહો છો તેવો જ અશ્લીલ સંબંધ હોય, તો પણ તે આ કલિકાળમાંની એક સાધારણ ઘટના જ કહી શકાય. જ્યારથી વિશ્વમાં મહાપાપવિસ્તારક કલિ મહારાજના પાપમય અધિકારનો આરંભ થયો છે, ત્યારથી ધર્મનો સંકોચ તથા પાપનો વિસ્તાર થવા માંડયો છે અને અત્યારે તો કલિજન્ય પાપાચાર એટલી સીમા પર્યન્ત આવી પહોંચ્યો છે કે, કોઇ સ્થળે કાકી તથા ભત્રીજાના અશ્લીલ સંબંધી વાર્ત્તા સંભળાય છે; ક્યાંક મામી ભાણેજના પ્રેમ સંબંધની કથા આવીને કર્ણોમાં અથડાય છે; કોઇ સ્થાનમાં સસરો અને વહૂ ધણી ધણીયાણી તરીકે વર્ત્તતાં દેખાય છે; ક્યાંક ઓરમાન દીકરો અને ઓરમાન માતા પતિપત્નીના વ્યવહારમાં જકડાયલાં દૃષ્ટિગોચર થાય છે; અરે એટલુંજ નહિ, પણ પિતા અને પુત્રી તથા સગાં ભાઇ તથા બહેનના અત્યંત નિંદ્ય અભિ-

ચારની વાર્તા સાંભળીને હૃદયમાં ગ્લાનિ આવી જાય છે; તો પછી જો આવી રીતે જમાઇ તથા સાસુનો અયોગ્ય અનુરાગસંબંધ થઇ ગયો હોય, તો તે ઘટના આશ્ચર્યકારિણી હોવા છતાં પણ આ કલિકાલમાં સર્વથા અસંભવનીય કિંવા અશક્ય તો નથી જ. છતાં મને જે આશ્ચર્ય થાય છે તે માત્ર એટલું જ કે, માણેકલાલ શેઠસાથેના તમારા લગ્નસંબંધને હજી તો પૂરો એક મહિનો પણ થયો નથી, એટલામાં તમારાં માતુશ્રી સાથે તેમનો આવો ગાઢ સંબંધ કેવી રીતે થયો હશે તેમ જ તમારા પતિ આવા સુજ્ઞ, સુશિક્ષિત તથા વિચારશીલ હોવા છતાં તેમણે પોતાની માતાતુલ્ય અને વયોવૃદ્ધ સાસુ સાથે આવા પ્રકારનો સંબંધ રાખવાનું કુસાહસ કેમ કર્યું હશે! આ એક એવા પ્રકારની સમસ્યા છે કે તત્કાળ કોઇના પણ સમજવામાં આવી શકે તેમ નથી અને તેથી હું પણ એ સમસ્યાને ઉકેલતાં ગુંચવાયા કરૂં છું." સુલોચનાએ કલિકાલના મહિમાને વર્ણવીને પોતાના આશ્ચર્યને પ્રદર્શિત કરી બતાવ્યું.

સુલોચનાની શંકાના નિવારણમાટે ગુલાબ હવે પોતાની માતાની દુષ્ટતાના વૃત્તાન્તને વર્ણવતી કહેવા લાગી કે: "સખી સુલોચના, જ્યાંસુધી માણેકલાલના ગૃહ તથા કુટુંબ સાથેના અમારા સંબંધના પ્રારંભનો વૃત્તાન્ત તારા જાણવામાં નહિ આવે, ત્યાં સુધી આ સમસ્યા તારા સમજવામાં આવી શકે તેમ નથી. જંગબારથી આવ્યા પછી મારા રુગ્ણ પિતાના ઉપચારમાટે અમો માણેકલાલના બંગલામાં રહ્યાં હતાં અને શારદા બહેન જ્યારે કરાચી ગયાં હતાં ત્યારે માણેકલાલ સાથે મારો ગુપ્ત રીતે મારી ઇચ્છાથી પ્રેમસંબંધ સંધાયો હતો. ત્યાર પછી માણેકલાલ પણ કરાચી ગયા અને અમારો જે પત્રવ્યવહાર ચાલ્યો, તેમાંનું એક પત્ર માણેકલાલે મારાપર લખ્યું હતું તે મારી

દુષ્ટ માતાના હાથમાં આવી જવાથી અમારા પ્રેમની વાર્તાનો પ્રકાશ થઇ ગયો અને તે પત્રને પોતાનું શાસ્ત્ર બનાવીને તથા માણેકલાલને એક વાર અણીની વેળાયે રૂપિયા દશ હજારની રકમ આપીને મારી માતાએ માણેકલાલને પોતાનો આજ્ઞાધારક દાસ કરી લીધો. એ પછી વળી મારી માતાએ તેમના હાથે એક એવું પાપકૃત્ય કરાવ્યું કે તે પાપકૃત્યના પ્રકાશનો નિરંતર મારા પતિના હૃદયમાં ભય રહ્યા કરે છે અને તેથી તેઓ નિરંતર મારી માતાને સર્વ પ્રકારે સંતુષ્ટ તથા પ્રસન્ન રાખવાની ચેષ્ટા કર્યા કરે છે. જ્યારે પોતાના શ્વસુર ગોવિન્દલાલ બૅંકરની આ અતુલ સ્થાવર તથા જંગમ સંપત્તિનો અધિકાર મારા પતિના હાથમાં આવ્યો, એટલે આ અતુલ સંપત્તિના ભોગવિલાસની લાલસામાં લપટાઇને આ આગારની સ્વામિની થવાના પોતાના માર્ગને નિષ્કંટક કરવાના પ્રયત્નોને મારી પિશાચનન્દિની માતાએ આરંભી દીધા. આ આગારમાં આવી વસવામાટે અને મારા પતિની સંપત્તિ તથા રતિનો ઉપભોગ લેવામાટે મારા પિતાને તથા શારદા બહેનને આ સંસારમાંથી સદાને માટે દૂર કરી દેવાની સર્વથી પ્રથમ આવશ્યકતા હોવાથી મારી માતાએ પ્રથમ મારા રુગ્ણ પિતાશ્રીને વિષપ્રયોગથી મારી નાખ્યા અને ત્યારપછી બળદેવ નામના એક દુરાચારી યુવકનો ઈન્દુના શિક્ષક તરીકે મારા પતિના ગૃહમાં પ્રવેશ કરાવીને તેની સહાયતાથી શુદ્ધચરિત્રા શારદાદેવીપર વ્યભિચારનો આરોપ મૂકાવી પતિના હસ્તે જ પત્નીની હત્યા કરાવી નાખી. આવી રીતે પોતાના માર્ગમાંના બન્ને કાંટા છંટાઇ જવાથી મારી માતાનો માર્ગ નિષ્કટંક થયો એટલે પછી તેણે માણેકલાલ સાથે મારો લગ્નસંબંધ કરી આપ્યો અને હવે ' આ સંસારમાં પુત્રી તથા જામાતા વિના બીજું કોઇ પણ મારૂં સગું ન હોવાથી અને હું એકલી એકાટ હોવાથી

પુત્રી તથા જામાતા સાથે જઇને રહેવા વિના મારો છૂટકો જ નથી !' એવું નિમિત્ત બતાવીને આઠ પંદર દિવસમાં જ પોતાની જગ્યા ખાલી કરીને તે સદાને માટે અહીં રહેવા આવવાની છે. અર્થાત્ તે જ્યારે હમેશને માટે આ આગારમાં આવીને રહેશે એટલે અત્યારે તેના મારા-પર જે ગુપ્ત અત્યાચારો ચાલી રહ્યા છે, તે અત્યાચારોની પરિસીમા થશે, આ ગૃહની સર્વ સત્તાધિકારિણી સ્વામિની તે થશે અને આ ગુલાબ નામની ગૃહસ્વામિની હોવા છતાં આ ગૃહની એક ગુલામડી થઇ જશે, એ નિઃશંક તથા નિર્વિવાદ વાર્તા હોવાથી એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી. મારા પતિનો મારી માતામાં સત્ય અનુરાગ હોય, એ તો કદાપિ સંભવે જ નહિ; એટલે કે, તેઓ માત્ર ભયથી જ તેની ઇચ્છાને આધીન રહ્યા કરે છે અને હું પણ એટલા કારણથી જ માથું ઉંચું નથી કરી શકતી કે, જો હું તે વ્યભિચારિણી વનિતાની વિકારતૃપ્તિના માર્ગમાં આડી આવીશ, તો જેણે પોતાના પ્રાણેશનો પોતાના હસ્તથી જ ઘાત કરી નાખ્યો છે અને શારદા જેવી સતી સ્ત્રીનો તેના પતિના હસ્તથી ઘાત કરાવી નાખ્યો છે, તે હૃદયહીના અને ક્રૂરતાની સાક્ષાત્ પ્રતિમા ભાગીરથી કદાચિત મારો પણ કાં તો પોતે જ ઘાત કરી નાખશે અને કાં તો મારા પતિના હસ્તથી કે અન્ય કોઇ દુષ્ટ પુરુષના હસ્તથી મારી હત્યા કરાવી નાખશે, એવી મારા હૃદયમાં નિરંતર ભીતિ રહ્યા કરે છે અને તેથી મારાથી કાંઇ પણ બોલી શકાતું નથી. મારા હૃદ-યમાં વારંવાર એ જ વિચાર આવ્યા કરે છે કે કાં તો મારા સુખના માર્ગમાંનો આ કાંટો સત્વર નીકળી જાય અને કાં તો મારૂં પોતાનું મરણ થઇ જાય, તો જ મને સુખ મળવાનો સંભવ છે; અન્યથા મારામાટે સુખની ઘટિકા આવે, એ સર્વથા આકાશકુસુમ સમાન.

અશક્ય વાર્તા છે. મારી નિરાશાનો અવધિ થયો છે અને તેથી જ મારા હૃદયાકાશમાં શોકનો અંધકાર પ્રસરી ગયો છે. ”

ગુલાબના આ ઉદ્ગારોથી બળદેવદ્વારા શારદાના શિરપર વ્યભિચારદોષનો આરોપ મૂકાવીને ભાગીરથીએ જ માણેકલાલને શારદાની હત્યાના પાપમય કૃત્યમાં પ્રેર્યો હતો, એ ભેદ સુલોચનાના જાણવામાં આવી ગયો તેમ જ માણેકલાલ તથા ભાગીરથીના અશ્લીલ સંબંધ વિશે સુભદ્રાના મનમાં જે શંકા હતી, તે શંકા સુલોચનાને સપ્રમાણ સત્ય સિદ્ધ થયેલી દેખાઇ અને તેથી એ વાર્તા સુભદ્રા તથા શારદાને પત્રદ્વારા જણાવી દેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. પોતાના મનમાં એ નિશ્ચય કર્યા પછી તે ગુલાબને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કેઃ—

“ ગુલાબ બહેન, હવે મને જણાય છે કે, તમારી માતા રમણી નથી, પણ રાક્ષસી છે; પ્રમદા નથી, પણ પિશાચિકા છે અને નારી નથી, પણ નાગિની છે! એક વેશ્યા કે જે બજારમાં બેસી કેવળ વ્યભિચારના વ્યવસાયથી જ પોતાના ઉદરનો નિર્વાહ ચલાવે છે, તે વેશ્યા પણ જો એમ જાણે છે કે, ‘ અમુક પુરુષ મારી પુત્રીનો જાર છે; ’ તો તે પુરુષની સાથે વ્યભિચાર કરતાં મનમાં જરા અચકાય છે અને વિચાર કરે છે; પણ તેટલો વિચાર પણ તમારી માતાના મનમાં આવતો ન હોવાથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, તેની યોગ્યતા વેશ્યા કરતાં પણ ઉતરતા પ્રકારની છે; કેવળ વિષયલાલસાની તૃપ્તિ એ જ તેનું ધ્યેય છે અને પુણ્યની મહત્તાનો તથા પાપની અધમતાનો તેના હૃદયમાં લેશમાત્ર પણ ભય નથી ! ”

“ અરે વેશ્યાતો મારી એ નીચ માતા કરતાં હજાર દરજ્જે સારી હોય છે; મારી માતાનો પિંડ તો એક હજાર વેશ્યાઓના એકત્ર

પિંડોમાંથી ઘડાયો છે અને તેથી જ તેના હૃદયમાં આટલી ભયંકર સીમાપર્યન્ત વિકારલાલસા અથવા વિષયાસક્તિના અધિકાર જોવામાં આવે છે.' આ પ્રમાણે સુલોચનાના અભિપ્રાયને પુષ્ટિ આપીને ગુલાબે આગળ વધીને કહ્યું કે: "એ તો ઠીક; પણ સુલોચના, હવે મારે આ દુઃખમાંથી મુક્ત કેવી રીતે થવું, એનો જ આપણે વિચાર કરવાનો છે. મેં તારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખીને તને મારૂં હૃદય ખોલી બતાવ્યું છે અને હું આશા રાખું છું કે, તું અનુકંપા તથા દયાશીલતાથી અવશ્ય મારી એ વેદનાના નિવારણનો યોગ્ય ઉપાય મને બતાવીશ. પરંતુ ઉપાય એવો થવો જોઇએ કે, સર્પ પણ મરી જાય અને લાકડી પણ ન ટૂટે; એટલે કે, મારા પતિને કોઇ પણ પ્રકારની હાનિ ન થાય, આપણો પ્રપંચ પ્રકાશમાં ન આવે અને મારી દુષ્ટ માતા અથવા સત્ય કહું તો મારી એ સાકયનું સાલ મારા માર્ગમાંથી સદાને માટે નીકળી જાય."

સુલોચનાએ વિચાર કરીને એ સોક્યના સાલને દૂર કરવામાટેની ગુલાબને એક યોગ્ય યુક્તિ બતાવી કે જે હાલતરત અહીં જણાવવાની આવશ્યકતા નથી; અને ત્યાર પછી તેણે કહ્યું કે: "ગુલાબ બહેન, જો તમે મારા આ ઉપદેશ પ્રમાણે વર્તશો અને અમુક કાર્યનો ભાર વિશ્વાસ પૂર્વક મારા શિરપર નાખી દેશો, તો અલ્પ સમયમાં જ પરમાત્માની કૃપાથી હું તમારી આ મર્મવેદનાનો સદાને માટે અંત લાવી બતાવીશ. હવે આ કાર્ય વિશે તમારે સર્વથા નિશ્ચિન્ત જ રહેવાનું છે"

"સુલોચના, મારા ગૃહમાંથી આ કંટક દૂર થવાથી કેવળ મારો જ લાભ સિદ્ધ થવાનો છે, એમ નથી; કિન્તુ જે શારદા તારી પ્રાણપ્રિય સખી હતી અને જેના માટે તેં આટઆટલાં કષ્ટો સહન કર્યાં

છે, તે તારી સ્વર્ગવાસિની સખી શારદાના ચિરંજીવીને પણ એથી અલભ્ય લાભ થવાનો સંભવ છે; કારણ કે, જો ઇન્દુ દીર્ઘ કાળ પર્યન્ત અહીં રહે, તો તેને પણ વિષપ્રયોગથી કોઇના જાણવામાં ન આવે તેવી રીતે તેના માતાને મળવામાટે સ્વર્ગમાં મોકલી દેવાનો મારી માતાનો દૃઢ વિચાર છે એટલે એ વિષયને પણ તારે નિરંતર ધ્યાનમાં રાખવાનો છે." ગુલાબે ગંભીરતાથી કહ્યું.

ગુલાબે કહેલી આ ઇન્દુની હત્યાવિષયક વાર્તા જો કે અક્ષરશઃ સત્ય હતી; પરંતુ તે ઇન્દુની લાગણીથી જ સુલોચનાને કહેવામાં આવી હતી, એમ તો ન હોતું જ; કિન્તુ ઇન્દુમાટે સુલોચનાના હૃદયમાં વિશેષ લાગણી હોવાથી સુલોચનાને પોતાના પક્ષમાં દૃઢતાથી આકર્ષવાના ઉદ્દેશથી જ ગુલાબે તેને આ વાર્તા જણાવી હતી અને તેનું એટલું પરિણામ તો અવશ્ય થયું કે, ભાગીરથીના સર્વનાશમાટે સુલોચના દૃઢતાથી તત્પર થઇ ગઇ અને પ્રતિજ્ઞાપૂર્વક કહેવા લાગી કે: "ગુલાબ બહેન, જો તમારી માતાની નીચતા તથા નિર્દયતા આટલી સીમા પર્યન્ત આવી પહોંચી હોય, તો હું અત્યારે પ્રતિજ્ઞા કરીને કહું છું કે, હવે જો હું તેનો સર્વનાશ કરી તેને પોતાને જ ધૂળમાં મેળવીને નરકમાં પ્રયાણ કરવાની અણીપર ન લાવી મૂકું તો મારૂં નામ સુલોચના ન હોતું અને હું જાતની રાજપૂતાણી જ ન હોતી, એમ જ તમારે માની લેવું. આજથી તમારે એમ જ ધારી લેવાનું છે કે, તમારી કલુષા માતા ભાગીરથીના નાશનો સમય હવે નિકટમાં આવતો જાય છે!"

એ અને એને લગતા અન્ય વાર્તાલાપમાં લગભગ રાતે બે વાગવા આવ્યા અને ત્યારપછી થોડી વારમાં જ માણેકલાલ તથા ભાગીરથી નાટક જોઇને પાછાં આવ્યાં એટલે સુલોચના ત્યાંથી ઉઠીને

પોતાની કોટડીમાં ચાલી ગઇ. માણેકલાલ તથા ભાગીરથીએ શયન-મંદિરમાં પ્રવેશ કર્યો અને ગુલાબ જ્યાં હતી ત્યાં જ ઇઝીચેરમાં પડી પડી નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતી અને આભ્યંતર અસૂયાને દર્શાવતી મનોગત કહેવા લાગી કે:—

" ભાગીરથીના નામને કલંકિત કરનારી નીચવૃત્તિની વેશ્ય નારી, આજથી તું આ ગુલાબને પુત્રી નહિ, પણ વૈરિણી જ ધારી લેજે તારી ! તારા આ અત્યાચારોનો જો હું યથાર્થ પ્રતિશોધ ન કરૂં, તો એમ માનજે કે, હું તારા ઉદરથી અવતરી જ ન હોતી અને તારા પ્રપંચોને ધૂળમાં ન મેળવી નાખું, તો એમ માનજે કે તેં આ ગુલાબના મુખમાં તારા સ્તનના વિષમય દુગ્ધની ધારા ભરી જ ન હોતી ! આજથી માતા તથા પુત્રીની પ્રણયપ્રતિસ્પર્ધાનો આરંભ થાય છે એટલે હવે જોવાનું છે કે વિજય કોનો થાય છે અને પરાજય કોના પક્ષમાં જાય છે ! ! "



## પ્રકરણ ૧૧ મું

## ભીષણ પ્રતિહિંસા !



કાશીથી સુલોચનાની સાથે નીકળેલો સુલોચનાનો પિતા દેવજી માર્ગમાં પોતાની પુત્રીને ' હું નાદિર, ઇસાખાન તથા મૂસાખાન આદિ ત્રણ નરપિશાચોની હત્યા કરી નાખવામાટે કરાચી જાઉં છું અને કોઇ પણ ઉપાયે હું તેમની હત્યા તો અવશ્ય કરીશ અને કરીશ જ ! અર્થાત્ જો ભાગ્યની પ્રબળતાથી મારૂં એ કૃત્ય કોઇના જોવા કે જાણવામાં નહિ આવે અને હું પોલિસના છટકામાંથી છટકી જઇશ,

તો તો મુંબઇમાં આવીને સત્વર જ તને મળીશ; પરંતુ જો હું પોલિસના પ્રબળ પંજામાં સપડાઇ જઇશ, તો પછી મરણ વિના મારી મુક્તિનો અન્ય કોઇ પણ ઉપાય ન હોવાથી હું તને તારથી તેવા સમાચાર આપીશ એટલે તું કરાચીની જેલમાં મને છેલ્લી વાર મળવામાટે આવી જજે અને મારો અંતિમ આશીર્વાદ લઇ જજે. છતાં પણ કદાચિત્ આપણો મેળાપ હવે પછી ન જ થવાનો હોય, તો અત્યારથી જ હું તને આશીર્વાદ આપું છું કે, તું પવિત્રતાની પ્રતિમૂર્તિ હોવાથી જે કાર્યમાં હસ્ત નાખીશ, તે કાર્યમાં તારો વિજય અને વિજય જ થતો રહેશે અને તારી પવિત્રતાનો કોઇથી કદાપિ ભંગ કરી શકાશે નહિ. મારૂં જીવન તારા જીવન સમાન પવિત્ર નથી, કિન્તુ હું એક અપરાધી જીવ છું એટલામાટે જો મારા અચાનક મરણના સમાચાર તારા સાંભળવામાં આવે, તો મારા અપરાધોની ક્ષમા આપવામાટે અને મારા આત્માને શાશ્વત શાંતિ આપવામાટે તું દયાલુ જગદાધાર જગન્નિયંતા પરમાત્મા-નાં ચરણોમાં નિત્ય અનન્ય ભાવથી પ્રાર્થના કરતી રહેજે, એટલી જ હું નમ્રતાપૂર્વક તારી પાસેથી યાચના કરૂં છું." એ પ્રમાણે કહીને તેનાથી ભિન્ન થઇ ગયો અને કરાચીના માર્ગમાં આગળ વધ્યો. યથા સમય તે કરાચીમાં આવી પહોંચ્યો, પરંતુ કરાંચીમાં ઊતરતાં જ તેણે એક અવધૂતનો વેપ એટલામાટે ધારણ કરી લીધો કે, નગ-રમાં તે ધોળે દિવસે ભ્રમણ કરતો હોય, તો પણ તેને કોઇ ઓળખી ન શકે અને તે જે કાર્ય કરવામાટે કરાચીમાં આવ્યો હતો, તે કાર્યની સિદ્ધિ થયા પછી પલાયન કરી જવામાં પણ તેને કોઇ પ્રકા-રનો પ્રત્યવાય ન નડે.

નાદિરના ઉપનામથી ઓળખાતો દામોદરનો દુષ્ટ અને પાપિષ્ટ

ભ્રાતા તો કરાચીમાં હતો એટલે તે તો બીજા દિવસના પ્રભાતમાં જ અચાનક માર્ગમાં ચાલતાં તેના જોવામાં આવી ગયો; પરંતુ ઇસાખાન અને મૂસાખાન ક્યાંક બીજે ગામ ગયેલા હોવાથી તેના જોવામાં આવી શક્યા નહિ. તેમની તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું કે, તેઓ પાંચ છ દિવસથી ટંડા મહમ્મદખાન તરફ ગયા હતા અને બે ત્રણ દિવસમાં પાછા આવવાના હતા. ટંડા મહમ્મદખાનમાં વસતા સ્ત્રી-વિક્રેતા યારમહમ્મદનો વૃત્તાન્ત સુલોચનાના મુખથી તેણે સાંભળેલો હોવાથી 'તેઓ ત્યાં અવશ્ય કોઇ તરુણ અબળાને વેચી નાખવામાટે ગયા હશે અને એ કાર્યમાં નાદિરનો પણ હાથ હોવો જ જોઇએ એટલે તેઓ ત્યાંથી નાણાં લઇને પાછા આવતાં તે બે ભાઇઓ અને નાદિર નાણાંની વ્હેંચણીમાટે નક્કી કોઇ એકાંત સ્થળમાં એકઠા થશે અને બહુધા રાત્રિના સમયમાં જ તેમનો એ મેળાવડો જામશે,' એ પ્રમાણેની કલ્પના કિંવા એ પ્રમાણેનું અનુમાન કરી લેવામાં તેને પળમાત્રનો પણ વિલંબ ન થયો અને પોતાની એ કલ્પના બહુ અંશે સત્ય હોવાનો નિશ્ચય થતાં જ દેવજીએ પોતાના મનમાં વિચાર કર્યો કે:—

"એ પાજીઓના મેળાપની જે જૂની જગ્યા હતી અને જ્યાંનો હું રક્ષક હતો, તે જગ્યાને તો સરકારે નાબૂદ કરી નાખી છે એટલે તેમણે મળવા બેસવા અને કાવત્રાં કરવામાટે બીજી કોઇ જગ્યા જરૂર રાખી હશે એટલે પ્રથમ તો તે જગ્યાનો પત્તો મેળવી લેવો જોઇએ અને ત્યારપછી એ ત્રણે નરપિશાચોની હત્યા કેવી રીતે કરવી એમાટેની વ્યવસ્થા કરી લઇને એમની છાયા પ્રમાણે એમની પાછળ ભ્રમી એમની હત્યાના યોગ્ય પ્રસંગને હસ્તગત કરી લેવો જોઇએ એટલે પછી કાર્યસિદ્ધિમાં લેશમાત્ર પણ વિલંબ થવાનો સંભવ

નથી. એક વાર એ ચાંડાલોની હત્યા થઇ જાય એટલે થયું; પછી મને છટકી જવાનો અવસર મળે કે ન મળે અને કાલે આવનારૂં મરણ આજે જ આવી લાગે, તો તેની મને જરાપણ પરવા કે દરકાર નથી. '**कार्यं साधयामि वा देहं पातयामि**' એ જ હવે મારા જીવનનો મહામંત્ર છે અને ભીષણ પ્રતિહિંસા જ મારો ધર્મ તથા વૈરનો પ્રતિશોધ મારૂં કર્મ છે!"

નાદિર અને તેના સાથીઓએ ગુપ્ત રીતે એકત્ર થવામાટે, શરાબકબાબનો મજા લૂટવામાટે તથા છુપી મસલતો ચલાવવામાટે એક જગ્યા રાખી હતી; કારણ કે, એવી કોઇ પણ એક છુપી જગ્યા રાખ્યા વિના તેમનું કામ ચાલી શકે તેમ હતું જ નહિ અને દેવજી કુરાચીનાં એવાં સર્વ સ્થાનોને સારી રીતે જાણતો હોવાથી તેમના તે અડ્ડાને શોધી કાઢતાં તેને જો વિશેષ પરિશ્રમ ન વેઠવો પડયો હોય, તો તે સ્વાભાવિક જ હતું. એ ઉપરાંત એવું જ તેમનું એક સ્થાન કુરાચીથી દશ માઇલના અંતરપર આવેલા મંગાપીર નામક સ્થળમાં પણ હતું, એ વાર્ત્તા પણ સુલોચનાના મુખથી તેના જાણવામાં આવી હતી એટલે તેઓ એ બેમાંની એક જગ્યામાં મળશે એવો દેવજીનો નિશ્ચય થઇ ગયો અને તેથી તેમના પ્રાણ કેવી રીતે લેવા એ વિશેની યોગ્ય વ્યવસ્થા કરીને હવે તે ઈસાખાન તથા મૂસાખાનના કુરાચીમાં આવવાની અને તેમના એકત્ર થવાના દિવસની આતુરતાથી પ્રતીક્ષા કરતો નાદિરની દરેક હીલચાલપર એક ડિટેક્ટિવ્ પ્રમાણે નજર રાખીને રાત અને દિવસ તેની પાછળ અને પાછળ જ ભમતો રહ્યો. તે કુરાચીમાં જે દિવસે આવ્યો હતો તે દિવસ પછી ચાર દિવસ વીતી ગયા અને પાંચમે દિવસે ઇસાખાન તથા મૂસાખાન કુરાચીમાં આવી પહોંચ્યા. નાદિરપર તેમનો તાર હોવાથી નાદિર અલીર સુધી તેમને

લેવામાટે સામો ગયો હતો અને દેવજી પણ રાત દિવસ તેની પાછળ રહેતો હોવાથી તે જ ટ્રેનમાંના બીજા ડબ્બામાં બેસીને મલીર પહોંચ્યો હતો. વળતાં દેવજી પણ તેમના જ ડબ્બામાં બાજૂના કમ્પાર્ટમેન્ટમાં બેસી ગયો, પણ બે કમ્પાર્ટમેન્ટ વચ્ચે પાટિયાની દીવાલ ન હોવાથી તેમની વચ્ચે ચાલતી તેમની છુપી ભાષામાંની વાતો દેવજીએ ધ્યાનપૂર્વક સાંભળી લીધી અને તેમની તે છુપી ભાષા દેવજી સારી રીતે સમજતો હોવાથી તેઓ તેજ રાતે મૉટરમાં બેસીને મંગાપીર જવાના હતા એ ભેદ તેના જાણવામાં આવી ગયો અને તેથી કરાચીના સિટી સ્ટેશનપર ઉતરતાંની સાથે જ દેવજી પોતાના સ્થાને જઇ પોતાની કાર્યસિદ્ધિનાં સાધનોને લઇને નિશાનો અર્ધ પ્રહર વીતતાં મંગાપીર જવામાટે ભાડાના એક ઉંટપર બેસીને રવાના થયો.

* * * *

લગભગ રાત્રિના અગિયાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો અને મંગાપીર નામક સ્થાનમાંના જે બંગલામાં સુલોચનાને પ્રથમ લઇ જવામાં આવી હતી, તે બંગલાની સ્થિતિ તે રાત્રિ પ્રમાણેની જ હતી. નાદિર, ઈસાખાન તથા મૂસાખાન એક કલાકથી ત્યાં આવી પહોંચ્યા હતા અને તેમને મૂકીને મૉટર પાછી કરાચી ચાલી ગઈ હતી; કારણ કે, તેઓ બીજે દિવસે બપોર પછી પાછા કરાચી જવાના હોવાથી મૉટર પણ તે વેળાયે જ પાછી તેમને લેવામાટે આવવાની હતી. ટેબલપર બ્રાન્ડી તથા વ્હિસ્કીની બાટલી, સોડાની બાટલીઓ, ગ્લાસ, પાણીનો કૂજો તથા માંસ અને મત્સ્યની ભરેલી રકાબીઓ તેમજ નાન આદિ વસ્તુઓ પડેલી હતી અને નાદિર મદિરાપાનના વ્યવસાયમાં તથા ઇસાખાન અને મૂસાખાન નાશ્તાને ઇન્સાફ આપવાના રોજગારમાં રોકાયલા હતા. તેમના હુકમ પ્રમાણે તેમને

જોઇતી ચીજ લાવી આપવામાટે તે બંગલાનો રક્ષક બુઢ્ઢો મકરાણી પણ તેમનાથી જરા દૂર ઊભો હતો. મદિરાપાન તથા ભોજન કરતાં તેમની વચ્ચે નીચે પ્રમાણેના વાર્તાલાપનો આરંભ થયો:--

"કેમ ત્યારે મૂસાખાન, આ વખતની મેહનત તો લગભગ માથે પડી એવુંજ થયું છે; કારણ કે, પંદર કે વીસ દિવસની હેરાની અને મેહનતના બદલામાં માત્ર એક હજાર રૂપિયા આપણને મળ્યા, એ કાંઇ સારી રકમ તો નજ કહેવાય. જીવના જોખમથી આવાં કામો આપણે કરીએ અને મનમાની રકમ આપણને ન મળે, તો પછી આ જોખમને ધંધો કરવો જ શામાટે વારૂ ? ખરેખરો લાભ તો આપણને સુલોચનાના વેચાણથી જ મળ્યો હતો. જો સુલોચનાના વેચાણ જેવો લાભ આપણને દરેક વખતે મળ્યા કરતો હોય, તો બે પાંચ વર્ષમાંજ આપણી પાસે એટલી મૂડી એકઠી થઇ જાય કે પછી આ ધંધો કરવાની જરૂરત જ ટળી જાય !" નાદિરે પોતાના વિચારો દર્શાવ્યા.

પરંતુ એનો પ્રતિવાદ કરતાં મૂસાખાને જણાવ્યું કે: "જનાબે આલી, આ આપની બધી વાતો છે લાંબા વિચારથી ખાલી; કારણ કે, દરેક વખતે કાંઇ એવા લાડવા મળી શકતા નથી અને દરેક વખતે સુલોચના જેવી ચીજો આપણા હાથમાં આવી પણ શકતી નથી. એ તો જેવો માલ તેવું મૂલ્ય ! ક્યાં સુલોચના જન્નતની હૂર અને ક્યાં જેને અમો હમણાં વેચી આવ્યા છીએ, તે ચાળીસ વર્ષની અળખામણી ચુડેલ ! અમને તો એ ચુડેલની આટલી કીમત ઉપજશે, એટલી આશા પણ ન હોતી; પણ એટલામાં વળી પિસ્તાળીસ વર્ષનો એક બાળકુંવારો વાંઢો મળી ગયો અને 'બાઇને કોઇ લેતું ન હોતું ને બાઇને કોઈ દેતું ન હોતું' એવો ઘાટ જામી જવાથી બાવીસ સો

રૂપિયે સોદો ગઇ ગયો. એ બાવીસ સોમાંથી રૂપિયા બસેં તો યારમહ-મ્મદને તેની દલાલીના આપવા પડયા, રૂપિયા એક હજાર એ બાય-ડીનો આગલો ધણી પોતે લઇ ગયો અને બાકીના એક હજાર આપણા ભાગે આવ્યા છે. એમાંથી રૂપિયા એક સો ખર્ચ વગેરેના બાદ જતાં બાકી રૂપિયા નવ સો રહે છે તે આપણે ત્રણ ત્રણ સેંના સરખા ભાગે વ્હેંચી લેવાના છે." મૂસાખાને એમ કહીને રૂપિયા નવ સેંની નવ નોટો ખીસામાંથી કાઢીને ટેબલપર મૂકી દીધી.

આવા પ્રકારના ધંધામાં પડનારા નીચ લોકો હમેશા રોકડિયા રહેતા હોવાથી 'ચટ રોટી ને પટ દાલ' વાળી કહેવત પ્રમાણે ના-દિરે પોતાના ભાગની ત્રણ સેંની ત્રણ નોટોને પોતાના ગજવામાં પધ-રાવી ને બાકીની છ સેંની છ નોટો તે બન્ને ભાઇઓને આપી દીધી અને ભાગ વ્હેંચી લેવાના કાર્યનો એ સાથે તત્કાળ અંત આવી ગયો. એ પછી ઈસાખાને નાદિરને સંબોધીને કહ્યું કે:--

"જે સુલોચનાના વેચાણથી આપણને ઘણો જ સારો તડાકો પડયો હતો, તે સુલોચનાને ખરીદનાર બુઢ્ઢો વ્યાપારીમલ્લ બિચારો એ સોદામાં ટાઢા પાણીએ ન્હાઇ રહ્યો છે; કારણ કે, અમારા સાંભ-ળવા પ્રમાણે સુલોચના તેના એ નવા ધણી સાથે શ્રીનાથજીની યાત્રાએ ગઇ હતી, ત્યાંથી તેના કોઈ નોકર સાથે ન્હાસી ગઇ હતી અને પછી તે નોકરને પણ થાપ આપીને ગયબગુલ્લા થઇ ગઇ હતી. તેનો હજી સુધી પણ ક્યાંય પત્તો મળી શક્યો નથી અને હવે તો તે બુઢ્ઢા વ્યાપારીમલ્લે તેની આશા પણ છોડી દીધી છે; કારણ કે, સુલોચનાપર કાયદાસર તેનાથી ફરિયાદ મંડાય તેમ છે નહિ અને ખાનગી તપાસનું પૈસાની હોળી થવા છતાં પણ ધારેલું પરિણામ આવતું નથી. સુલોચના ગમે તેવી પણ રાજપૂતાણી હોવાથી રાજપૂતનું પાણી બતાવ્યા વિના રહે એમ કદાપિ બનેજ નહિ!"

" આપણી એક ચીજની આપણી મરજી મુજબની કીમત આપણને મળી ગયા પછી અને તે ચીજ બીજાના હાથમાં ગયા પછી તે કાયમ રહે કે અત્યારે જ બરબાદ થઇ જાય, એની સાથે આપણો કશો પણ સંબંધ હોતો નથી અને તેથી સુલોચના વ્યાપારીમલ્લને ત્યાં રહી હોત, તો આપણને લાભ થવાનો ન હોતો અને ત્યાંથી તેના પલાયન કરી જવાથી આપણું કાંઇ પણ નુકસાન થયું નથી એટલે આપણે હવે એના વિચારથી મગજને તકલીફ આપવાની કશી પણ અગત્ય નથી. હા; જો તે ત્યાંથી ન્હાસીને પાછી આપણી પાસે આવી હોત, તો તેથી આપણને લાભ થવાનો સંભવ હતો; કારણ કે, થોડાક દિવસ તેની સાથે મોજમજા પણ કરી શકાત અને વળી પાછી તેને ક્યાંક વેચી નાખીને નાણાંની સારી રકમ પણ મેળવી શકાત." એ પ્રમાણેના ઉદગારો કાઢીને નાદિર તાત્કાલિક લાભના અન્ય વિષયને ચર્ચતો કહેવા લાગ્યો કેઃ " અસ્તુઃ પણ મૂસાખાન, કાઠિયાવાડમાંથી એક પરજીયો સોની બે ત્રણ સારી તરુણ અને રૂપાળી સ્ત્રીઓને લઇને કરાચી આવવાનો હતો, તેનું કેમ થયું ! જો તે વ્હેલો આવી જાય, તો અત્યારે સિંધમાં એવી સ્ત્રીઓના ગ્રાહક તૈયાર હોવાથી જેમ તે સોનીને લાભ થવાનો સંભવ છે, તેમ જ આપણને પણ સારો તડાકો પડવાનો સંભવ છે. ધ્યાન રાખજો કે તે સોની અહીંની કેટલીક બાબતોને જાણતો હોવાથી અને પ્રથમ પણ એક બે બાયડીઓને વેચી ગયેલો હોવાથી એકલો જ તેમને વેચી સાટીને ખીસાં ભરી છ પાંચ અગિયાર ન થઇ જાય અને આપણે તેની વાટ જોતા જ ન રહી જઇએ ! અફસોસ કે, આપણા ધંધામાટે સરકાર કાયદાસર ઇજારો આપતી નથી; નહિ તો ગમે તેટલી વધારે રકમની બીટ મારીને એ ધંધાનો ઇજારો લઇ જો

આપણે એકલા જ આ બાયડીઓ વેચવાનો ધંધો આ સિંધદેશમાં કરતા રહીએ, તો થોડા જ સમયમાં અમેરિકામાંના કોટિપતિઓની હારમાં આપણે પણ આવી જઈએ. આપણા આ ધંધામાં પણ 'મૉનોપૉલી' ની સખ્ત જરૂરત છે. વૉઇસરૉયની કાઉન્સિલમાં આ વિશેની દરખાસ્ત કોઇ કેમ નથી લાવતું, એની જ વારંવાર મને અજાયબી થયા કરે છે. જો હું વૉઇસરૉયની કાઉન્સિલનો મેમ્બર થાઉં, તો આવતી કાલે જ એ દરખાસ્તને ટેકા તથા થાંભલા સાથે પાસ કરાવી દઉં ! !"

નાદિરના આ ઢંગધડા વગરના ભાષણથી મૂસાખાન પોતાના મનમાં સારી રીતે સમજી ગયો કે, નાદિરના મગજમાં મદિરાનું પરિણામ થઇ ચૂકયું હતુ અને તેથી હવે વાર્તાલાપનો અંત લાવવાના ઉદ્દેશથી તે નાદિરને સંબોધીને કહેવા લાગ્યો કેઃ " હજરત સલામત, કાઠિયાવાડમાંથી તરુણ અને રૂપાળી ઔરતોને લઇને તે સોની થોડા દિવસમાં જ કરાચી આવવાનો છે અને તે બીકણ હોવાથી એકલો જ તે ઔરતોને વેચીને ચાલ્યો જાય, એમ કદાપિ બની શકે તેમ નથી. અર્થાત્ તે ઔરતોના વેચાણથી આપણને જે લાભ મળવાનો છે, તે જરૂર મળશે; માટે એ વિષે આપે બેફિકર રહેવું. હવે રાત ઘણી વીતી ગઇ છે, માટે અમારો આરામ કરવાનો વિચાર થાય છે અને આપ પણ આરામ ફર્માવો તો સારૂં. એ વિશેની વધારે સલાહ મસ્લહત આપણે આવતી કાલે કરીશું."

" જેવી દો--સ્તો--ની--મર-જી ! એ પ્રમાણેના શબ્દો લથડતી જીભે ઉચ્ચારીને નાદિર અંદરના ઓરડામાં જઇને પલંગપર પડયો અને જોતજોતાંમાં મદિરાના મદથી નિદ્રાને આધીન થઇ ગયો. ઈસાખાન અને મૂસાખાન ચિરાગને ગુલ કરીને મોટા હૉલમાં જ

સુઇ ગયા અને તેઓ રેલ્વેની સફરથી થાકેલા હોવાથી તથા અત્યારે તેમણે અકરાંતિયા થઇને આહાર કરેલો હોવાથી સત્વર જ ગાઢ નિદ્રામાં પડીને ખર્રાટા લેવા લાગ્યા. પોતાના અન્નદાતાઓને આવી રીતે નિદ્રાવશ થયેલા જોઇને તે બંગલાનો રક્ષક તથા તેની બીબી પણ પોતાની કોટડીમાં ચાલ્યાં ગયાં અને નિદ્રાદેવીની ઉપાસના કરવા લાગ્યાં.

'મંગાપીર' સ્થાનમાંનાં સર્વ ગૃહો તથા કુટીરોમાંનાં મનુષ્યો નિદ્રાધીન થયેલાં હોવાથી બહુધા ત્યાં શાંતિનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું; કારણ કે, એ વેળાયે રાત્રિના બે વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. માત્ર ગરમ પાણીના હોજ પાસેના એક સાંઇના તકિયામાં કેટલાક ફકીરો ભેગા થઇને એકતારો વગાડી સિંધી ભાષાની કાફીઓ લલકારતા બેઠા હતા અને રાત્રિની સ્તબ્ધતાનો તેમના એ ગાનધ્વનિથી કેટલેક અંશ ભંગ થતો હતો. નાદિર, ઇસાખાન તથા મૂસાખાનના મનમાં મકાનમાં ચોરીચકારી થવાનો કિંવા અન્ય કોઇ પણ પ્રકારનો ભય ન હોવાથી તેઓ બારીબારણાં ખુલ્લાં ફક્કાંસ રાખીને જ સુઇ ગયા હતા, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે.

જ્યારે બંગલામાં નાદિર; ઈસાખાન અને મૂસાખાન ઉપર જણાવ્યા પ્રમાણે નિદ્રાધીન થઇ ગયા અને બંગલામાં મૌન, નિસ્તબ્ધતા તથા શાંતિનો સંપૂર્ણ વિસ્તાર થઇ ગયો, એટલે એક ઉઘાડી બારીમાંથી એક અવધૂત જેવા દેખાતા ભયંકર પુરુષે તે બંગલાના મોટા હૉલમાં પ્રવેશ કર્યો અને એક દીવાસળી સળગાવીને પ્રથમ તેણે એ મોટા હૉલમાંની પરિસ્થિતિનું નિમેષમાત્રમાં સંપૂર્ણ નિરીક્ષણ કરી લીધું. ત્યાર પછી તેણે પોતાની ઝોળીમાંથી એક નાની શીશી કાઢી અને તેમાંના પ્રવાહી પદાર્થને એક રૂમાલપર છાંટી તે રૂમાલને મૂસા-

ખાનના નાકપર દાબ્યો દીધો. મૂસાખાન જાગ્યો અને ચમક્યો, પણ તે રૂમાલમાંના પ્રવાહી પદાર્થના ગંધનો શ્વાસદ્વારા તેના મસ્તિષ્કમાં સંચાર થવાથી તત્કાળ તે નિશ્ચેષ્ટ થઇ ગયો. તેને બરાબર નિશ્ચેષ્ટ કર્યા પછી એ જ પ્રયોગથી ઈસાખાનને પણ તે અવધૂતે નિશ્ચેષ્ટ કરી નાખ્યો અને ત્યાર પછી તે દુષ્ટોને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે:--

" આ સંસારરૂપ વસંતોદ્યાનમાં વસતા વિષધરો, આજે આ ભરતભૂમિ તમારા ભારથી સદાને માટે મુક્ત થવાની છે; કારણ કે, કાળની ગદા અત્યારે તમારા શિરપર આવવાની છે. ધર્મશાસ્ત્રો કહે છે કે, મનુષ્યહત્યા સમાન અન્ય કોઇ પાપ નથી; પરંતુ જે મનુષ્યો અધર્મના આશ્રયથી ધર્મની હત્યા કરી નાખનારા હોય છે, તેમની અત્યંત નિર્દયતા તથા ક્રૂરતાથી હત્યા કરી નાખવી, એમાં પાપનો લેશમાત્ર પણ છાપ નથી. અત્યારે તમારાં મરણ મારા હસ્તે થવાથી આ સંસારમાંની અનેક અબળાઓના સતીત્વની રક્ષા થશે, અનેક સ્ત્રીઓ પાપના પંકમાં પડતી અટકશે અને અનેક નારીઓ ગુલામડી પ્રમાણે વેચાઈ જવાના ભયથી મુક્ત થઇ જશે; એટલે મારા હસ્તથી આ એક મહાધર્મકૃત્ય થયેલુંજ ગણાશે. આજે મારા પુરુષ અવતારની સાર્થકતા થાય છે; જે કાર્ય ન્યાયમંદિરોમાં વિરાજતા ન્યાયાધીશો અને ન્યાયમૂર્ત્તિઓના હસ્તથી પણ થવું અશક્ય છે, તે ન્યાયનું કાર્ય આ ક્ષણે મારા જેવા એક તુચ્છ મનુષ્યના હસ્તથી થાય છે, એ મારામાટે ઈશ્વરની ન્યાયસભામાં કાંઇ જેવા તેવા ગૌરવ તથા સન્માનનો વિષય નથી. આવો યશોદાયક પ્રસંગ તો કોઇ મહાભાગ્યશાળી પુરુષના ભાગ્યમાં જ લખાયલો હોય છે; અર્થાત્ આ પ્રસંગ મારા ભાગ્યમાં લખાયલો હોવાથી હું પણ એક મહાભાગ્યશાળી

પુરુષ છું, એ નિર્વિવાદ વાર્તા છે. અસ્તુઃ હવે શુભ કાર્યમાં વિલંબ કરવાની કશી પણ આવશ્યકતા નથી. ” આ ઉદ્‌ગારોની સમાપ્તિ થતાં જ તેણે પોતાની ઝોળીમાંથી એક તીવ્રધારવાળો છરો બહાર કાઢ્યો અને તેને પોતાના દક્ષિણ હસ્તમાં ધારણ કરીને નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષાવી તે છરાને પ્રથમ મૂસાખાનના ગળાપર ચલાવ્યો. મૂસાખાનના શિરને તેના ધડથી છૂટું પાડયા પછી ઇસાખાનની પણ તેણે એ જ દશા કરી નાખી અને ત્યાર પછી અંદરના ઓરડામાં જઇને તે પલંગમાં પોઢેલા નાદિરની છાતીપર ચડી બેઠો. નાદિર જાગ્યો, પણ તે મુખમાંથી કાંઇ પણ શબ્દ ઉચ્ચારે તે પૂર્વે તો તેનું ગળું પણ કપાઇ ગયું અને તેને ચીત્કાર કરવા જેટલો સમય પણ મળી ન શક્યો. આવી રીતે પોતાના કાર્યની સમાપ્તિ કરીને તે ખુનીએ પોતાનાં લોહીથી ખરડાયલાં વસ્ત્રોને ઉતારી નાખ્યાં અને ઝોળીમાંથી બીજાં નવાં વસ્ત્રો કાઢીને પોતાના શરીરપર ધારણ કરી લીધાં. ત્યાર પછી લોહીથી ખરડાયલાં વસ્ત્રોપર લૅમ્પમાંનું ધાસલેટ છાંટીને તેણે સળગાવી દીધાં અને ઝોળીને પણ બાળી નખી. અહીં જણાવવું જોઇએ કે, નાદિર, ઇસાખાન તથા મૂસાખાનનો સમસ્ત વાર્તાલાપ એ અવધૂત ખૂનીએ બારી પાસે બહાર અંધારામાં ઊભા રહીને સાંભળેલો હોવાથી ઇસાખાન તથા મૂસાખાનનાં ગજવાંમાંથી તેમને નિશ્ચેષ્ટ કર્યા પછી તરત જ નોટો કાઢી લીધી હતી અને નાદિરની નોટો પણ તેની છાતીપર ચઢીને કાઢી લીધી હતી એટલે છરાને એક ખૂણામાં નાખી તે નવ સો રૂપિયાની નોટો લઇને ખૂની જે બારીવાટે આવ્યો હતો તેજ બારીવાટે પાછો ચાલ્યો ગયો અને એક સાથે ત્રણ ખૂન થઇ જવા છતાં લેશમાત્ર પણ કોલાહલ ન થયો. હાલ તરત તો ખુની આબાદ છટકી ગયો. એ ખૂની અવધૂત બીજો કોઇ

નહિ, પણ સુલોચનાનો પિતા દેવજીજ હતો, એ પાઠકોને નવેસરથી જણાવવાની આવશ્યકતા નથી. દેવજી ત્રણ નરપિશાચોની હત્યા કરીને પાછો કરાચી તરફ જવાને શીઘ્ર ગતિથી રવાના થયો અને ઉષ:કાળમાં તો કરાચીની સીમામાં આવી પહોંચ્યો.

પ્રભાતમાં બંગલાનો મકરાણી રક્ષક પોતાના આશ્રયદાતાઓ કિંવા અન્નદાતાઓની સંભાળ લેવામાટે અને તેમને દાતણ પાણી આપવામાટે બંગલામાં ગયો, પરંતુ ત્યાંના અત્યંત ધૃણાકારક, બીભત્સ અને ભયાનક દૃશ્યને જોતાં જ તેનાં ગાત્રો શીતલ તથા શિથિલ થઇ ગયાં, તેના હસ્તપાદાદિમાં કંપનો આવિર્ભાવ થયો અને તેથી તેના હાથમાંનો પાણીનો ઘડો જમીનપર પછડાઇને ફૂટી ગયો. પ્રથમ પ્રથમ તો તે એવો અને એટલો બધો સંજ્ઞાશૂન્ય થઇ ગયો કે પોતાની સ્ત્રીને બોલાવવા જેટલી પણ તેની હિંમત ચાલી શકી નહિ. તે હજી તો મોટા હૉલમાં જ હતો એટલે ઇસાખાન તથા મૂસાખાનની લાશો જ તેના જોવામાં આવી હતી; અર્થાત્ પલંગમાં પોઢેલા નાદિરની વળી એથી પણ ભુંડી દશા થઇ હતી, એ અદ્યાપિ તેના જોવા કે જાણવામાં આવી શક્યું ન હોતું. કેટલીક વાર પછી છાતીને કાંઇક કઠિન કરીને અને હિંમત ચલાવીને જો નાદિર મદિરાના મદથી નિશ્ચેષ્ટ થઇને ગાઢ નિદ્રામાં પડ્યો હોય, તો તેને જગાડીને એ અનર્થના સમાચાર સંભળાવવાના ઉદ્દેશથી તે મકરાણી અંદરના ઓરડામાં ગયો; પરંતુ ત્યાંનું દૃશ્ય તો વળી એવું ઘૃણોત્પાદક તથા ભયંકર હતું કે, તેણે તેને ગર્ભગલિત જ કરી નાખ્યો. પલંગપરની આખી શય્યા લોહીથી તરબોળ થયેલી હતી, નાદિરનું મસ્તક તેના પગોની વચ્ચે ઊંધું પડેલું હતું અને મસ્તક વિનાનું ધડ જાણે ખવીસના અસ્તિત્વને સિદ્ધ કરતું હોયની ! તેવી અવસ્થામાં પલંગમાં પડેલું દૃષ્ટિ-

ગોચર થતું હતું. ખૂનીએ એક બે વાર છરાને નાદિરના પેટમાં પણ ખોસેલો હોવાથી તેના આંતરડાં તથા આંતરડાંમાંનો મળ બહાર નીકળી આવ્યાં હતાં અને તેમાંથી મદિરા તથા રકતનો દુર્ગન્ધ આવ્યા કરતો હતો. એ દશ્યને સ્થિર દષ્ટિથી જોવા જેટલી તે બુઢ્ઢા મકરાણીમાં હિંમત અને કઠિનતા ન હોવાથી તે પોતાનાં નેત્રોને બંધ કરીને બંગલામાંથી બહાર ચાલ્યો આવ્યો અને પોતાની બીબીને એ અનર્થનો વૃત્તાન્ત તેણે કહી સંભળાવ્યો. તેની બીબી તો બોલીચાલીને એક વૃદ્ધ અબળા હોવાથી માત્ર એ વૃત્તાન્તના શ્રવણથી જ તેનાં ગાત્રો મરણ તુલ્ય શીતલ થઇ ગયાં હોય, તો તે સ્વાભાવિક તથા નૈસર્ગિક જ હતું. કલાક દોઢ કલાકમાં એ ત્રણ ખૂનની વાર્ત્તા મંગાપીરના લોકોના જાણવામાં આવી ગઇ.

મંગાપીરના પોલિસ સિપાહીઓએ જ્યારે એ વાર્ત્તા સાંભળી એટલે તેઓ ત્યાં આવ્યા અને બે પોલિસ સિપાહીઓ મકરાણી તથા તેની બીબીપર નજર રાખવામાટે અને લાશોની દેખરેખમાટે ત્યાં બેઠા અને એક સિપાહી આ ખૂનના સમાચાર પોલિસના મોટા સાહેબને પહોંચાડવામાટે ઘોડાપર સવાર થઇને કરાચી જવાને રવાના થયો. બે અઢી કલાકમાં તો કરાચીથી પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અને ડૉકટર પ્રત્યાદિનો સમુદાય મૉટરમાં બેસીને ત્યાં આવી પહોંચ્યો અને તેઓ ખૂન થવાનાં કારણો તથા ખૂન કેવી રીતે થયાં હતાં એ વિશેની તપાસ કરવા મંડી ગયા. બુઢ્ઢા મકરાણીએ નાદિર, ઈસાખાન તથા મૂસાખાન ત્યાં આવીને નિદ્રાવશ થયા હતા ત્યાં સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, પણ ત્યાર પછી ખૂન કોણે કર્યાં હતાં અને કેવી રીતે તથા શા કારણથી કર્યાં હતાં, એ વિશે તે કાંઇ પણ જણાવી શકયો નહિ. છેવટે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, નવ સો રૂપિયા

લઈ લેવામાટે જ કોઈ બદમાશે એ ખૂન કરેલાં હોવાં જોઈએ. લાશોને વધારે તપાસમાટે કરાચીની હૅાસ્પિટલમાં મોકલવામાં આવી, ત્યાં તપાસ પછી તેમના વારસોને બોલાવીને તે લાશો તેમની અંતિમ અગ્નિદાહ તથા ભૂમિદાહ આદિ ક્રિયાથી ઠેકાણે પાડવામાટે સોંપી દેવામાં આવી અને ખૂનીને શોધવામાટેની પોલિસે કાયદાસર વ્યવસ્થા કરી દીધી. આખા કરાચી શહેરમાં એ ખૂનોના સમાચાર ફેલાઈ ગયા અને લોકો એમ જ બોલવા લાગ્યા કે: ' એ ત્રણે બદમાશો કરાચીના જીવતા પ્લેગ હતા અને તેથી આજે એમનાં ખૂન થવાથી કરાચીના લોકો એ બદમાશોના જુલ્મથી મુક્ત થયા છે, એટલે એમાટે કરાચીના લોકોએ તો એક પ્રકારનો આનંદ જ દર્શાવવાનો છે અને પરમેશ્વરનો આભાર માનવાનો છે કે તેણે એમને યોગ્ય શિક્ષા કરી છે ! " જે વેળાયે નાદિરની નનામી અને ઇસાખાન તથા મૂસાખાનના જનાજા હૅાસ્પિટલના દરવાજામાંથી બહાર નીકળ્યાં તે વેળાયે ત્યાં એકત્ર થયેલા લોકોના સમુદાયમાં દેવજી પણ હતો અને તે પુલકિત હૃદય તથા આનન્દપૂર્ણ નયનોથી એ દશ્યને જોતો ઊભો હતો; કારણ કે, આજે તેના આનન્દ તથા હર્ષનો સર્વથા અતિરેક જ થઈ ગયો હતો.

ત્યાર પછી દેવજી કરાચીમાં લગભગ એક મહિના જેટલો સમય વીતાડીને અને તેટલા સમયમાં સુલોચનાનો કાંઈ પત્તો મળ્યો કે નહિ, એ વિશેની પૃચ્છાના નિમિત્તથી પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને ત્રણ ચાર વાર મળીને પછી નિર્ભયતાથી કરાચીનો ત્યાગ કરી મુંબઈ પોતાની પુત્રી પાસે જવામાટે રવાના થઈ ગયો. ત્યારે શું દેવજીના આવા ભયાનક અપરાધનો પ્રકાશ ન જ થયો ? પાઠકોના એ પ્રશ્નનું ઉત્તર પ્રસ્તુત નવલકથાના હવે પછીના અનુસંધાનમાં સમાયલું છે.

લગભગ ૬૦૦માઇલ્સની છે અને કોઇ પણ સ્થળે તેમની પહોળાઇ ૨૦ માઇલ્સ કરતાં વધારે નથી. આન્ડામાનના ટાપૂઓના જે પોર્ટ બ્લેઅર્ નામક સ્થાનમાં કાળાપાણીના કયદીઓને રાખવામાટેની વ્યવસ્થા કરવામાં આવી છે, તે સ્થાન આન્ડામાનના દક્ષિણ દ્વીપમાં તથા દ્વીપોના કેંદ્રસ્થાનમાં આવેલું છે. ઇ. સ. ની અઢારમી સદીમાં થયેલા ભારતીય સમુદ્રના બ્લેઅર્ નામક એક માપક ( સર્વેઅર્ ) ના નામને ચિરસ્મરણીય કરવામાટે એ સ્થાનને ' પોર્ટ બ્લેઅર્ ' નામ આપવામાં આવ્યું હતું કે જે અદ્યાપિ પ્રચલિત છે. એ સ્થાનમાં કયદીઓને વિશાળ, સ્વાભાવિક સુરક્ષિત અને અત્યંત સુંદર સમુદ્રતીરપ્રાંતમાં બાંધવામાં આવેલા કારાગૃહમાં રાખવામાં આવે છે. જન્મદેશનિકાલની શિક્ષાને પ્રાપ્ત થયેલા અપરાધીઓને રાખવામાટે એ સ્થાન એટલામાટે પસંદ કરાયલું છે કે, પોર્ટ બ્લેઅર્ બરમાના કિનારાથી ૩૦૦ માઇલ્સ્, મલાયા ટાપૂઓના કોઇ પણ ભાગથી ૪૦૦ માઇલ્સ્ અને ભારતવર્ષના સમુદ્રતીરપ્રાંતથી ૭૦૦ માઇલ્સ્ના અંતરપર આવેલું છે; તેમ જ વચ્ચે બહુજ તોફાની અને ભયંકર સમુદ્રનો વિસ્તાર છે એટલે એ સ્થાનમાંથી પલાયન કરી જવાનું કાર્ય કયદીઓમાટે બહુ જ કઠિન તથા બહુધા અશક્ય સમાન જ થઇ પડે છે.

પોર્ટ બ્લેઅર્ તથા તેની આસપાસના ટાપૂઓમાં મુખ્ય વસતિ જન્મદેશનિકાલની શિક્ષા ભોગવતા કયદીઓ, તેમના રક્ષકો, ( Guards ), તેમનાં સંતાનો અથવા વંશજો અને કેટલાક વ્યાપારીઓની છે; અને તે ઉપરાંત ત્યાં આન્ડામાનના મૂળ નિવાસી હબ્શી જેવી જાતિના જંગલી લોકો પણ વસે છે. ત્યાંના એ મૂળ જંગલી નિવાસીઓ જો કે બહુધા નગ્ન અવસ્થામાં જ રહે છે, પરંતુ કોઇને કશી

હાનિ પહોંચાડતા નથી. ત્યાં વસતા કયદીઓ એવા સ્વરૂપમાં રહે છે કે પ્રથમ દૃષ્ટિયે તેમને ભાગ્યે જ કોઇ કયદી તરીકે ઓળખી શકે; કારણ કે, તેમની બાહ્ય પરિસ્થિતિ તેમને સાધારણ મુક્ત હિન્દુસ્તાનીઓ તરીકે જ ઓળખાવનારી હોય છે. તેમના પગોમાં કે હાથમાં બેડીઓ હોતી નથી, તેમના પોશાક પણ આપણા જેવાજ હોય છે, તેમનાપર ચોકી પહેરો હોતો નથી અને તેઓ સર્વત્ર યથેચ્છ ભ્રમણ કર્યા કરે છે, એટલે તેમને પ્રથમ દૃષ્ટિયે ત્યાંના બન્દિજન તરીકે કેવી રીતે ઓળખી શકાય વારૂ ! પરંતુ ત્યાંના કયદીઓને કાંઇ પ્રારંભથી જ એવી મુક્તાવસ્થા પ્રાપ્ત થતી નથી; કિન્તુ કેટલોક કાળ બંદિવાસમાં વીતાડયા પછી જ તેમને એ મુક્તાવસ્થા પ્રાપ્ત થાય છે અને તેનું વિવેચન આગળ ઉપર કરવામાં આવશે. ઇ. સ. ૧૭૮૯ અને ૧૭૯૬ સુધીના કાળમાં પોર્ટ બ્લેઅર્ અને પોર્ટ કૉર્નવૉલિસ નામક સ્થાનોનો અપરાધીઓને રાખવાનાં સ્થાનો તરીકે પ્રથમ ઉપયોગ કરવામાં આવ્યો હતો; પરંતુ પછીથી કેટલાંક કારણોને લીધે તે સ્થાનોને ત્યાગી દેવામાં આવ્યાં હતાં. ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં જ્યારે ઘણાક અપરાધીઓને હિન્દુસ્તાનમાંથી દૂરના કોઇ પ્રદેશમાં મોકલી દેવાની અનિવાર્ય આવશ્યકતા આવીને ઉપસ્થિત થઇ, તે વેળાયે પુનઃ તે સ્થાનને અપરાધીઓને રાખવામાટેના એક નિર્ભય સ્થાન તરીકે ઉપયોગમાં લેવામાં આવ્યું અને ત્યાર પછીથી અત્યાર સુધી તે સ્થાનનો એ જ કાર્યમાટે ઉપયોગ કરાય છે અને ભવિષ્યમાં પણ કદાચિત્ કરાતો રહેશે, એમ ધારી શકાય છે.

જ્યારે કોઇ પણ જન્મદેશનિકાલની શિક્ષાને પામેલો અપરાધી પ્રથમ આન્ડામાનમાં આવે છે, તે વેળાયે તેને એક એકાંત કારાગૃહમાં લઈ જવામાં આવે છે અને એક કોટડીમાં પૂરી રાખવામાં આવે છે.

આ કારાગૃહમાં તેને કાંઇ વધારે પારશ્રમ કરવો પડતો નથી કિંવા તેના પર અન્ય કોઇ પ્રકારનો અત્યાચાર પણ થતો નથી; માત્ર એકાંતવાસ જ ભોગવવો પડે છે. તે કયદીનો સ્વભાવ શાંત થઇ જાય, તેના તોફાનીપણાનો અંત આવી જાય અને તે આજ્ઞાધારક થાય, એટલામાટે જ તેને આવા કંટાળાભરેલા એકાંતવાસમાં રાખવામાં આવે છે. છ માસ પર્યન્ત તેને આવી રીતે દિવસ અને રાત-ચોવીસે કલાક-કોટડીમાં જ પડયા રહેવું પડે છે અને જ્યારે દિશાજંગલ જવામાટે અથવા ન્હાવામાટે તેને બહાર કાઢવામાં આવે છે, ત્યારે જ બાહ્ય ભાગમાં વિચરતા અન્ય મનુષ્યોનાં મુખો તેના જોવામાં આવી શકે છે. જો કે કોટડીમાં તેને એવું કાર્ય સોંપવામાં આવતું નથી કે જે તેના માટે ભારરૂપ અને અસહ્ય થઇ પડે; તો પણ એટલું કાર્ય તો તેને અવશ્ય અપાય છે કે જે તેનાથી સહજ થઇ શકે અને જેથી તેનો કંટાળો પણ કાંઇક ઓછો થઇ જાય. ઐકાંતિક કારાગૃહવાસના એ છ માસનો અવધિ સમાપ્ત થયા પછી તેને કારાગૃહના બીજા ભાગમાં બીજા બંદિવાનોની સાથે રાખવામાં આવે છે, ત્યાં તે બીજા બંદિવાનોની સાથે કઠિન પરિશ્રમ કરે છે અને તેને અન્ય મનુષ્યના સમાગમનો લાભ મળે છે; છતાં રાતે તેનું સૂવાનું તો એક જૂદી કોટડીમાં જ હોય છે. આ સ્થિતિમાં તેને દોઢ વર્ષ પર્યન્ત રાખવામાં આવે છે. ત્યાર પછીના ત્રણ વર્ષ પર્યન્ત તે એક ગુલામ અથવા દાસ તરીકે રહે છે, બીજા બંદિવાનો સાથે બૅરેકમાં સૂએ છે અને ચોકી પહેરાતળે રહીને આખો દિવસ, કોઇ પણ પ્રકારનો બદલો મેળવ્યા વગર, મેહનત મજૂરી કર્યા કરે છે. જો કે તેને ખાનપાન આદિ બહાબર મળ્યા કરે છે અને તેની સંભાળ પણ લે-વાયા કરે છે, પરંતુ તેનાપર સખ્ત દેખરેખ રખાય છે અને તેની

મજૂરીનો તેને પગારના રૂપમાં કે અન્ય કોઇ સ્વરૂપમાં બીજો કશો પણ બદલો આપવામાં આવતો નથી.

એવી રીતે પાંચ વર્ષનો કાળ વીતી ગયા પછી તેના પરિશ્રમને કાંઈક ઓછો કરવામાં આવે છે અને તેના વર્તનની પરીક્ષા કરીને તેને બીજા નવા કયદીઓપર સાધારણ દેખરેખ રાખવાનું કિંવા એવું જ કોઈ બીજું કામ સોંપાય છે અને તે સાથે તેને થોડોક પગાર પણ આપવામાં આવે છે કે જેના યોગે તે પોતાને જોઇતી કેટલીક આવશ્યકીય વસ્તુઓ વેચાતી લઇ શકે અથવા તો તેને બૅંકમાં રાખીને પોતાના ભવિષ્યના ઉપયોગમાટે બચાવી શકે. આવી અવસ્થામાં તેનાં બીજાં પાંચ વર્ષ પસાર થાય છે અને ત્યાર પછી તેનામાં પોતાનો નિર્વાહ પોતે ચલાવી લેવાની યોગ્યતા જોવામાં આવે, તો તેને એક ટિકિટ આપવામાં આવે છે અને તે ટિકિટના યોગે તેને પોર્ટ બ્લેઅરની સીમામાં ગમે ત્યાં વિચરવાની સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. છતાં પણ અદ્યાપિ તે એક બંદિવાન્ હોવાથી કોઇ પણ કારણવશાત્ પોર્ટ બ્લેઅર અને તેની આસપાસની નિયત સીમાથી બહાર જવાની સ્વતંત્રતા તે ધરાવતો નથી, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે. આ અવસ્થામાં તે બંદિજન 'આત્મપોષક' (Self supporter) કહેવાય છે અને બીજી રીતે કહીએ તો તે મુક્ત કિંવા સ્વતંત્ર મનુષ્ય જ હોય છે; કારણ કે, તે પોતાની ઇચ્છા અનુસાર કોઇ પણ એક ગામડામાં પોતાની માલિકીના ઘરમાં રહી શકે છે, થોડીક જમીન ખેડે છે, ઢોર-ગાય ભેંસ ઇત્યાદિ-રાખી શકે છે અને તેના પર ચોકી પહેરો પણ હોતો નથી. આ સ્થિતિમાં આવ્યા પછી જો તેની ઇચ્છા હોય, તો પોતાના દેશમાંથી તે પોતાનાં સ્ત્રી તથા સંતાનોને પણ ત્યાં બોલાવી શકે છે અથવા તો ત્યાંની કોઇ બંદિની

સ્ત્રી તેની સાથે પરણવાને તૈયાર હોય, તો તેની સાથે તે લગ્નસંબંધ કરીને નવીન સંસાર પણ માંડી શકે છે.

આન્ડામાનનાં બંદિજનોના લગ્નનો આ વિષય એવો છે કે જેનું કાંઇક વિસ્તૃત વિવેચન કરવાની આવશ્યકતા છે. શિક્ષા ભોગવતાં સ્ત્રીપુરુષ અપરાધિજનોના પરસ્પર લગ્નસંબંધનો આ નિયમ સમસ્ત વિશ્વનાં માત્ર બે સ્થાનોમાં જ અસ્તિત્વ ધરાવે છે. તેમાંનું પ્રથમ સ્થાન ન્યૂ કેલેડોનિયા નામક ફ્રેન્ચ સેટલ્મેન્ટ છે અને બીજું સ્થાન આન્ડામાન નામક બ્રિટિશ સેટલમેન્ટ છે. પોર્ટ બ્લેઅરમાં એ બંદિજનોના લગ્નની વ્યવસ્થા આવા પ્રકારે કરવામાં આવે છે; ધારો કે, એક આત્મપોષક બંદિવાનની એક બંદિની સ્ત્રી સાથે પરણવાની ઇચ્છા છે, તો એવી સ્થિતિમાં તે ત્યાંના કારાગૃહના અધિકારીઓને પરણવા લાયક સ્ત્રી બંદિનીઓની તપાસ કરવામાટેની અરજી કરે છે, એ પસંદગી થયા પછી તે સ્ત્રીને તેની પરણવાની ઇચ્છા છે કે નહિ એ વિશે પૂછવામાં આવે છે અને જો સ્ત્રીની ઇચ્છા હોય, તો લગ્નનો નિશ્ચય કરવામાં આવે છે. પરંતુ એવા પ્રત્યેક પ્રસંગે સ્ત્રીની અનુમતિ મળી જ જાય છે અથવા તો મળવી જ જોઇએ, એવો કાંઈ નિયમ હોતો નથી. કોઇ પણ પુરુષની એવી ઇચ્છાનો અસ્વીકાર કરવાનો પસંદ કરાયલી સ્ત્રીને સંપૂર્ણ અધિકાર છે અને એવી ઇચ્છાને ન સ્વીકારવાનાં અનેક કારણો હોય છે. કેટલીક વાર તો એવા પ્રસંગે કેટલીક મનોરંજક ઘટનાઓ પણ ઉપસ્થિત થાય છે. એક વાર એક સરલ સ્વભાવની સ્ત્રીએ આવી રીતે લગ્નનો પ્રસ્તાવ સાંભળીને કહ્યું હતું કે: " આ મરઘડા જેવી આંખોવાળા બુઢ્ઢા ખોખડ સાથે પરણવાની મારી જરા પણ ઇચ્છા નથી; કારણ કે, આની સાથે પરણવાથી તો મારો અવતાર જ બગડી જાય ! " આવું ઉત્તર

મળવાથી લગ્નનું એ સારું થયું ન હોતું અને પુરુષને અન્ય પ્રયત્ન કરવો પડયો હતો.

હવે પસંદગી થયા પછી જો સ્ત્રીની પણ પરણવાની ઇચ્છા હોય, તો આન્ડામાનના કારાગૃહના અધિકારીઓ એ સંબંધમાં બાધા લાવનાર કોઇ પણ કારણ હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવે છે કે કેમ, એ વિશેની પૃચ્છા ચલાવે છે; એટલે કે, ઉભય પક્ષનાં સંબંધિજનો તથા લાગતાંવળગતાં સાથે એ વિશેનો ઊહાપોહ કરવામાં આવે છે અને તેમના તરફથી જો કોઇ પણ એક યોગ્ય વિરુદ્ધ કારણ બતાવવામાં આવે છે, તો ત્યાંના અધિકારીઓ એ લગ્નમાટે પોતાની અનુમતિ આપતા નથી અને લગ્ન અટકી જાય છે. પરણવાને તૈયાર થયેલી સ્ત્રીનો પતિ જો હિન્દુસ્તાનમાં જીવતો હોય, તો તેની અનુમતિ અવશ્ય મેળવવી પડે છે; કારણ કે, જો તેની અનુમતિ વિના તેની બંદિની સ્ત્રી અન્ય પુરુષ સાથે લગ્ન કરે, તો તે સ્ત્રી, તેનો નવીન પતિ અને તેમને એ કાર્યમાં સહાયતા આપનારા અધિકારીઓ પણ કાયદા પ્રમાણે અપરાધી ઠરી જાય છે; પરંતુ કેટલીક વાર એવી સ્ત્રીઓના પતિઓની અનુમતિ પણ મળી જાય છે અને તેનું એક વિશિષ્ટ કારણ પણ છે. આપણા ભારતવર્ષમાં જાતિમહત્ત્વ અને પ્રતિષ્ઠાના વિચારનું એવું પ્રાબલ્ય છે કે, જ્યારે કોઇ પુરુષ અથવા સ્ત્રી ભયંકર અપરાધ કરે છે, ત્યારે તેના યોગે તે પુરુષ કિંવા સ્ત્રીનાં સંબંધિજનોને પણ નીચું જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તેમની એટલી બધી અપ્રતિષ્ઠા થઇ જાય છે કે તેના પરિણામે તેઓ તે પાપી પુરુષ કિંવા પાપિની સ્ત્રીથી સદાને માટે દૂર રહેવાને જ રાજી હોય છે; એટલે કે, તેનું કલંકિત મુખ જોવાની તેમની ઇચ્છા જ હોતી નથી. અર્થાત્ જો આવો અપરાધી સંબંધી અથવા આવી

અપરાધિની સ્રી પાછી આપણા ગૃહમાં આવશે, તો લોકો આંગળી ચીંધશે, મહાજન જાતિબાહ્યકાર આપશે અને બીજાં પણ નાનાવિધ કષ્ટો ભોગવવાં પડશે; આવા પ્રકારના વિચારથી એવી સ્રીને તેના બીજી વારના લગ્નમાટે અનુમતિ આપી દેવી, એ જ તેના પતિને અધિક ઇષ્ટ જણાય છે.

કેટલીક વાર પરણવા ઇચ્છનાર અપરાધીનું પોતાનું વર્ત્તન સારૂં ન હોય અથવા તો સ્રીનું વર્તન અયોગ્ય હોય, તો પણ અધિકારીઓ લગ્નમાટેની આજ્ઞા આપતા નથી; પરંતુ જો એવો કાંઇ પણ પ્રત્યવાય ન હોય, તો લગ્નમાટે અવશ્ય અનુમતિ આપવામાં આવે છે અને અનુમતિ મળતાં જ પુરુષ તથા સ્રી લગ્નની ગાંઠથી બંધાઇને પતિપત્ની તરીકે રહેવા માંડે છે. એ લગ્ન તેમનાં જાતિ તથા ધર્મ અનુસાર કરી લેવાની તેમને સ્વતંત્રતા હોય છે; પરંતુ સાધારણ રીતે આવા પ્રસંગે ઉજાણી અને મેળાવડો આદિ થાય છે; છતાં એ મેળાવડામાં ત્યાંના અધિકારીઓ વીસ માણસ કરતાં વધારે માણસોને એકત્ર થવા દેતા નથી. એ પછી સેટલ્મેન્ટની સીમામાં સાધારણ ગામડિયાં તરીકે તે દંપતી રહે અને સેટલ્મેન્ટની સીમાથી બહાર તેમનાથી જઇ શકાતું નથી. સમય જતાં તેમનાં સંતાનો પણ થાય છે અને એવી રીતે કેટલાંક સ્રીપુરુષો તો આન્ડામાનનાં ગામડાંમાં વિશાળ કુટુંબોનો વિસ્તાર કરી મૂકે છે. સ્વંત્રતાની આટલી સીમાએ પહોંચવા છતાં પણ તે પરણેલો અપરાધી અથવા બંદિવાન્ સર્વથા ' સ્વતંત્ર ' તો નથી જ હોતો; કારણ કે, તે નાગરિકના સર્વ અધિકારોથી વંચિત હોય છે અને તેના જીવનનાં સર્વ કાર્યોમાં ત્યાંના આધકારીઓનો ન્યૂન કે અધિક પરિમાણમાં હસ્તાક્ષેપ રહ્યા કરે છે. ત્યાંના અધિકારીઓ તેને જ્યાં રાખે ત્યાં જ તેણે રહેવું જોઇએ, તેમની આજ્ઞા પ્રમાણે જ વર્ત્તવું જોઇએ, પોતાના ગામ અથવા ખે-

તરને ત્યાગીને અન્યત્ર ક્યાંય પણ અધિકારીની આજ્ઞા વિના ન જવું જોઇએ, સરકારી કાર્યમાટે તૈયાર રહેવું જોઇએ અને આગળ જ-ણાવ્યા પ્રમાણે સેટ્લમેન્ટની સીમાનું ઉલ્લંઘન ન કરવું જોઇએ. એ અને એવા જ અન્ય નિયમો તેણે કઠિનતાથી પાળવાના હોય છે.

આ અવસ્થામાં દશ અથવા પંદર વર્ષનો કાળ વીતાડયા પછી એટલે કે તે બંદિવાન પ્રૌઢ અથવા વૃદ્ધાવસ્થામાં આવ્યા પછી તેને જે અપરાધમાટે કાળાપાણીની શિક્ષા અપાયલી હોય તે અપરાધનો વિચાર કરીને એક સર્વથા સ્વતંત્ર કિંવા મુક્ત મનુષ્ય તરીકે તેને તેની સ્ત્રી તથા તેનાં સંતાનોને સાથે લઇ જવાના અધિકાર સહિત તેના દેશમાં પાછો મોકલી દેવામાં આવે છે અથવા તો જો તેની ત્યાં જ રહેવાની ઇચ્છા હોય, તો તે એક સર્વથા મુક્ત અને સ્વતંત્ર મનુ-ષ્ય તરીકે આન્ડામાનમાં પણ રહી શકે છે. અનેક અપરાધીઓ પાછા હિન્દુસ્તાનમાં જવા કરતાં ત્યાં જ રહી જવાનું વધારે પસંદ કરે છે તેમ જ કેટલીક વાર ત્યાંથી છૂટેલા કેટલાક કયદીઓ હિન્દુસ્તાનમાં આવે છે, પરંતુ અહીંનું જીવન તેમને વિલક્ષણ તથા અનિચ્છનીય લાગવાથી પાછા આન્ડામાન ચાલ્યા જાય છે. તેમના માટે અહીંનું જીવન કંટાળાભરેલું અને દુઃખદાયક થઇ પડવાનું કારણ એ હોય છે કે, આન્ડામાનથી શિક્ષા ભોગવીને હિન્દુસ્તાનમાં આવેલા જૂના અપરાધીઓ હિન્દુસ્તાનના જે ભાગમાં રહેતા હો । છે, ત્યાં પોલિસ તેમને નિરંતર સંશયની દૃષ્ટિથી જોયા કરે છે, તેમનાપર સખ્ત દેખ-રેખ રાખે છે અને તેટલા ભાગમાં ચોરી, ખૂન કે લૂટ ઇત્યાદિ કાંઇ પણ અપરાધ થાય અને અપરાધીનો પત્તો ન મળે, તો તેમના પર જ તેમની નજર આવી પડે છે. આ કારણથી તેમનું જીવન તેમને ભારરૂપ થઇ પડે છે અને તેથી તેઓ ઇચ્છાપૂર્વક પાછા પોર્ટ બ્લે-

અર્ તરફ રવાના થઇ જાય છે; કારણ કે, ત્યાં તેમની સ્વતંત્રતામાં એવી બાધાઓ આવતી નથી.

આન્ડામાનના કેદીઓ આત્મપોષક થયા પછી પ્રથમ તેમને રહેવામાટે ઘર, ખાવામાટે અન્ન તથા ખેતી કરવાનાં સાધનો મફત આપવામાં આવે છે અને અન્ય સ્વતંત્ર મનુષ્યો પ્રમાણે તેમની પાસેથી જમીનનું ભાડું, મેહસૂલ તેમ જ બીજા કોઈ પણ પ્રકારના કર લેવામાં આવતા નથી. પરંતુ ત્યાર પછી જ્યારે તેઓ સર્વથા સ્વતંત્ર થઇ જાય છે, ત્યારે પછી તેમને કોઇ પણ પ્રકારની સહાયતા સરકાર તરફથી આપવામાં આવતી નથી એટલે તેઓ પોતાનો નિર્વાહ પોતે જ ચલાવે છે તેમ જ સાધારણ પ્રજાજનો પ્રમાણે તેમની પાસેથી કર પણ વસૂલ કરવામાં આવે છે.

ભયંકર અપરાધ કરીને પોર્ટ બ્લેઅર્માં કાળાપાણીની શિક્ષા ભોગવવામાટે આવેલી અપરાધિની સ્ત્રીઓને પણ બહુધા અપરાધી પુરુષો પ્રમાણે જ રાખવામાં આવે છે, છતાં પણ તેમની કોમળતાનો વિચાર કરીને તેમની સાથેના વર્ત્તનમાં કઠિનતાનો બહુ જ ઓછો પ્રયોગ કરાય છે. ત્યાં અપરાધિની અબળાઓ પ્રથમનાં ત્રણ વર્ષનો કાળ સ્ત્રીઓમાટેના જૂદા જેલખાનામાં સાધારણ મજૂરી તરીકે વીતાડે છે અને ત્યાં તેમને ખાનપાન, વસ્ત્ર તથા નિવાસગૃહ ઇત્યાદિ સાધનો આપવા સાથે તેમની સર્વ પ્રકારની યોગ્ય સંભાળ રાખવામાં આવે છે ત્યાર પછીનાં બે વર્ષમાં અપરાધી પુરુષો પ્રમાણે તેમના શિરપરથી પણ પરિશ્રમનો ભાર બહુ જ ઓછો કરી નાખવામાં આવે છે અને એવી રીતે ત્યાં પાંચ વર્ષ જેટલો કાળ વીતાડયા પછી જો તેમની ઇચ્છા હોય, તો તેઓ પરણીને સંસારસુખને ભોગવવાની સ્વતંત્રતા મેળવી શકે છે અને પોતાના પતિ સાથે નિવાસ કરી શકે છે. પરન્તુ ત્યાંની

અપરાધિની સ્ત્રીઓ પરણે છે, તો પણ પરતંત્રતાના જે નિયમો તેમના પતિઓને લાગૂ પડે છે, તે જ નિયમો તેમને પોતાને પણ લાગૂ પડે છે અને જ્યારે તેમના પતિઓ સર્વથા મુક્ત થઇ જાય છે ત્યારે, જો તે સ્ત્રીઓની પોતાની શિક્ષાનો વીસ વર્ષનો અવધિ સમાપ્ત થયો હોય તો, તેઓ પણ તેમના પતિઓ સાથે તેમના દેશમાં જઇ શકે છે અથવા તો પ્રજાજન તરીકે ત્યાં જ રહી જાય છે.

જન્મદેશનિકાલની શિક્ષા એટલે વીસ વર્ષનો પોર્ટ બ્લેઅરૂ-માંનો નિવાસ, એટલો જ 'જન્મદેશનિકાલ' નો અર્થ થાય છે, એટલે જો શિક્ષા મળ્યા પછી અપરાધી કે અપરાધિની વીસ વર્ષ જીવિત રહે, તો તેને અવશ્ય પોતાની જન્મભૂમિના દર્શનનો લાભ મળી શકે છે. પરંતુ એટલો નિયમ તો અવશ્ય છે કે, વીસ વર્ષના કાળ પોર્ટ બ્લેઅરૂમાં વીતાડયા છતાં પણ જો કોઇ અપરાધી કિંવા અપરાધિનીના સ્વભાવ તથા વર્તનમાં યોગ્ય પરિવર્તન થયેલું દેખાતું નથી અને 'જો આને સ્વતંત્રતા આપવામાં આવશે, તો એની સ્વતં-ત્રતા બીજાં મનુષ્યોના સુખનો ભંગ કરનારી થઇ પડશે,' એવી શંકા જો ત્યાંના અધિકારીઓના મનમાં અવિચળ રહી જાય છે, તો તેને તેઓ મુક્ત નથી પણ કરતા; કારણ કે, પોર્ટ બ્લેઅરૂમાં એવાં અપ-રાધીઓને દીર્ઘ કાળ પર્યન્ત રાખવામાં સરકારનો એટલો જ ઉદ્દેશ છે કે, તેમનાં જીવન સુધરે, તેમના દુર્ગુણોનો લોપ થાય અને તેઓ ઉત્તમ નાગરિક તરીકેના જીવનને વીતાડવાની યોગ્યતા મેળવી શકે; અર્થાત્ જો તેમનામાં આ સદ્ગુણો ન આવ્યા હોય, તો પછી તેમને મુક્તિ કિંવા સ્વતંત્રતા આપવાથી વિપરીત પરિણામ આવે અને સર્વસાધા-રણ સભ્ય સમાજની શાંતિનો ભંગ થાય, એ સ્વાભાવિક જ છે. અર્થાત્ જે અપરાધી કિંવા અપરાધિની પોતાના વર્ત્તન તથા સ્વભા-

વને સુધારતાં નથી અને જેવાં હોય છે તેવાં જ રહે છે, તેઓ પોર્ટ બ્લેઅર્માંથી મુક્ત થઇ શકતાં નથી અને અંતે ત્યાં જ કાળના ભક્ષ થઇને કાં તો ભૂમિના ગર્ભમાં દટાય છે અને કાં તો ચિતામાં બળીને ભસ્મીભૂત થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની શિક્ષાનાં વર્ષો પૂરાં કરીને સ્વતંત્ર નાગરિક થયેલાં અનેક અપરાધીઓ તથા અપરાધિનીઓએ પોર્ટ બ્લેઅરમાંજ સદાનો નિવાસ કરેલો હોવાથી અને તેમના સંયોગથી ત્યાં તેમની નવીન પ્રજાનો વિસ્તાર થવાથી પોર્ટ બ્લેઅર્માં હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાંના લોકોની સારી વસતિ થઇ ગઇ છે; તેમ જ હિન્દુસ્તાનમાંથી કેટલાક વ્યાપારીઓ ત્યાં વ્યાપારમાટે પણ જઇને વસવા લાગ્યા છે એટલે અત્યારે તો પોર્ટ બ્લેઅર બહુધા હિન્દુસ્તાનના એક વિશાળ ગ્રામ સમાન જ જોવામાં આવે છે. આવી રીતે પોર્ટ બ્લેઅર્માં સર્વ પ્રકારનાં સુખ તથા શાંતિ હોવા છતાં પણ કેટલાક અપરાધીઓને હિન્દુસ્તાનમાંનાં પોતાનાં પ્રિય તથા આત્મીય જનોનો વિયોગ એટલો બધો અસહ્ય થઇ પડે છે અને પોર્ટ બ્લેઅર્માંનું જીવન તેમને એટલું બધું કંટાળાભરેલું તથા-ભારરૂપ ભાસે છે કે, ત્યાના બંધનમાં રહેવા કરતાં તેઓ કાં તો મરી જવાનું પસંદ કરે છે અને કાં તો ગમે તેવા જોખમને વેઠીને પણ પોતાના દેશમાં પહોંચવાનું સાહસ ખેડવાને કટિબદ્ધ થઇ જાય છે. દામોદર અને જોધાસિંગ એ બે અપરાધીઓ પણ એવા જ સ્વભાવના હતા અને તેથી તેઓ ત્યાંથી જીવના જોખમને વેઠીને પલાયન કરી જવાને તૈયાર થયા હતા, એ તો આપણે જાણી ચૂક્યા છીએ, એટલે એ વિષયના વિશેષ વિવેચનની કશી પણ આવશ્યક્તા નથી.

જોધાસિંગને આન્ડામાનમાં આવ્યાને લગભગ પંદર વર્ષ થવા

આવ્યાં હતાં અને ત્યાંના અધિકારીઓની તેના પર એટલી બધી કૃપા હતી કે, જો તે એવી જ શાંતિથી ત્યાં બીજાં પાંચ વર્ષનો કાળ વીતાડી દે, તો તેને તેનું સ્વાતંત્ર્ય પાછું મળતાં કોઇ પણ પ્રકારના ભય વિના તે ભારતવર્ષમાં આવી શકે તેમ હતું. પરંતુ એક જ્યોતિઃશાસ્ત્રવેત્તાએ તેને એમ જણાવ્યું હતું કે: 'તારું આયુષ્ય ચોપન વર્ષનું છે;' અને તેનું પચાસ કે એકાવન વર્ષનું વય તો થઇ ચૂક્યું હતું, એટલે તેના મનમાં એવી ભીતિ રહ્યા કરતી હતી કે: "જો ચોપન વર્ષે મારું મરણ થઈ જશે, તો મારાથી હિંન્દુસ્તાનમાં પહોંચી શકાશે નહિ અને મરણ સમયમાં પણ મને મારાં આપ્ત તથા આત્મીય જનોના દર્શન તથા સમાગમનો લાભ નહિ મળે!" આ કારણથીજ તે પોતાના ધૈર્યને ત્યાગીને ત્યાંથી પલાયન કરવાના નિશ્ચયપર આવી પહોંચ્યો હતો અને તેના જેવા બીજા પણ કેટલાક બંદિવાનો પોર્ટ બ્લેઅરમાંના જીવનથી કંટાળેલા હોવાથી તેઓ પણ તેની સાથે પલાયન કરવાને એક પગે તૈયાર થઇ ગયા હતા. જોધાસિંગ આન્ડામાનના સઘળા ટાપૂઓના ખૂણેખૂણાનો જ્ઞાતા હોવાથી તેમજ તેને કોઇ પણ પ્રકારના પ્રતિબંધ વિના ગમે તે વેળાયે ગમે તે સ્થાનમાં જવાની સ્વતંત્રતા મળેલી હોવાથી તે ધીમે ધીમે પલાયનના તૈયારીઓ કર્યા કરતો હતો અને પલાયનના સમયમાં ઉપયુક્ત થનારાં સાધનોને એકત્ર કર્યો કરતો હતો. તેની આ તૈયારીઓ કેટલાક સમયથી ચાલતી હોવા છતાં અધિકારીઓનો તેનામાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી કોઇના મનમાં તેના વિશે સંશય આવ્યો ન હોતો અને અધિકારીઓનો એ અતિવિશ્વાસ જોધાસિંગમાટે અતિશય લાભકારક થઇ પડયો હતો. છેવટે સર્વ તૈયારીઓ થઇ રહી અને 'આવતી કાલે મધ્યરાત્રિ પૂર્વે આપણે અહીંથી પલાયન કરવાનું છે;' એ વાર્ત્તા જો-

ધાસિંગે દામોદરને જણાવી દીધી. ત્યાંથી પલાયન કરી શકાશે કે નહિ એ વિષેની દામોદરના મનમાં જો કે પ્રબળ શંકા હતી; તો પણ ભાગ્યપર આધાર રાખીને તે બીજા દિવસની રાત્રિની એકાગ્રતાથી પ્રતીક્ષા કરવા લાગ્યો. સમયને જતાં શી વાર ? તે રાત વીતી, બીજો દિવસ પણ વીત્યો અને બીજા દિવસની રાત્રિએ વિશ્વમાં પોતાના અધિકારનો વિસ્તાર કરવા માંડયો. દામોદર જોધાસિંગની પ્રતીક્ષા કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૪ મું

## પલાયન અને નૌકાભંગ

મધ્યરાત્રિનો સમય થયો અને જેલના પ્રહરીએ બાર ડંકા વગાડયા. સંત્રીઓના 'ઑલ્ વેલ્'ના ધ્વનિ સંભળાવા લાગ્યા અને તેથી આન્ડામાનના ભયાનક કારાગૃહમાં વ્યાપેલી અખંડ શાન્તિનો કિંચિદ્ ભંગ થયો; પરંતુ એ ભંગ ક્ષણિક હોવાથી બે ચાર ક્ષણમાં જ પુનઃ ત્યાં અખંડ શાન્તિ તથા નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો. જોધાસિંગના આગમનનો નિયત સમય વીતવા છતાં જોધાસિંગ ન આવ્યો એટલે દામોદરના મનમાં નાના પ્રકારના સંશય તથા તર્કવિતર્ક થવા લાગ્યા. તે આત્મગત કહેવા લાગ્યો કે: "જોધાસિંગે હિમ્મત હારીને પલાયનના વિચારને માંડી તો નહિ વાળ્યો હોય ? અથવા તેની પલાયન વિષયક તૈયારીની વાર્તા અધિકારીઓના જાણવામાં આવી જતાં તે પોતે કોઇ નવીન વિપત્તિમાં તો નહિ આવી પડયો હોય ? તે આવશે કે નહિ આવે ? તૈયારીમાં કાંઇ ન્યૂનતા રહી

જવાથી કદાચિત્ પલાયનના કાર્યને બે દિવસ લંબાવવાની આવશ્યકતા પડી હોય અને તેથી અત્યારે જોધાસિંગ વખતસર ન આવ્યો હોય, તો તે પણ બનવા જોગ છે. પરંતુ જો એમ હોય, તો પણ તેણે એ વિષયની મને સૂચના આપવામાટે તો મારી પાસે આવવું જ જોઇએ કે નહિ? અવશ્ય આવવું જોઇએ. છતાં તે નથી આવ્યો એટલે કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકાતો નથી. અસ્તુઃ પરમાત્માની જેવી ઇચ્છા; કારણ કે, અત્યારે પરમાત્માપર આધાર રાખીને બેસી રહેવા વિના બીજો કોઇ ઉપાય છે જ નહિ. અર્થાત્ જો પરમાત્મા આ નરકાલયમાંથી ઉદ્ધાર કરે, તો જ અમારા જેવા પાપાત્માઓના ઉદ્ધારનો સંભવ છે; અન્યથા ઉદ્ધારની આશા આકાશકુસુમ સમાન સર્વથા અસંભવનીય છે. હે પરમાત્મન્, તું અમારાં પાપો તથા અપરાધોની ક્ષમા કરીને અમારા આજના પલાયનકાર્યમાં અમારો સહાયક થજે અને અમારા કાર્યની સિદ્ધિના માર્ગમાં જો કાંઇ પણ વિઘ્ન આવવાની સંભાવના હોય, તો તે વિઘ્નને વિદારી દેજે!!"

આ વિશ્વનો એક એવો નિયમ જ છે કે, કોઇ ગમે તેવો પાપાત્મા, ક્રૂર, નિર્દય તથા નાસ્તિક પુરુષ હોય, તો પણ સંકટના સમયમાં તેનો આસ્તિકતાને સ્વીકાર્યા વિના અને પરમેશ્વરની સહાયતા માગ્યા વિના છૂટકો થઇ શકતો નથી. આવો ત્રિકાલાબાધ્ય નિયમ હોવાથી જ એક કવિએ કહ્યું છે કેઃ—

"કાંટા હય હરેક જિગરમેં અટકા તેરા;
હલકા હય હરેક ગોશમેં લટકા તેરા;
માના નહીં જિસ્ને તુઝકો જાના હય જુરૂર;
ભટકે હુવે દિલમેં ભી હય ખટકા તેરા!

* * * *

" તૂફાનમેં હય જબ જહાજ, ચક્કર ખાતા;
જબ કાફિલા વાદીમેં હય સર ટકરાતા;
અરબાબકા આસરા હય જબ ઉઠ જાતા;
બ્હાં તેરે સિવા કોઇ નહીં યાદ આતા ! " હાલી

જે દામોદરે પોતાના સુખના સમયમાં પરસ્ત્રીગમન અને પર-ધનાપહાર જેવા અપરાધો કરતાં કદાપિ ઈશ્વરનો ભય રાખ્યો ન હોતો, ધર્મ તથા નીતિનો વિચાર કર્યો ન હોતો અને શુદ્ધ હૃદયથી જગદા-ધાર જગદીશ્વરના નામનો ઉચ્ચાર કર્યો ન હોતો; તેજ નાસ્તિકશિરો-મણિ દામોદરના મુખમાંથી આજે ઈશ્વરના નામનો ઉચ્ચાર સંભ-ળાતો હતો, એ કેવળ તેના શિરપર આવી પડેલા અનિવાર્ય સંકટ-નું જ પરિણામ હતું; વિપત્તિએ આજે એક નાસ્તિકને આસ્તિક કરી બતાવ્યો હતો અને પાષાણને નવનીત સમાન મૃદુ બનાવી દીધો હતો. ખરેખર જ્યારે મનુષ્ય અસહ્ય આપત્તિમાં આવી પડે છે, તે વેળાયે તે ઈશ્વરનો શત્રુ હોય, તો પણ ઈશ્વરના નામનો જપ કરવા મંડી જાય છે; કારણ કે, સુખમાં મનુષ્ય ઇશ્વરને ભૂલી જાય એ સંભવિત છે, પણ દુઃખના સમયમાં તો ઈશ્વરનું સ્મરણ અવશ્ય થાય છે અને તેટલામાટેજ કેટલાક મહાત્માઓ ઈશ્વર પાસેથી નિરંતર દુઃખની જ યાચના કર્યા કરે છે કે જેથી તેઓ ઈશ્વરને ભૂલી ન જાય અને તેમની ભક્તિનો ભંગ ન થાય. દુઃખને કોઇ પણ મનુષ્ય ઉત્તમ મા-નતું નથી અને તેથી દુઃખને કોઇ પણ માનવપ્રાણી ઇચ્છતું નથી; પરંતુ દુઃખમાં પણ એટલી ઉત્તમતા તો અવશ્ય રહેલી છે કે તે પરમેશ્વરનું ચિન્તન કરાવે છે અને તેથી આ વિશ્વમાંની કોઇ પણ વસ્તુ સર્વથા ગુણહીન તથા અધમ છે જ નહિ, એવો જે તત્ત્વવેત્તા-ઓનો સિદ્ધાન્ત છે, તે નિર્વિવાદ સત્ય સિદ્ધ થાય છે.

અસ્તુ: મધ્યરાત્રિ પછી લગભગ અડધાથી પોણા કલાક જેટલો બીજો સમય પણ વીતી ગયો અને આશા તથા નિરાશાના મધ્યમાં અટવાતા દામોદરનાં શ્રવણોમાં કોઇ મનુષ્યનાં પગલાંનો ધ્વનિ આવીને અથડાયો. બે ચાર ક્ષણમાં જ તેની કોટડીનો દરવાજો ઉઘડ્યો અને જોધાસિંગને તેણે પોતા સમક્ષ ઊભેલો જોયો; કારણ કે, જોધાસિંગના હાથમાં ફાનૂસ હોવાથી તેને ઓળખવામાં દામોદરને કોઇ પણ પ્રકારનો પરિશ્રમ કરવો પડે તેમ હતું જ નહિ. જોધાસિંગને પોતા સમક્ષ ઊભેલો જોતાં જ દામોદરને જાણે પરમાત્માનો સાક્ષાત્કાર થયો હોયની! એવો ભાસ થવા લાગ્યો અને તેણે આતુરતા તથા અધીરતાથી જોધાસિંગને મંદ સ્વરથી પૂછ્યું કે: " જોધાસિંગજી, હવે અહીંથી પ્રયાણ કરી જવામાં કેટલોક વિલંબ છે વારુ ? "

" હું તમને લઇ જવામાટે જ આવ્યો છું. પરમાત્માની કૃપાથી આપણા પલાયનની સઘળી તૈયારીઓ થઇ ચૂકી છે એટલે અત્યારે અને આ ક્ષણે તો કાંઈ પણ વિઘ્ન આવવાનો સંભવ નથી. ભવિષ્યની વાર્ત્તા ભવિષ્યના ગર્ભમાં છે અને પોર્ટ બ્લેઅરને છોડી જવા પછી આપણો રક્ષક દયાઘન પરમાત્મા છે; માટે લ્યો પરમેશ્વરનું નામ અને ઉઠીને મારી સાથે ચાલવા માંડો." જોધાસિંગે દામોદરને તેના હૃદયમાં અમૃત કરતાં પણ અધિક સુખકર પરિણામને નિપજાવનારા શબ્દો સંભળાવ્યા.

" હું પણ આપની વાટ જોઇને જ બેઠો છું એટલે હું વિલંબ કરું એ તો સંભવે જ નહિ; ચાલો. " આટલા શબ્દો ઉચ્ચારતાંની સાથે જ દામોદર ત્યાંથી પ્રયાણ કરવાને તૈયાર થઇ ગયો.

જોધાસિંગે તેને ઊભો રાખ્યો અને સૂચનાના સ્વરૂપમાં જણાવ્યું કે: " દામોદરભાઇ, હવે અહીંથી નીકળ્યા પછી હું તમને જે કાંઇ આજ્ઞા આપું તદનુસાર વર્ત્તવામાં તમો લેશમાત્ર પણ વિલંબ કરશો નહિ

અને નિરર્થક પ્રશ્નોત્તરમાં સમય વીતાડશો નહિ; કારણ કે, અહીંથી આપણા પલાયન પછી ત્રણ ચાર કલાકમાં તો આપણા પલાયનની વાર્ત્તા બહુધા પ્રકાશમાં આવી જશે અને અહીંના અધિકારીઓ તત્કાળ આપણને પકડી પાડવામાટેના પ્રયત્નનો આરંભ કરી દેશે; એટલા-માટે એ ત્રણ કે ચાર કલાક જેટલા સમયમાં જો આપણે આપણા ધારેલા સ્થાનમાં ન પહોંચી જઇએ, તો આપણું જીવન ભયમાં છે, એ વાર્ત્તાને કદાપિ ભૂલશો નહિ."

"હું આપની પ્રત્યેક આજ્ઞાનું ઈશ્વરની આજ્ઞા સમાન પાલન કરીશ અને આપની આજ્ઞા થશે, તો મારા જીવનની આહુતિ આપવાને પણ હું તત્પર રહીશ, એ નિશ્ચય પૂર્વક માનજો." દામોદરે કહ્યું.

"ચાલો, ત્યારે મારી પાછળ પાછળ સાવધતાથી ચાલ્યા આવો." એ પ્રમાણે કહીને જોધાસિંગે હોતાના હાથમાંના ફાનૂસને બુઝાવી નાખીને અંધારામાં આગળ ચાલવા માંડયું અને દામોદર તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. અહીં વચ્ચે જણાવવું જોઇએ કે, જોધાસિંગની સૂચનાથી દામોદરે એક બે દિવસ પૂર્વે જોધાસિંગે લાવી આપેલા લાકડાના એક લાંબા ખંડને પોતાની પથારીમાં સુવડાવીને તેના પર કંબલ એવી રીતે ઓઢાડી દીધું હતું કે, દૂરથી જોનારને જાણે ત્યાં માણસ જ સુતેલું છે, એવો જ ભાસ થઈ જાય તેમ જ જોધાસિંગે દામોદરને બહાર કાઢયા પછી કોટડીના દરવાજાને બંધ કરીને તાળું પણ વાસી દીધેલું હોવાથી તત્કાળ ત્યાં તપાસ કરતાં દામોદરના પલાયનની કોઇને પણ કલ્પના થવાનો સંભવ ન હોતો. જોધાસિંગ જેલના પ્રત્યેક ભાગનો કીડો હોવાથી અંધકારમાં પણ પ્રકાશમાં ચાલતો હોયની ! તેવી ઝડપથી ચાલ્યો જતો હતો અને દામોદર તેની અડોઅડ ચાલતો હોવ થી તેની ચાલ પણ તેવી જ ઊતાવળી હતી, એ નવી-

નતાથી કહેવાની આવશ્યકતા નથી. ચાલતા ચાલતા લગભગ દશેક મિનિટ પછી તેઓ ત્રણ ચાર આંગણાંને ઓળગીને જેલની ઊંચી દીવાલ પાસે આવી લાગ્યા અને જોધાસિંગે દીવાલપર આમતેમ હાથ ફેરવીને બાહ્ય ભાગમાંથી અંદરના ભાગમાં લટકતા એક જાડા દોરડાને પોતાના હાથમાં પકડી લીધો અને તે દોરડાપર દામોદરના હાથ મૂકીને જોધાસિંગે અત્યંત મંદ સ્વરથી કહ્યું કે: "બહારની બાજૂએ આઠ મનુષ્યો આ દોરડાને ઝાલીને ઊભા છે અને તમારે આ દોરડાના આધારે દીવાલપર ચઢીને પેલી બાજૂએ ઊતરી જવાનું છે. અહીંના છેડાને હું મજબૂત પકડી રાખું છું એટલે તમે હવે ચડવા માંડો. દીવાલપર પહોંચ્યા પછી દોરડાને તમો બાઝી રહેજો એટલે હું અહીંથી ધીમે ધીમે દોરડાને સરકાવીશ તેથી તમો સરળતાથી પેલી બાજૂએ ઊતરી શકશો. તમો બહાર સહીસલામત પહોંચીને ત્યાં જે મનુષ્યો છે તેમની સાથે ચાલતા થઈ જજો અને હું થોડી વારમાં જ અમુક સ્થળે આવીને તમને મળીશ."

આવી રીતે દોરડાપર ચઢીને જેલની દીવાલને ઓળંગવાનો દામોદરને આ પ્રથમ પ્રસંગ જ પ્રાપ્ત થયેલો હોવાથી સ્વાભાવિક જ તે અચકી ગયો; પરંતુ અત્યારે હવે મુક્તિનો અન્ય કોઈ પણ માર્ગ ન હોવાથી ઈશ્વરનું નામ લઈને તેણે દોરડાના આધારે દીવાલપર પહોંચવાના પ્રયત્નનો આરંભ કરી દીધો. વચ્ચે એક બે વાર 'કદાચિત પડી જઈશ, તો ?' એવો તેના મનમાં ભય તો થયો, પણ સ્વતંત્રતાને મેળવવાની આશાએ તેના તે ભયનું નિવારણ કરી નાખ્યું અને તે કોઈ પણ પ્રકારના વિશેષ વિઘ્ન વિના બાહ્ય ભાગમાં ઊતરી ગયો. ત્યાં જોધાસિંગના કથન અનુસાર આઠ મનુષ્યો ઊભેલા હતા અને તેઓ દોરડાને લપેટી દામોદરને સાથે લઈને અંધકારમાં જ ત્યાંથી ચાલતા થઈ ગયા.

પ્રતિક્ષણ પકડાઇ જવાની ભીતિ હોવાથી તેમનાથી ફાનસ તો શું પણ દીવાસળી પણ સળગાવી શકાય તેમ ન હોતું અને તેથી તેમને કૃષ્ણ પક્ષની રાત્રિના—ચતુર્દશીની રાત્રિના—મહાભીષણ અંધકારમાં જ પોતાનો પંથ કાપવો પડતો હતો. માર્ગમાં અનેક સ્થળે તેમના પગોમાં કાંકરા અને કાંટા વાગતા હતા તથા ઠોકરો લાગતી હતી, છતાં તેમની લેશમાત્ર પણ દરકાર કર્યા વિના તેઓ જેટલી ઉતાવળથી ચાલી શકાય તેટલી ઉતાવળથી આગળ અને આગળ જ ચાલ્યા જતા હતા. દામોદર જો કે માર્ગનો જ્ઞાતા ન હોતો, પણ તેની સાથેના આઠ મનુષ્યો આન્ડામાનના જૂના કયદીઓ હોવાથી અને અત્યારે તેઓ ગામડામાં રહેતા હોવાથી ત્યાંના સર્વ માર્ગોના જ્ઞાતા હતા અને તેથી જ બિલાડીની પેઠે અંધકારમાં કોઇ પણ પ્રકારના સંકોચ વિના ચાલી શકતા હતા. દામોદરને તેમણે પોતાના મધ્યમાં રાખેલો હોવાથી તે પણ સરળતાથી ચાલ્યો જતો હતો. લગભગ એક માઇલ જેટલો પંથ કપાઇ ગયો ત્યાં સુધી તો એ નવ મનુષ્યોમાંના એક પણ મનુષ્યે એક પણ શબ્દનો મુખમાંથી ઉચ્ચાર કર્યો ન હોતો; પરંતુ ત્યાર પછી બોલવાની અનિવાર્ય આવશ્યકતા ઉપસ્થિત થતાં તે નવમાના એક પ્રૌઢ પુરુષે કહ્યું કેઃ "ઊભા રહો; અહીં પાસે જ એક મોટો ખાડો છે તેમાં આપણે જોધાસિંગની વાટ જોઇને બેસવાનું છે; કારણ કે, જોધાસિંગને જેલ તપાસી પોતાનો ચાર્જ બીજા વૉર્ડરને સોંપીને અહીં આવતાં લગભગ અડધા કલાક જેટલો વિલંબ થવાનો સંભવ છે. તેમના આવ્યા વિના આપણાથી આગળ વધી શકાય તેમ નથી; કારણ કે, સઘળી તૈયારીઓ તેમના હાથેજ થયેલી છે અને આપણે તે વિશે વધારે કાંઇ પણ જાણતા નથી એટલે અજ્ઞાન અને અંધ ઉભય સમાન હોય છે, તેવી જ અત્યારે આપણી અવસ્થા છે."

તે સર્વ ત્યાં પાસે જ આવેલા એક વિશાળ ખાડામાં ઊતરી ગયા અને જોધાસિંગની વાટ જોતા બેસી રહ્યા. તેમને ત્યાં બેઠાને હજી તો અડધો કલાક થયો પણ ન હોતો, એટલામાં તો તે ખાડાના બાહ્ય ભાગમાંથી ‘ વાહ ગુરુ ’ એવો સાંકેતિક શબ્દ આવીને તેમનાં શ્રવણોમાં અથડાયો. એ શબ્દ સાંભળતાં જ તેઓ ઊઠીને ઊભા થયા અને ‘ વાહ ગુરુ ’ બોલતા પાછા ખાડામાંથી નીકળીને ઉપરના માર્ગમાં આવી લાગ્યા. હવે જોધાસિંગ આગળ ચાલ્યો અને તેના નવ અનુયાયી તેની પાછળ ચાલવા લાગ્યા. બીજો લગભગ દોઢેક માઈલનો પંથ કાપ્યા પછી તેઓ એક જંગલમાં આવી પહોંચ્યા. એક તો કૃષ્ણચતુર્દશીની રાત્રિનો ભીષણ અંધકાર વ્યાપેલો હતો અને જંગલમાં વળી વૃક્ષોની ઘાટી ઘટા વ્યાપેલી હતી એટલે ત્યાંનો અંધકાર એવો તો ગાઢ હતો કે, બે વેંતના અંતરપર ઊભેલા મનુષ્યનું મુખ પણ દૃષ્ટિગોચર થઈ શકતું ન હોતું. આ સ્થાનને અલ્પ સમયને માટે નિર્ભય ધારીને જોધાસિંગ ઊભો રહી ગયો અને પોતાના અનુયાયીઓને પણ ઊભા રાખીને તે કહેવા લાગ્યો કેઃ—

“ મારા પ્રિય બાંધવો, આ આન્ડામાનમાંથી પલાયન કરીને અન્ય ભૂમિમાં પહોંચી જવાનું કાર્ય કેવું અને કેટલું ભયંકર છે, એની કદાચિત્ તમારામાંના કેટલાકોના મસ્તિષ્કમાં કલ્પના પણ નહિ હોય અને તેટલામાટે તેની ભયંકરતાનો તમને કિંચિત્ ભાસ કરાવવાની મને અનિવાર્ય આવશ્યકતા જણાય છે. આન્ડામાનના ટાપૂમાંથી પલાયન કરવાના બે માર્ગ છે; એક માર્ગ સ્થળનો છે અને બીજો માર્ગ જળનો છે. સ્થળનો માર્ગ એટલો બધો ભયંકર છે કે અત્યાર સુધીમાં અહીંના જે જે બંદિજનોએ એ સ્થળના માર્ગથી પલાયનનો પ્રયત્ન કર્યો છે, તેમને અસહ્ય યાતનાઓ વેઠવી પડી છે અને

અને પોતાના પ્રયત્નમાં ફળીભૂત થયા વિના કાં તો તેઓ મરી ગયા છે અને કાં તો પાછા પકડાઇ ગયા છે. સ્થળના માર્ગને સ્વીકારીને જંગલના ઘાટા ભાગમાં કેટલીક વાર ભૂખે મરી જવાનો વખત આવી લાગે છે અને તે સાથે અહીંનાં જંગલોમાં થતા બે પ્રકારના જંતુ-ઓની એટલી બધી પીડા સહન કરવી પડે છે કે કેટલીક વાર તો તેના યોગે મરણ કરતાં પણ અધિક અધમ અવસ્થા થઇ જાય છે. જ્યાં જમીન ભીની હોય છે ત્યાં જલૌકા અથવા જળો નામક જતુંઓ એટલા બધા પ્રમાણમાં હોય છે કે શરીરના પ્રત્યેક ભાગમાં વળગીને તેઓ આપણા રક્તને ચૂસવા મંડી જાય છે અને તેથી છેવટે મરણ વિના આપણી મુક્તિનો બીજો કોઇ ઉપાય રહેતો જ નથી; તેમ જ જ્યાં સૂકી જમીન હોય છે, ત્યાં આફ્રિકામાં થતા જિગ્ગર નામક જંતુઓ જેવા એક પ્રકારના જંતુઓ થાય છે અને તેમને અંગ્રેજો ' ટિક્સ્ ' ( Ticks ) તથા અન્ય જનો ' ગદિર ' નામથી ઓળખે છે. એ જંતુઓ જો કે આફ્રિકાના જિગ્ગર જેવા વિનાશક હોતા નથી, તો પણ અત્યંત પીડાકારક હોય છે. જિગ્ગર શરીરના માંસલ ભાગમાં પ્રવેશ કરીને ત્યાં પોતાનાં ઇંડાં મૂકે છે અને તે ઇંડાં માંસને ફાડી નાખે છે; પરંતુ ગદિર માત્ર પોતાના શિરોભાગનો જ માંસમાં પ્રવેશ કરાવે છે અને બાકીના ભાગને બહાર રાખીને રક્તને ચૂસવા માંડે છે. જો કોઇ એ ગદિરને ખેંચી કાઢવાનો પ્રયત્ન કરે છે, તો તે ટૂટી જાય છે અને તેનું માથું અંદર જ રહી જાય છે કે જે પછીથી માંસમાં સડો પેદા કરી દે છે અને તે સડો એવો હોય છે કે, ખવા-યલું માસ પાછું આવતું જ નથી. એ ગદિરથી છૂટવાનો એક જ ઉપાય છે અને તે એ કે તેનાપર મિથિલેટેડ્ સ્પિરિટ્ થોડા પ્રમાણમાં નાખી દેવું; કારણ કે, તે મિથિલેટેડ્ સ્પિરિટ્ માંસમાં ઊતરીને રક્ત-

સાથે મળી જાય છે અને રક્તમાં તેનો જે સ્વાદ આવે છે તે સ્વાદ તે ગદિરને બહુ જ ખરાબ લાગવાથી તે પોતાની મેળે જ બહાર નીકળી આવે છે. પરંતુ ન્હાસીને જંગલમાં આવેલા બંદિવાનો પાસે મિથિલેટેડ્ સ્પિરિટ્ હોતું નથી અને તેથી એ ગદિર જંતુઓના આક્રમણથી તેમને અસહ્ય યંત્રણા ભોગવવી પડે છે. એક વાર જેલમાંથી કેટલાક કયદીઓ ન્હાસીને જંગલમાં જઇ ભરાયા હતા અને જ્યારે તેમને પકડવામાં આવ્યા, ત્યારે તેઓ એ ગદિરના આક્રમણથી લગભગ આંધળા થઇ ગયેલા હતા અને તેમનો દેખાવ દયાજનક થઇ પડયો હતો. અર્થાત્ સ્થળમાર્ગની આવી પ્રતિકૂળ પરિસ્થિતિઓનો વિચાર કરતાં સ્થળમાર્ગથી ન્હાસવાનો પ્રયત્ન કરવો અને મરણને આમંત્રણ આપવું, એ ઉભય કાર્યો સમાન દેખાય છે અને તેટલામાટે મેં જળમાર્ગથી જ પલાયન કરી જવાની તૈયારીઓ કરેલી છે. હવે જળના માર્ગમાં જોખમ નથી એમ તો નથી જ; પરંતુ માત્ર એટલો ભેદ છે કે, જો ત્યાં મરણ આવે, તો પણ વિશેષ કષ્ટ થવાનો સંભવ નથી. મેં એક એકાંત અને ઉજ્જડ ભાગમાં આવેલા એક સમુદ્રતીરપ્રાંતમાં એક નૌકા, હલેસાં, લાઇફબેલ્ટ તથા આંઠેક દિવસ સુધી ચાલે તેટલા ખોરાક આદિની વ્યવસ્થા કરી રાખી છે અને આપણે તે નૌકામાં બેસીને જ પલાયન કરવાનું છે. અહીંના મૂળનિવાસી આન્ડામાનીઓમાંની એક સ્ત્રી સાથે મારો પ્રેમસંબંધ હોવાથી તેણે આ સર્વ વ્યવસ્થા કરેલી છે અને તે સ્ત્રી પણ આપણી સાથે જ આવવાની છે; કારણ કે, મારી સાથે ભારતવર્ષમાં આવવાની અને ભારતવર્ષને જોવાની તથા મારી પત્ની તરીકે ત્યાં રહેવાની આશાથી જ તે આ સાહસ કરવાને તૈયાર થઇ છે અને તેથી તેને સાથે લીધા વિના ચાલે તેમ છે જ નહિ. સમુદ્રમાં પણ આપણી

તપાસ તો અધિકારીઓ કરવાના જ, પણ તત્કાળ તેઓ આપણી પૂઠે ન પડી શકે અને આપણી પૂઠે પડવાની તૈયારી કરતાં ઓછામાં ઓછા તેમના બે દિવસ વીતી જાય, એટલામાટે જે ત્રણ ચાર બોટો છે, તે સઘળી બોટોને ગાબડાં પાડીને મેં નકામી કરી નાખી છે અને તેથી અત્યારે તો આપણે નિર્ભય છીએ; પછીથી જે થાય તે ખરૂં. ચાલો ત્યારે હવે વધો આગળ; કારણ કે, રાત હવે થોડી રહી છે અને આપણે વેષ ઝાઝા ભજવવાના છે.”

તેઓ વળી પાછા ચાલવા લાગ્યા અને ત્યાંથી વળી એકાદ માઇલ ચાલીને સમુદ્રના એક એકાંતિક અને માનવવસતિવિહીન તીરપ્રાંતમાં આવી પહોંચ્યા. તોફાની સમુદ્રની ગર્જના ત્યાં એવી તો પ્રબળ હતી કે તે ગર્જનાને સાંભળતાં જ કેટલાક કાચીપોચી છાતીના કયદીઓની દઢતાનો દુર્ગ જર્જરિત થઈ જવાનો સંભવ હતો; પરંતુ અત્યારે જે બંદિવાનો પલાયનમાટે કટિબદ્ધ થયા હતા, તેઓ સઘળા મજબૂત છાતીના, હિમ્મતવાળા, તરવાની કળામાં પ્રવીણ અને સ્વતંત્રતાને મેળવવામાટે મરણિયા થયેલા હોવાથી તેમની દઢતા સમુદ્રની એ ગર્જનાથી લેશમાત્ર પણ ચળી નહિ, કિન્તુ તે ગર્જના તેમના માટે તો ઉત્સાહને વધારનારી જ થઇ પડી. જોધાસિંગે આગળ વધીને પોકાર કર્યો કેઃ “વાહ ગુરુ!” અને અંધકારમાં તેને એનો જવાબ મળ્યો કેઃ “વાહ ગુરુ!” ત્યાં જે નૌકા તૈયાર હતી, તેમાં તેઓ બેસી ગયા, તેમણે હલેસાં પોતાના હાથમાં લઇ લીધાં અને આન્ડામાની સ્ત્રીએ કાંઠાપરના એક વિશાળ પાષાણસાથે નૌકાના બાંધેલા દોરડાને છોડતાંની સાથે જ નૌકા સમુદ્રાભિમુખ થઇને જળમાં ડોલતી ડોલતી ચાલવા લાગી. કિનારાથી કેટલાક અંતરપર નીકળી ગયા પછી જોધાસિંગ વળી પાછો પોતાના સાથીઓને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

" મારા બહાદુર સાથીઓ, આ લાઇફબેલ્ટ પણ તમારી કમ્મર-પર પહેરીને તૈયાર રહો; કારણકે, આ સાધારણ નૌકા હવે પછીના સમુદ્રના તોફાની ભાગમાં સલામત રહેશે કે કેમ એનો નિશ્ચય નથી: અને તેથી કદાચિત્ નૌકા ટૂટી જાય, તો પણ આપણા જીવનની હાનિ ન થાય, એટલામાટે આ લાઇફબેલ્ટને કમ્મરપર ધારી લેવાની આવશ્યકતા છે. છતાં ધારો કે, આપણી નૌકા સમુદ્રના તોફાની ભાગમાં પણ સહીસલામત રહે અને તેને કાંઇ પણ ઇજા ન આવે, તો પણ જ્યારે દૂરથી કોઈ બીજું વહાણ સમુદ્રમાં આપણા જોવામાં આવશે, તે વેળાયે ઇચ્છાપૂર્વક આપણે આપણી નૌકાને ડુબાવીને નિરાધાર અવસ્થાનો સ્વીકાર કરવો પડશે; કારણ કે, તેવા કોઇ વહાણનો આશ્રય લીધા વિના આપણાથી હિન્દુસ્તાનમાં પહોંચી શકાય તેમ નથી અને આપણે આન્ડામાનના બંદિવાનો છીએ એ વાર્ત્તા જો વહાણવટીઓના જાણવામાં આવી જાય, તો તેઓ આપણને આશ્રય ન આપે અને કદાચિત્ આશ્રય આપીને આપણને વહાણમાં લઈ લે, તો પણ કિનારે પહોંચીને સરકારી અધિકારીઓના કબ્જામાં સોંપી દે, એ નિઃસંશય છે; અર્થાત્ તેમને તો આપણે એમ જ જણાવવાનું છે કે, ' અમો ડુબેલી એક સ્ટીમરના પેસેન્જરો છીએ,' તો જ આપણી નિર્ભયતા છે. આ દેખાવ કરવામાટે પણ લાઇફબેલ્ટની જરૂર છે અને લાઇફબેલ્ટને જોતાંજ વહાણવટીઓ અથવા તો કોઈ સ્ટીમરવાળા આપણને ડુબેલી સ્ટીમરના પેસેન્જરો ધારી લેશે અને આપણા વિશે કાંઇ પણ શંકા લાવશે નહિ; કારણ કે, આન્ડામાનના બંદિવાનો પાસે લાઇફબેલ્ટ હોઇ શકે જ નહિ, એ તેઓ સારી રીતે જાણતા હોય છે. આન્ડામાનના ટાપૂપાસે આગળ એક સ્ટીમર ડૂબી ગઇ હતી તેના લાઇફબેલ્ટ મેં

એક ઠેકાણે સંભાળીને રાખ્યા હતા કે જે આજે આપણા ઉપયોગમાં આવી શક્યા છે. કેટલીકવાર સંઘર્યો સર્પ પણ કામનો થઇ પડે છે; તો આ લાઇફબેલ્ટ કેમ ઉપયોગી ન થાય વારૂ? ચાલો લાઇફબેલ્ટ પહેરી લ્યો અને પછી જરા નાસ્તો પણ કરી લ્યો; કારણ કે, 'કોણે દીઠી કાલ' વાળી કહેવત પ્રમાણે પ્રભાતમાં કોણ જાણે કેવો પ્રસંગ પ્રાપ્ત થશે અને જળપાનનો અવસર પણ મળશે કે નહિ, એનો કશો પણ નિશ્ચય નથી. કદાચિત્ આપણે એક બીજાથી છૂટા પણ પડી જઇએ! એટલામાટે અત્યારે જે આનન્દ ભોગવ્યો તે જ આપણો છે. હવે આપણા જીવન તથા મરણનો આધાર કેવળ પરમાત્માની ઇચ્છાપર હોવાથી તે તારશે તો તરીશું અને મારશે તો મરીશું. પ્રયત્ન કરવા છતાં વિજય ન મળે, તો તેમાં આપણો દોષ નથી."

નૌકામાંના સર્વ મનુષ્યોએ લાઇફબેલ્ટ પહેરી લીધા અને ત્યારપછી નાસ્તાને ઇન્સાફ આપી જળપાન કરીને તેઓ તાજા તવાના થઇ ગયા. અન્નના આહારથી શરીરમાં નવીન ચેતન તથા ઉત્સાહ આવવાથી તેઓ હલેસાંને બળપૂર્વક પાણીમાં મારવા લાગ્યા અને વાયુ પણ અનુકૂળ હોવાથી તેમની નૌકા સ્ટીમલૉંચની ઝડપથી સમુદ્રમાં આગળ વધવા લાગી. આન્ડામાનની મૂળનિવાસિની સ્ત્રી ત્યાંના સમુદ્રની ભોમીયેણ હોવાથી તેમ જ નૌકાને ક્યા સ્થાનમાં લઇ જવાથી કોઇ સ્ટીમર અથવા વહાણ મળી જવાનો સંભવ હતો એ પણ સારી રીતે જાણતી હોવાથી નૌકાના કર્ણધારનું સ્થાન તેણે જ લીધું હતું અને જોધાસિંગ તેના નિકટ ભાગમાં બેસીને હલેસું ચલાવતો હતો. દામોદર નૌકાના છેક અગ્રભાગમાં હલેસું મારવાને બેઠો હતો. જેમ જેમ નૌકા સમુદ્રમાં આગળ વધતી જતી હતી તેમ તેમ સમુદ્રનાં પર્વત સમાન ઉછળતાં મોજાંમાંથી તેને માર્ગ કાપવો પડતો

હતો. કોઈ વાર નૌકા મોજાપર ચઢીને એટલી બધી ઉંચી થતી હતી કે જાણે તે કોઈ ટેકરીપર ચઢતી હોયની તેવો જ ભાસ થતો હતો, અને પાછી મોજાના પછાડા સાથે તે એટલી બધી નીચે પછડાતી હતી કે, તે જાણે અત્યારે જ પાતાળમાં પેસી જશે, એવો તેમાં બેઠેલા મનુષ્યોના મનમાં ભય થયા કરતો હતો. અચાનક વાયુ પણ સુસવાટા- બંધ વાવા લાગ્યો અને તે સાથે સમુદ્ર પણ વધારે તોફાની થઇ ગયો. પાણીની જબરી છોળો હવે નૌકામાં પણ આવવા લાગી અને તેથી નૌકા હમણાં જ ટૂટી જશે અથવા તો ડૂબી જશે, એવો સ્પષ્ટ રંગ દેખાયો. જોધાસિંગે પોતાના સાથીઓને સાવધ રહેવાની ચેતવ- ણી આપી દીધી; પરંતુ થોડી જ વારમાં એક એવી પ્રચંડ લહરી આવી કે તે લહરીના આઘાતથી નૌકા હચમચી ગઇ અને અગ્રભાગમાં હલેસું લઇને બેઠેલો દામોદર સમુદ્રના અગાધ જળમાં ઉછળી પડયો. તે ઉછળી પડયો હતો, એ કોઇના જોવામાં આવ્યું નહિ અને સમુદ્ર- ની બીજી લહરી તેને એટલો બધો દૂર ધસડી ગઈ કે અંધકારમાં પુનઃ નૌકાને પકડી પાડવાનું કાર્ય તેના માટે સર્વથા અશક્ય થઇ પડ્યું. તે અગાધ સમુદ્રના જળમાં તણાતો ચાલ્યો.

એ ઘટનાને લગભગ એક કલાક થઇ ગયો અને ઉષઃકાળ થયો. ઉષઃકાલિક પ્રકાશની મંદ છટાનો વિસ્તાર થતાં જોધાસિંગ તથા તેના બીજા સાથીઓના જાણવામાં આવ્યું કે દામોદર નૌકામાં ન હોતો અને તેથી તેમણે ધારી લીધું કે, તે નૌકાના અગ્રભાગમાં બેઠેલો હોવાથી અવશ્ય સમુદ્રમાં ઉછળી પડેલો હોવો જોઇએ. પ્રાતઃક્ષણ તોફાન વધતું જ જતું હતું અને તેથી સર્વને પોતાના પ્રાણની ચિંતા હોવાથી દામોદરના સમુદ્રમાં પડી જવાનો વિશેષ વિચાર કરવા યોગ્ય તે સમય ન હોતો. અચાનક ઉપરાસાપરી એવી તો ત્રણ ચાર લહરીઓ પૂરા બળથી



"માત્ર જેતવાસિંગની આનંદામાની પ્રિયતમાએ જેતવાસિંગનો હાથ પકડી રાખેલો હોવાથી તે બન્ને સાથે હતાં

પૃષ્ઠ ૨૯૯.

આવી કે નૌકામાં ભરપૂર–કાંઠા સુધી–પાણી ભરાઈ ગયાં અને નૌકા તૂટી પણ ગઇ એટલે હવે નૌકાને ત્યાગી દીધા વિના તેમનો ઉદ્ધાર ન હોતો. તે સર્વ તરવાની કળામાં નિષ્ણાત હોવાથી તથા તેમની કમ્મરે લાઇફબેલ્ટ હોવાથી તેઓ નૌકાની પરવા ન રાખતાં ભાગ્યપર આધાર રાખીને જળમાં તરવા લાગ્યા. પરંતુ હવે તેઓ એક બીજાથી છૂટા પડેલા હોવાથી અને એકત્ર રહેવાના તેમના નૌકારૂપ સાધનનો નાશ થયેલો હોવાથી તેમને સમુદ્રની લહરીઓ જ્યાં લઇ જાય, ત્યાં જવા વિના તેમનો બીજો કોઈ ઉપાય હતો જ નહિ. માત્ર જોધા- સિંગની આન્ડામાની પ્રિયતમાએ જોધાસિંગનો હાથ પકડી લીધેલો હોવાથી તે બન્ને સાથે હતાં અને અન્ય સર્વ મનુષ્યો એક બીજાથી જૂદા પડી ગયા હતા. ઉપર અનંત આકાશ અને નીચે વિશાળ સ- મુદ્રના જળનો અગાધ વિસ્તાર એવી અવસ્થામાં કેવળ જગદાધાર વિના તેમના ઉદ્ધારનો અન્ય કોઇ પણ આધાર ન હોતો અને તેથી જો તેઓ એકનિષ્ઠાથી ઈશ્વરની પ્રાર્થનામાં નિમગ્ન થયા હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

---

# પ્રકરણ ૧૫ મું

## જીવન અને મરણના મધ્યમાં!

---

જોધાસિંગ પછી આન્ડામાનની જેલમાં જે સિપાહી ડ્યૂટીપર આવ્યો હતો, તે પોતાના નિયમ પ્રમાણે જેલમાંના કયદીઓની સઘળી કોટડીઓની તપાસ કરી ગયો હતો; છતાં દામોદરના પલાયનની તે કલ્પના કરી શક્યો ન હોતો; કારણ કે, અવાજ આપતાં જ્યારે અં- દરથી જવાબ ન મળ્યો એટલે તેણે ફાનસનો પ્રકાશ નાખીને જાળી-

દાર બારણામાંથી અંદર નજર દોડાવી હતી અને અંદર દામોદરે એક લાકડાને સૂવાડીને નાટકનું જે દૃશ્ય ગોઠવી રાખ્યું હતું તેને નિદ્રાવશ દામોદર ધારીને તે ત્યાંથી ચાલ્યો ગયો હતો પરંતુ સવારમાં જ્યારે કયદીઓની હાજરીનો વખત થયો તે વેળાયે દામોદરની ગેરહાજરી પ્રકાશમાં આવી ગઇ અને તેની સાથે જોધાસિંગ તથા બીજા આઠ કયદીઓના પલાયનની વાર્ત્તા પણ પ્રકાશિત થઇ. આન્ડામાનમાં એક પ્રકારનો આશ્ચર્યજન્ય કોલાહલ વ્યાપી ગયો અને ત્યાંના વરિષ્ટ અધિકારીઓની આજ્ઞાથી સિપાહીઓ, સંત્રીઓ, વૉર્ડરો તથા રક્ષકો તે કયદીઓને શોધી લાવવામાટે ભિન્ન ભિન્ન સ્થળો પ્રતિ જવાને તૈયાર થઈ ગયા. આન્ડામાન બેટના વપરાશમાંના કિનારાપર બાંધેલી સઘળી સરકારી બોટો અથવા લઘુ નૌકાઓ સુરક્ષિત હોવાથી ત્યાંના અધિકારીઓએ, તેઓ સ્થળમાર્ગથી ન્હાસી ગયેલા હોવા જોઇએ, એવી કલ્પના કરી લીધી અને તેથી હથિયારબંધ સિપાહીઓની એક ટોળી અથવા પાર્ટીને આન્ડામાનનાં જંગલોમાં તેમની તપાસ માટે અને જો તેઓ પકડાય તો તેમને પકડી લાવવામાટે રવાના કરી દીધી. જો તેઓ ક્યાંય પણ જોવામાં આવે અને સીધી રીતે આવવાની ના પાડીને કદાચિત્ તેમની પાસે હથિયાર હોવાથી સામા થાય, તો પછી નિરુપાયવશ તેમને ગોળીથી મારી નાખવાની પણ તે પાર્ટીના અગ્રેસર સિપાહીને આજ્ઞા આપી દેવામાં આવી હતી. ત્રણ કે ચાર દિવસ સુધી તે પાર્ટીએ જંગલોમાં ભટકીને સઘળાં જંગલોને ફેંદી નાખ્યાં, પણ તે રફૂચક્કર થયેલા ક્યદીઓનો તેમને ક્યાંય પણ પત્તો મળી શકયો નહિ. તેઓ જંગલોમાં જઇને ભરાયા જ ન હોતા અને સ્થળમાર્ગથી નાઠા જ ન હોતા, તો પછી જંગલોમાં તેમનો પત્તો કેમ કરીને અને ક્યાંથી મળી શકે વારૂ? સિપાહીઓ

જ્યારે રખડી રઝળીને પાછા આવ્યા અને તેમણે વરિષ્ટ અધિકારી-ઓને સ્નાનના સમાચાર સંભળાવ્યા એટલે પછી સમુદ્રમાં તે કયદી-ઓની ખોળ કરવાનો વિચાર કરવામાં આવ્યો અને બોટોને તૈયાર કરવાની ખલાસીઓને આજ્ઞા આપવામાં આવી. ખલાસીઓએ આવી રિપોર્ટ કર્યો કેઃ "સઘળી બોટોમાં ગાબડાં છે અને તેથી તે ગાબડાં-ને જ્યાં સૂધી બરાબર પૂરી નાખવામાં ન આવે ત્યાં સૂધી બોટો સમુ-દ્રમાં ચાલી શકે તેમ નથી." સઘળી બોટોમાં ગાબડાંની વાત સાંભ-ળતાં જ ત્યાંના વરિષ્ટ અધિકારીઓનો નિશ્ચય થઇ ગયો કેઃ 'કય-દીઓ સમુદ્રમાર્ગેથી જ પલાયન કરી ગયા છે; પરંતુ ચાર દિવસનો સમય વીતી ગયો છે એટલે હવે તેમનો સમુદ્રમાં પણ પત્તો મળી શકશે કે કેમ, એ એક પ્રશ્ન જ છે. છતાં કાયદા પ્રમાણે તેમને પકડવાના પ્રયત્નો તો કરવા જ જોઇએ.' આવા વિચારથી બોટોને સુધરાવીને બે દિવસ પછી સમુદ્રમાં તેમને શોધવામાટે સિપાહીઓની જૂદી જૂદી ત્રણ પાર્ટીઓને મોકલવામાં આવી. સમુદ્રમાં બહુ જ તોફાન હોવાથી ખલાસીઓ તથા સિપાહીઓ બે દિવસ સૂધી કિના-રાથી થોડા થોડા અંતરપર બોટોને ફેરવીને પાછા આવ્યા અને તેમણે 'ન્હાસી ગયેલા કયદીઓનો સમુદ્રમાં પણ કયાંય પતો મળી શકતો નથી !' એ પ્રમાણેના સમાચાર પોતાના વરિષ્ટ અધિકારીઓને સંભળાવી દીધા. અર્થાત્ તે બંદિવાનોના પલાયનને જોતજોતાંમાં સાત દિવસનો અવધિ થઇ ગયો, છતાં સ્થળમાં કે જળમાં કયાંય તેમનો પત્તો મળી શકયો નહિ. આવી રીતે તે કયદીઓનો પત્તો ન મળવાથી અંતે ત્યાંના અધિકારીઓએ હિંદી સરકારને એ વિશેનો રિપોર્ટ મોકલી આપવાનો અને બરમા તથા હિન્દુસ્તાનનાં સઘળાં બંદરોના અધિકારીઓને તારથી એ સમાચાર જણાવીને તે કયદીઓ-

માંનો કોઇ પણ કયદી કોઇ પણ બંદરપર કોઇ વહાણ અથવા સ્ટીમરમાંથી ઉતરે, તો તેને પોલિસના કબ્જામાં સોંપવામાટેની સુચના આપી દેવાનો નિશ્ચય કર્યો.

એ નિશ્ચય કરીને તેઓ રિપોર્ટ લખવાની તથા તારો કરવાની તૈયારીમાં હતા એટલામાં તે દિવસે મધ્યાન્હ સમયે પોર્ટ બ્લેઅર્માં અચાનક આવીને નાંગરેલી એક સ્ટીમરનો કૅપ્ટન્ પોર્ટ બ્લેઅર્ સેટલમેન્ટના વરિષ્ટ અધિકારીની મુલાકાતે આવ્યો અને તે કૅપ્ટને તે અધિકારીને જણાવ્યું કે: " આજથી બે દિવસની વાતપર સમુદ્રમાં પાંચેક માણસ લાઇફબેલ્ટ પહેરીને તરતા અમારા જોવામાં આવ્યા હતા અને તેથી અમોએ સ્ટીમરને ઊભી રાખીને તેમને સ્ટીમરમાં લઇ લીધા હતા. તેઓ જો કે બોલી શકતા હતા, પણ ભૂખ અને તરસથી અધમુઆ જેવા થઇ ગયા હતા એટલે પ્રથમ અમોએ તેમને ખવડાવી પીવડાવીને કાંઇક તાજા કર્યા અને ત્યારે પછી તેઓ સમુદ્રમાં કેમ પડ્યા હતા, એ પ્રશ્ન તેમને પૂછ્યો. અમારા પ્રશ્નના જવાબમાં તેમણે જણાવ્યું કે, તેઓ એક વહાણમાં જંગબાર તરફ જતા હતા એટલામાં વહાણ તોફાનમાં સપડાઇને ટૂટી જવાથી તેમની એ દશા થઇ હતી; પણ તેમની એ વાત અમારા માનવામાં ન આવી અને આન્ડામાન અમારા માર્ગમાં હોવાથી કદાચિત્ તેઓ આન્ડામાનમાંથી ન્હાસી છૂટેલા અપરાધીઓ હોય, તો અહીં તપાસ કરી લેવી અને પછી જ તેમને હિન્દુસ્તાનમાં પહોંચાડવાની વ્યવસ્થા કરવી એવા આશયથી હું સ્ટીમરને અહીં લઇ આવ્યો છું અને તે મનુષ્યોને જોઇ લેવા માટેની હું આપને પ્રાર્થના કરૂં છું. "

પોર્ટ બ્લેઅર્ના અધિકારીએ જણાવ્યું કે: " આપે સ્ટીમરને અહીં લઇ આવવાનો જે પરિશ્રમ વેઠ્યો છે, તેમાટે અમો આપનો

અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આજથી સાતમા દિવસપર અહીંથી દશ કયદીઓ સમુદ્રમાર્ગથી પલાયન કરી ગયા છે અને સંપૂર્ણ શોધ ચલાવવા છતાં અમને તેમનામાંના એક પણ કયદીનો પત્તો મળી શક્યો નથી. હું હમણાં જ આપની સાથે સ્ટીમરપર આવું છું અને તે મનુષ્યો અહીંથી ન્હાસી ગયેલા કયદીઓ છે કે બીજા નિરપરાધી મનુષ્યો છે, તે આપને જણાવું છું. ”

પોર્ટ બ્લેઅરના શેરઅલી નામક એક અફ્રીદી કયદીએ ઇ. સ. ૧૮૭૨ માં એક સ્ટીમલૅાંચમાં બેસતી વેળાયે લૅાર્ડ મેયોના પ્રાણ લીધા હતા અને એવી જ બીજી પણ કેટલીક ભયંકર ઘટનાઓ ત્યાં બનેલી હોવાથી પોર્ટ બ્લેઅરના અધિકારીએ સાવચેતી તરીકે પોતાની સાથે દશ અંગરક્ષકોને લઇ લીધા અને ત્યારપછી કૅપ્ટનની સાથે તે સ્ટીમરપર જઇ પહોંચ્યો. ત્યાં કૅપ્ટને જે પાંચ મનુષ્યોને તે અધિકારી સમક્ષ રજૂ કર્યા, તેમાંનો એક જોધાસિંગ અને બીજા ચાર તેના સાથીઓ હોવાથી તે અધિકારીએ તેમને આન્ડામાનના ન્હાસી ગયેલા અપરાધીઓ તરીકે તત્કાળ ઓળખી લીધા અને પોતાના સશસ્ત્ર અંગરક્ષકોને તેમને ઘેરીને સાવધ રહેવામાટેની આજ્ઞા આપી દીધી. આ વ્યવસ્થા થઇ રહ્યા પછી તેણે જોધાસિંગને સંબોધીને કહ્યું કેઃ “ તારામાં અમારો આટલો બધો વિશ્વાસ હોવા છતાં અને તારા છૂટકારાની મુદ્દત બહુ જ થોડી બાકી રહેલી હોવા છતાં તેં આવી રીતે અહીંથી ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો, એથી મને અતિશય શોક થાય છે. તને અપાયલી સ્વતંત્રતાનો અને તારામાં રખાયલા વિશ્વાસનો તું આવો દુરુપયોગ કરીશ, એવી સ્વપ્નમાં પણ અમારી કલ્પના ન હોતી. અસ્તુઃ તારા ભાગ્યમાં આન્ડામાનમાંથી છૂટીને હિન્દુસ્તાનમાં જીવતાં જીવત જવાનો યોગ નહિ જ લખાયલો

હોય; નહિ તો આવી કુબુદ્ધિ તને સૂઝે જ નહિ. તને જોતાંની સાથે જ મારો નિશ્ચય થઇ ગયો છે કે, બીજા નવ કયદીઓને નસાડવામાં પણ તારો જ હસ્ત મુખ્ય હોવો જોઇએ; કારણ કે, તારા વિના આટલી ચાલાકીથી ન્હાસવાની અન્ય કોઈ પણ હિમ્મત ચલાવી શકે તેમ નથી. એ વિશેનો વધારે વિચાર પછીથી કરાશે; પણ અત્યારે તો હું એટલું જ જાણવા માગું છું કે, અહીંથી દશ કયદીઓ ન્હાસી ગયા હતા અને તમારી સંખ્યા પાંચની છે, તો બીજા પાંચ કયદીઓનું શું થયું, તેઓ ક્યાં છે, જીવતા છે કે મરી ગયા છે ? જે બન્યું હોય, તે સત્ય જણાવી દેજે; કારણ કે, હવે અસત્ય બોલવાથી તને પોતાને કશો પણ લાભ થવાનો સંભવ નથી, એ તો તું પોતે પણ જાણતો હોવો જોઇએ. ”

આન્ડામાનમાંના દશ અપરાધીઓ નાઠા હતા અને એક આન્ડામાની અબળા પણ નાઠી હતી; પરંતુ તે આન્ડામાની અબળાએ જોધાસિંગ આદિને આપેલી સહાયતાની વાર્ત્તા કોઇના જાણવામાં આવી ન હોતી, એટલે જોધાસિંગે પોતાના મનમાં વિચાર કર્યો કે: “ અમો પાંચ જણ દુર્ભાગ્યની પ્રબળતાથી પાછા આ આન્ડામાન નામક નરકાલયમાં આવી પડયા છીએ અને સમુદ્રમાં તોફાનના કારણથી જૂદા પડી ગયેલા બીજા પાંચ બંદિવાનો તથા મારી પ્રિયતમા જયારે અહીંના અધિકારીઓના હાથમાં સપડાયાં નથી, તો પછી વિનાકારણ તેમને સંકટમાં નાખવાનો પ્રયત્ન શામાટે કરવો ? તેઓ જીવતાં છે કે મરી ગયાં છે, એ તો અમો પણ જાણતા નથી, તો પણ અહીં તો તેમને મરી ગયેલાં તરીકે જાહેર કરવાં, એમાં જ તેમનો અધિક લાભ છે; કારણ કે, જો અહીંના અધિકારીઓ તેમને મરેલાં માની લેશે, તો તેમને પકડવામાટેની

વધારે ધમપછાડ નહિ થાય અને તેથી તેમનામાંનો કોઈ પણ મનુષ્ય જીવતો પોતાના દેશમાં પહોંચી જશે, તો ત્યાં તે કોઈ પણ પ્રકારના ઉપદ્રવ વિના પોતાનું અવશિષ્ટ જીવન આનન્દમાં વીતાડી શકશે. " આવા પ્રકારના નિશ્ચયપર આવીને જોધાસિંગે પોર્ટ બ્લેઅરના અધિકારીને તેના પ્રશ્નના ઉત્તર તરીકે જણાવ્યું કે: " જે થવાનું હતું તે થઈ ગયું છે, એટલે હવે એ વિશે શોક કરવો વ્યર્થ છે. અમારી સાથે જે બીજા પાંચ બંદિવાનો નાઠા હતા, તેમનામાંના ત્રણ બંદિવાનો તો અમારી નૌકાનો ભંગ થતાં જ તરવાની કળાથી અજ્ઞાન હોવાથી સમુદ્રના જળમાં ડૂબીને મરણને શરણ થયા હતા અને બાકીના બે બંદિવાનોની પણ એવી જ અવસ્થા થયેલી હોવી જોઇએ, એવી મારી દૃઢ માન્યતા છે; કારણ કે, એક તો તેઓ બહુ જ પોચા હૃદયના અને ભીરુ હતા તેમ જ તરવાનું પણ તેઓ જાણતા ન હોતા. આ કારણથી હવે તેમનો અથવા તેમનાં શબોનો શોધ કરવો તે સમયનો અપવ્યય કરવા સમાન છે; પછી તો જેવો આપ સાહેબનો વિચાર. અમો પાછા આપના પંજામાં સપડાયા છીએ એ અમારા અવિચારની અમને શિક્ષા મળી છે અને બાકીના પાંચ જણ સમુદ્રમાં ભૂખ્યા તરસ્યા ભૂંડે હાલે મરી ગયા છે, એ તેમને તેમના કુસાહસની ભયાનક શિક્ષા મળી ચૂકી છે એટલે હવે તેમને નવીન શિક્ષા આપવાની આવશ્યકતા નથી અને આવશ્યકતા હોય, તો પણ હવે મનુષ્યથી તેમને કશી પણ શિક્ષા આપી શકાય તેમ નથી; કારણ કે, તેમનાં પાપ તથા પુણ્યોનો વિચાર તો હવે પરમેશ્વરની સભામાં ચિત્રગુપ્તની સાક્ષીથી જ થવાનો છે. "

" તમો પાંચ જણ પાછા પકડાયા છો અને બીજા પાંચ બદમાશો સમુદ્રમાં ભૂંડે હાલે મરી ગયા છે, એ બહુ જ સારૂં થયું છે; કારણ કે, એથી અહીંના બીજા બંદિવાનોને, અહીંથી પલાયન કરતાં

કેવાં કષ્ટો ભોગવવાં પડે છે અને કેવી રીતે મરી જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, એ જાણવાનો ઉત્તમ અવસર મળશે અને તેથી તેઓ આવું કુસાહસ કરતા સ્વાભાવિક જ અટકી જશે. અસ્તુઃ તમારા આ નવીન અપરાધનો નીરાંતે વિચાર કરાશે; માટે અંગરક્ષકો, આ અપરાધીઓને ઘણી જ સંભાળથી લઇ જાઓ અને એમને જૂદી જૂદી અંધારી કોટડીઓમાં, બીજો હુકમ મળતાં સુધી, પૂરી રાખો." પોર્ટ બ્લેઅરના અધિકારીએ ગંભીરતાથી આ ઉદ્‌ગાર કાઢ્યા, અને અંગરક્ષકો તે અપરાધીઓને ત્યાંથી લઇ ગયા એટલે પછી તે સ્ટીમરના કૅપ્ટનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "મહાશય, આપે યોગ્ય સંશયને હૃદયમાં સ્થાન આપીને તથા સમયનો ભોગ આપીને આ પાંચ અપરાધીઓને અહીં લાવી અમારા હાથમાં સોંપ્યા છે, એમાટે અમો આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. હું મારા રિપોર્ટમાં આપની આ સેવાની અવશ્ય યોગ્ય પ્રશંસા ગવર્નમેન્ટપર લખી મોકલીશ. હવે આપ આજનો દિવસ અહીં રોકાઓ અને અમારા આદરાતિથ્યનો સ્વીકાર કરીને અમને ઉપકૃત કરો, એવી અમારી પ્રાર્થના છે; કારણ કે, એક તો એથી અમારી કૃતજ્ઞતાને દર્શાવવાનો અમને પ્રસંગ મળશે અને બીજું આપના કાંઇક વિશેષ સમાગમથી અમારા આનન્દની પણ વૃદ્ધિ થશે. હું નથી માનતો કે, આપ અમારી આ પ્રાર્થનાનો અસ્વીકાર કરીને અમને નિરાશ કરશો."

એના ઉત્તરમાં તે વૃદ્ધ, અત્યંત સભ્ય અને સુશીલ અંગ્રેજ કૅપ્ટને પોર્ટ બ્લેઅરના અધિકારીને જણાવ્યું કેઃ "આપની આવી લાગણી તથા સભ્યતામાટે હું આપનો આભારી છું; પરન્તુ અત્યારે કોઇ પણ રીતે મારાથી આપના આમંત્રણને સ્વીકારીને આપના સમાગમનો લાભ લંઇ શકાય તેમ નથી અને તેથી મને બહુ જ શોક થાય છે. મારા

માર્ગને મૂકીને હું સ્ટીમરને અહીં લાવ્યો છું અને અહીંથી પુનઃ મારા માર્ગમાં સ્ટીમરને લઇ જઇશ, એટલામાં મારો ચોવીસ કલાક જેટલો ટાઇમ ચાલ્યો જશે અને મારાથી વખતસર રંગૂન પહોંચી શકાશે કે નહિ, એનો જ મારા મનમાં વિચાર થયા કરે છે. અત્યાર સુધીના રોકાણનું તો હું મારા રિપોર્ટમાં યોગ્ય કારણ દર્શાવીશ; પણ જો હવે વધારે વખત અહીં વીતી જાય, તો મારાથી તે રોકાણનું કારણ દર્શાવી ન શકાય; કારણ કે, જેવી આપની ડયૂટી છે, તેવી જ અમારી પણ ડયુટી છે. આ કારણથી મને ક્ષમા આપશો, તો આપનો મારા પર અતિશય આભાર થશે. ઇશ્વરની ઇચ્છા હશે, તો વળી બીજી વાર આપણે મળીશું અને સાથે બેસીને જમીશું."

ડયૂટી-કર્ત્તવ્ય-ની વાત આવીને ઊભી રહી એટલે પોર્ટ બ્લેઅરના કર્ત્તવ્યપરાયણ અંગ્રેજ અધિકારીએ આગ્રહ કરવાનું માંડી વાળ્યું અને પુનઃ કૅપ્ટનનો આભાર માની હસ્તધૂનન કરીને તે સ્ટીમર-પરથી ચાલતો થઇ ગયો. પોર્ટ બ્લેઅરના અધિકારીએ સ્ટીમરમાંથી બહાર પગ મૂકતાં જ કૅપ્ટને નાંગર ઉપાડવાની અને સ્ટીમરને ચલાવવાની આજ્ઞા આપી દીધી. સ્ટીમર પોતાના માર્ગે ચાલી ગઇ અને પોર્ટ બ્લેઅરનો અધિકારી પોતાની ઑફિસમાં આવી પહોંચ્યો. ત્યાં આવી તેણે હવે બીજો જ રિપોર્ટ તૈયાર કર્યો અને તેમાં જણાવ્યું કે: " જે દશ અપરાધીઓ ભાગી ગયા હતા, તેમાંના પાંચ અપરાધીઓ પકડાયા છે અને બાકીના પાંચ અપરાધીઓ હાથમાં આવ્યા નથી; પરંતુ તેઓ સમુદ્રમાં ડૂબીને મરી ગયેલા હોવા જોઇએ એમ માનવાનાં કેટલાંક સબળ કારણો છે અને તેથી તેમનો પરિશ્રમ પૂર્વક શોધ કરવાની આવશ્યકતા નથી." એ રિપોર્ટમાં પાંચ અપરાધીઓને પોર્ટ બ્લેઅરમાં લઇ આવનાર કૅપ્ટનની તેણે ઘણી જ સારી પ્રશંસા

કરી હતી અને ત્યાર પછી એ રિપોર્ટ 'ગવર્નમેન્ટ ઑફ઼ ઇન્ડિયા' પર મોકલી આપ્યો. અસ્તુઃ હવે આપણે જે પાંચ અપરાધીઓનો પત્તો મળ્યો ન હોતો, તેમના અનુસંધાનપ્રતિ વળીશું. બનાવ એવો બન્યો કે, પેલી આન્ડામાની અબળા જોધાસિંગથી છૂટી પડયા પછી બીજા ચાર અપરાધીઓ ભેળી થઇ ગઈ હતી અને તેમણે એક બીજાને પકડી રાખીને સાથે જ મરવાનો કે સાથે જ તરવારનો નિશ્ચય કરેલો હોવાથી તેઓ મડામાંઠ વાળીને સમુદ્રની લહરીઓ તેમને જ્યાં લઇ જાય ત્યાં જતાં હતાં. એવામાં આચીનના સુલ્તાનનો એક બજરો—એક પ્રકારની નૌકા-ત્યાંથી નીકળ્યો અને બજરાના માલમે તે ચાર અપરાધીઓ તથા આન્ડામાની અબળાને બજરામાં ઉપાડી લીધાં. તેઓ આચીનમાં પહોંચ્યાં અને ત્યાંના સુલ્તાને તેમને આશ્રય આપવાથી ત્યાં જ રહેવા લાગ્યાં. પરંતુ એ અન્ય અપરાધીઓના જીવન કે મરણ સાથે આપણી નવલકથાનો વિશેષ સંબંધ ન હોવાથી તેમનો અધિક વૃત્તાંત આપવા-ની આવશ્યકતા નથી; કિન્તુ આપણી નવલકથાનો દામોદરના જીવન સાથે કેટલોક આવશ્યકીય સંબંધ રહેલો છે અને તેટલામાટે નૌકા-માંથી સમુદ્રમાં ઉછળી પડયા પછી તેના જીવન તથા શરીરની શી અવસ્થા થઇ હતી, એના અવલોકન તથા વિવેચનની વિશેષ આવશ્ય-કતા હોવાથી અત્યારે આપણે હવે તે જ કાર્યમાં પ્રવૃત્ત થવાનું છે.

નૌકામાંથી ઉછળીને સમુદ્રમાં પડયા પછી દામોદર ત્રણ દિવસ સુધી સમુદ્રમાં નિરાધાર અવસ્થામાં હતો. તેને તરવાની કળા સારી અવગત હોવાથી તેમ જ તેના કટિભાગમાં લાઇફ઼બેલ્ટ હોવાથી તેના મનમાં ડૂબી જવાનો ભય ન હોતો અને બે દિવસ સુધી તો તેની દૃઢ-તામાં લેશમાત્ર પણ ખંડ પડયો ન હોતો, પરંતુ ત્યાર પછી તોફ઼ાની સમુદ્રની ભયાનક લહરીઓના આઘાત તથા ક્ષુધા અને તૃષા આદિની વેદ-

નાથી તે એટલો બધો આકુળ વ્યાકુળ થઇ ગયો કે, આન્ડામાનમાંથી પલાયન કરવામાટે તેના મનમાં પ્રચંડ પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તે પોતાના મનમાં મરણનું સ્મરણ કરવા લાગ્યો. એક તો ઉપર્યુક્ત પીડાઓ હતી જ, તેમાં વળી સમુદ્રના ક્ષારજળથી તેના શરીરની ચામડી પોચી પડી ગયેલી હોવાથી કેટલીક વાર મત્સ્ય આદિ જળચર પ્રાણીઓ તેની ચામડીને બટકાં ભરીને તોડી જતાં હતાં અને તેથી તેના શરીરમાં અસહ્ય વેદના થયા કરતી હતી. જાણે પરમાત્માએ તેને તેના આ અવતારમાં, એટલે કે, જીવતાં જ નરકની યંત્રણાઓનો કાંઇક ભાસ કિંવા પરિચય કરાવવાની યોજના કરેલી હોય ની ! એવો જ તેના મનમાં ભાસ થયા કરતો હતો અને તેથી તે વારંવાર પરમેશ્વરની કરુણા યાચીને મનમાં એ જ પ્રાર્થના કર્યા કરતો હતો કે: "હે પરમાત્મન્, કાં તો મારો આ નરકયાતનામાંથી ઉદ્ધાર કર અને જો મારા અક્ષમ્ય અપરાધોની ક્ષમા મને ન જ મળવાની હોય, તો મારા આ કષ્ટમય જીવનનો અંત લાવીને મને કરાલ કાળના મુખમાં ધકેલી દે; કારણ કે, હવે મારાથી આ યાતનાઓ સહી શકાતી નથી!" ત્રીજો દિવસ એવી જ અવસ્થામાં વીતી ગયો અને ચોથા દિવસનો પ્રભાત થયો. ચોથા દિવસના એ પ્રભાતમાં અચાનક મોભ જેવું એક લાકડું સમુદ્રમાં તણાતું તણાતું દામોદરની પાસેથી પસાર થતાં શરીરમાં આધાક આય ન હોવા છતાં પણ તેણે પોતાના શરીરમાં જેટલું બળ અવશિષ્ટ રહ્યું હતું તેટલા બળનો ઉપયોગ કરીને તે લાકડાને પકડી લીધું અને તેના સદ્ભાગ્યના યોગે તે લાકડાને લોઢાના કેટલાક કડા જડેલા હોવાથી તે કડામાં પોતાના હાથના કાંડા સુધીના ભાગોને નાખી દઇને તે લાકડાને મડામાંક વાળીને તે વળગી રહ્યો. હવે તે લાકડાની સાથે સમુદ્રમાં તણાવા લાગ્યો. પરંતુ લાકડાનો આધાર

મળવાથી તેના પરિશ્રમ તથા તેની યાતનામાં ઘણો ઘટાડો થઇ ગયો અને તેથી આટલો આધાર આપવામાટે તે પરમેશ્વરનો અનન્ય મનથી આભાર માનવા લાગ્યો. લાકડાનો આધાર મળતાં તેનો પરિશ્રમ તો ઓછો થયો, પણ તે સાથે ક્ષુધા તથા પિપાસાની વેદના પણ વધતી હોવાથી તેના શરીરમાંની ચેતનશક્તિ પણ ઓછી થવા લાગી અને તેના પરિણામે પાંચમા દિવસનો પ્રભાત થતાં સુધીમાં તો તે એટલી સીમા પર્યન્ત મૂર્ચ્છિત, અચેતન, નિશ્ચેષ્ટ કિંવા સંજ્ઞાશૂન્ય થઇ ગયો કે તે સ્થળમાં હતો કે જળમાં અને મૃત હતો કે જીવિત એનું પણ તેને જ્ઞાન કે ધ્યાન રહ્યું નહિ.

ઘણીકંવાર દામોદર જેવા પાપાત્મા અને ક્રૂરાત્મા નરપિશાચોને પરમન્યાયશીલ પરમેશ્વર આવી યંત્રણાઓનો સાક્ષાત્કાર કરાવીને પાપકર્મથી પરાઙ્મુખ થવાની માર્મિક સૂચના આપે છે; પરંતુ તે પાપિષ્ટોનાં હૃદયમાં પાપનો એવો તો પ્રબળ અધિકાર વ્યાપેલો હોય છે કે અનેક વાર આવી યંત્રણાઓનો અનુભવ થવા છતાં અને તે વેળાયે ભવિષ્યમાં પાપ ન કરવામાટેની સંકટના સમયમાં પ્રતિજ્ઞા કરવા છતાં પણ જ્યારે તે સંકટનું નિવારણ થતાં તેઓ સુખ તથા સ્વતંત્રતાને મેળવે છે, તે વેળાયે એ સંકટ તથા યંત્રણાઓને સર્વથા ભૂલી જાય છે અને પુનઃ પાપજન્ય પ્રમાદ કિંવા ઉન્માદને વશ થઇને પૂર્વવત્ પ્રચંડ પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે. એ પાપિજનોના સ્વભાવની એક મહાવિપરીત પ્રકારની વિલક્ષણતા છે અને તેમના સ્વભાવની એ વિલક્ષણતાનો વિશ્વમાં આપણને વારંવાર સાક્ષાત્કાર થયા કરે છે; એટલે એ વિશેના વિશેષ કિંવા વિસ્તૃત વિવેચનની આવશ્યકતા નથી. પરમેશ્વર તો દયાળુ હોવાથી અનેક વાર પાપિજનોનાં ઘોરતમ પાપોની ક્ષમા આપીને કૃત અપરાધોના પશ્ચાત્તાપથી અવશિષ્ટ જીવનને સુધાર-

વાના પ્રસંગો તેમને આપે છે; પરંતુ પરમેશ્વરની એ દયાલુતાનો દુરુપયોગ કરીને તે પાપાત્માઓ પશ્ચાત્તાપથી જીવનને સુધારવાને બદલે પુનઃ પાપપંકની ગહન ગર્ત્તામાં જઈ પડે છે અને અંતે રૌરવનરકના અધિકારી થાય છે. એ પાપાત્માઓના સ્વભાવની વિલક્ષણતા અગમ્ય છે, અજ્ઞેય છે! નરકના કીટને જેવી રીતે નરકમાં જ આનન્દ મળે છે અને કાક વિષ્ઠાપર જ જઇને બેસે છે; તેવી રીતે પાપિષ્ટ જનોનો પરમાનંદ પાપકર્મમાંજ સમાયેલો હોય છે; તેમને ધર્મ ગમતો નથી અને તેથી તેમના હૃદયમાં ધર્મનો પ્રભાવ પડી શકતો નથી. આવી પરિસ્થિતિ હોવાથી એક આંગ્લ કવિએ પોતાના એક ગ્રંથમાં લખ્યું છે કે:—

" Our outward act is prompted from within,
And from the sinner's mind proceeds the sin."
*Prior, 'Henry and Emma,' line 481.*

એનો ભાવાર્થ એ છે કે; "આપણા બાહ્ય વર્ત્તન અથવા કાર્યની સૂચના આપણને આપણા અંતરમાંથીજ મળે છે; અને જે પાપી મનુષ્ય હોય છે, તેના મનમાંથી પાપનો જ ઉદ્ભવ થાય, એટલે કે, તેનું મન તેને પાપ કરવાની જ સૂચના આપે છે!"

અહીં કોઇ પ્રશ્ન કરશે કે, 'ત્યારે શું પાપાત્મા દામોદરનો સમુદ્રમાંથી ઉદ્ધાર થયો હતો, તે પોતાની પૂર્વ સ્વતંત્રતા તથા પૂર્વ સ્થિતિને મેળવી શક્યો હતો અને તે વેળાયે એ યંત્રણાઓને, ધર્મને તથા પરમેશ્વરને ભૂલીને તે પુનઃ ભયંકર પાપકર્મમાં પ્રવૃત્ત થયો હતો કે?' એ પ્રશ્નના ઉત્તરમાં અમે એટલુંજ જણાવી શકીએ તેમ છીએ કે, દામોદરનો એ અગાધ સંકટમાંથી ઉદ્ધાર થયો હતો કે નહિ, તેને તેની પૂર્વ સ્વતંત્રતા તથા પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થઇ હતી કે નહિ અને

તે પુનઃ યંત્રણાઓને, ધર્મને તથા **પરમેશ્વરને** ભૂલીને પાપકર્મમાં પ્રવૃત્ત થયો હતો કે નહિ, એનો સંબંધ ભવિષ્યકાળ સાથે હોવાથી અને અમો ભવિષ્યવેત્તા ન હોવાથી અમારાથી એનું યથાર્થ ઉત્તર ન આપી શકાય, એ સ્વાભાવિક જ છે. અત્યારે એક પાપાત્મા પુરુષની અસહ્ય યાતનાઓને જોઇને અમારા હૃદયમાં જે ભાવો સ્ફુરી આવ્યા, તે ભાવોને અમે દર્શાવ્યા છે એટલે એ વિચારોને સર્વ પાપી જનોના સંબંધમાં લાગૂ પાડી શકાય તેમ છે; કારણ કે, એ વિચારો એકકાલિક તથા એકદેશીય નથી, કિન્તુ સાર્વકાલિક અને સાર્વદેશીય છે; એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે.

અસ્તુઃ ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ અપરાધીઓ આન્ડામાનના કારાગૃહમાં પુનઃ પૂરાયા હતા અને ચાર અપરાધીઓ કાચીનના સુલ્તાનનો આશ્રય મેળવી શક્યા હતા; તેમ જ આન્ડામાની અબળાનો પણ ઉદ્ધાર થયો હતો; એટલે કે, તેમના જીવનની હાનિ થઇ ન હોતી. પરંતુ દામોદરના દુર્ભાગ્યની પ્રબળતા કોણ જાણે કેવી હતી કે, સમુદ્રમાં સાત દિવસ વીતી જવા છતાં તેને કોઇ પણ નાની કે મોટી સાધારણ નૌકા અથવા સ્ટીમરનો આધાર મળી શક્યો ન હોતો અને બે દિવસથી તે નિશ્ચેષ્ટ અવસ્થામાં હોવાથી હવે જો કોઇ નૌકા અથવા સ્ટીમર તેની પાસેથી નીકળે અને તે નૌકામાંના મનુષ્યોની તેના પર દૃષ્ટિ પડતાં તેઓ તેનો પોતાની ઇચ્છાથી ઉદ્ધાર કરે, તો જ તેના ઉદ્ધારનો સંભવ હતો; કારણ કે, નિશ્ચેષ્ટતાના યોગે કોઇની પાસેથી કોઇ પણ પ્રકારની સહાયતા માગવાનું સામર્થ્ય તેનામાં રહ્યું જ ન હોતું. અર્થાત્ દામોદર અત્યારે **"જીવન અને મરણના મધ્યમાં !"** જ અટવાતો હતો.

તૃતીય ખણ્ડ-પુર્વાર્દ્ધ-સમાપ્ત